ॐ

तत्सत्परमात्मने नमः

# હરિહરભક્તિરહસ્ય.

## અર્થાત્

(શ્રી પુષ્પદન્ત ગંધર્વ વિરચિત શિવ મહિમ્ન સ્તોત્રનું શિવ અને વિષ્ણુપર અન્વયાર્થ વિવરણ સહિત ગુર્જર વ્યાખ્યાન.)


કર્તા અને પ્રકાશક

કીર્તનાચાર્ય મહારાજશ્રી દત્તાત્રેયબુવા

તાંબેસાતારકર.

બાલાજીરોડ—સુરત.



પ્રથમાવૃત્તિ.





સુરત ચકલાના પુલપર આવેલા 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ [illegible] ગાવ નીકમે છાપ્યું.


કિંમત રૂ. ૧-૦-૦

દરેક કુટુંબને અવશ્ય સંગ્રહણીય અપૂર્વ ગ્રંથ.

# શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમ.

## (પ્રથમ અને દ્વિતીય સ્કંધ.)

આજકાલ લોકોમાં વાચનનો શોખ વધેલો દેખાય છે. પરંતુ વિવેક પુરઃસર વાચન પસંદ કરવામાં આવે તોજ ઉપયોગી ને શ્રેયસ્કર નિવડે. જે વાંચનથી ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરૂષાર્થમાંથી એકાદ પણ સંપાદન કરી શકાય તેવાજ ગ્રંથો આવકારદાયી થવા ઘટે છે. નાટક, ચેટક ને વાર્તાના ગ્રંથો સાંપ્રતકાળમાં બહોળા વંચાય છે. પણ એવા વાચનથી તાત્કાલિક ચિત્તરંજન થાય ખરૂં, પણ તેથી મનને પોષણ આપે એવો સાત્વિક ખોરાક મળતો નથી. ઉલટું તે વિષયાસક્તિ ઉત્તેજીત કરે છે. માટે જેથી શાસ્ત્રશ્રદ્ધા ઉત્પન્ન થાય ને મનોવૃત્તિ ઇશ્વર પરાયણ વળે એવા સપ્રમાણ સિદ્ધાંતોથી મનને ઉન્નત દશાએ પહોંચાડી સંસારને સુખરૂપ કરાવનાર ગ્રંથોનોજ વિસ્તૃત પ્રસાર થવો જોઇએ. એવા ગ્રંથોની હાલ બહુ ખોટ છે, અને તેટલા માટેજ આ 'કલ્પદ્રુમાલયદ્વારા' તે પ્રસિદ્ધ કરવાનો વિચાર રાખેલો છે. આમાં સદ્દગુરૂથી સચ્છાસ્ત્ર લાભ, સદ્દગુરૂ લક્ષણ, જ્ઞાનગંગા સમૂળ પાપનાશિકા, સમતાવર્ણન, ચિત્તનાશક દ્વિવિધ માર્ગ, મનોનિગ્રહ યુક્તિ, વૈરાગ્યસ્વરૂપ વિચાર, ભેદરહિત ભક્તિથી જ્ઞાન અને યોગની સિદ્ધિ, ભક્તિમાં ત્રિદોષ, નિર્ગુણ ભક્તિપ્રકાર, ભક્તિરહિત જ્ઞાન શ્રમદાયી, ભક્તિના ઉત્પાદક નવ સાધન. ભક્તિની પ્રધાનતા, શ્રવણભક્તિ, કીર્તન ભક્તિ, નામરહિત વાણી અમંગલ, ઇત્યાદિ ઘણી બાબતો છે. ગ્રંથ સદ્દબોધથી ભરપૂર છે ને અભીષ્ટ ફળને આપનારો છે, એમ વાંચ્યાથીજ ખાતરી થશે.

આની બાંધણી પાકી તથા સાઇઝ ડેમી પૃષ્ઠ ૪૭૫ અને કાગળ એન્ટીક છે. છતાં કિં. ૩-૪-૦ રાખી છે. ટ. ખર્ચ જુદો.

ૐ

तत्सत्परमात्मने नमः

# હરિહરભક્તિરહસ્ય.

## અર્થાત્

(શ્રી પુષ્પદંત ગંધર્વ વિરચિત શિવ મહિમ્ન સ્તોત્રનું શિવ અને વિષ્ણુપર અન્વયાર્થ વિવરણ સહિત ગુર્જર વ્યાખ્યાન.)

કર્તા અને પ્રકાશક
કીર્તનાચાર્ય મહારાજશ્રી દત્તાત્રેયબુવા
તાંબેસાતારકર.
બાલાજીરોડ—સુરત.

પ્રથમાવૃત્તિ.



સુરત ચકલાના પુલપર આવેલા 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

કીંમત રૂા. ૧-૦-૦



कीर्तनाचार्य महाराज

**श्री दत्तात्रय बुवा तांबे सतारा्कर.**

'जैनविजय' प्रेस-सूरत ।

# શ્રી દત્તાત્રેય પ્રસન્ન.

# ભૂમિકા

બ્રહ્મની અચિન્ત્ય, અદ્‌ભૂત, અઘટિત ઘટના કરવાવાળી, અપરિમિત શકિતરૂપ જે અવ્યકત પ્રકૃતિ તેજ માયા છે. તે કલ્પિત અને અનાદિ હોઈ અનિર્વચનીય છે. તે ત્રિગુણાત્મક એક હોઇ વિદ્યા અને અવિદ્યા એ ભેદથી બે પ્રકારની થઇ. વિશુદ્ધ સત્ત્વપ્રધાન (રજ તમ ગુણો વડે મલિન ન થયેલી) ને વિદ્યા અને મલિન સત્ત્વપ્રધાનતાને અવિદ્યા કહે છે. આ, વિક્ષેપ અને આવરણ શકિતએ કરીને જગતની ઉત્પત્તિ તથા જ્ઞાનસ્વરૂપનું આચ્છાદન કરે છે. જેમ એકજ માયા વિદ્યા અને અવિદ્યાનામવડે બે પ્રકારની થઇ, તે પ્રમાણે, એકજ આત્મા વિદ્યોપાધિવડે ઇશ્વર અને અવિદ્યોપાધિવડે જીવ સંજ્ઞાને પ્રાપ્ત થયો છે આમાં તત્પદવાચ્ય કારણોપાધિવાળા ઇશ્વર માયાથી આવૃત નથી વાસ્તે નિત્ય મુકત અને ત્વંપદવાચ્ય કાર્યોપાધિવાળો જીવ અવિદ્યાથી વેષ્ટિત તેથીજ તે નિત્ય બદ્ધ છે. '**દ્વા સુપર્ણા**' ઇત્યાદિ શ્રુતિ આની પ્રમાણ ભૂત છે.

પરમેશ્વર જગતનાં સૃષ્ટિ સ્થિતિ લયનો કારણી ભૂત છે. જીવે કરેલાં અનાદિ શુભાશુભ કર્મોનું સુખદુઃખાનુભવરૂપ ફળ, તેને પ્રાપ્ત કરી દેવા માટે તે આકાશાદિ પંચ મહાભૂત અને તેમનાં દેહેંદ્રિયાદિક ભૌતિક કાર્યોને ઉત્પન્ન કરે છે અને તેમાં પ્રવિષ્ટ થાય છે. લીલાઅર્થે માયાના સંયોગવડે શરીર ધારણ કરીને પ્રપંચમાં નટવાવાળા ( નાટક કરવાવાળા ) પ્રભુને અહંકાર નથી વાસ્તે, કોઇપણ કર્મનો લેપ નથી. અને તેથીજ બદ્ધતાના અભાવથી તેને મોક્ષ સાધનોની આવશ્યકતા પણ નથી. એ ભાગવત સ્મૃતિમાં કહેલ છે.

**स एव विश्वं सृजति स एवावति हंति च ।**
**अथापि ह्यनहंकारान्नाज्यते गुणकर्मभिः ॥**

પરંતુ અવિદ્યોપાધિવાળો ત્વંપદવાચ્ય જીવ અવિદ્યાના આવરણથી પોતાના અદ્વય, અસંગ, આત્મસ્વરૂપની વિસ્મૃતિથી, અવિદ્યા અને તત્કાર્ય અંતઃકરણ બુદ્ધિ ઇત્યાદિકોના તાદાત્મ્યઅભિમાનથી, તેમના કર્તૃત્વ ભોક્તૃત્વાદિ ધર્મ પોતાનાજ સમજીને શુભાશુભ કર્મ કરે છે; અને તેમનો સુખદુઃખાદિ ફલ ભોગ કરવા માટે કર્માનુસાર નાના યોનિયોમાં જન્મ ધારણ કરવો અને મરવું, એ પ્રકારે સંસાર ચક્રના પ્રવાહમાં પડીને ભ્રમણ કરતો રહે છે. આ પ્રકારનો સંસાર જીવની પાછળ લાગેલો છે તોપણ તે સત્ય નથી. જે પ્રમાણે મનુષ્ય જાગ્રદાવસ્થાના પોતાના સ્વરૂપની વિસ્મૃતિથી, જોયેલા અને સાંભળેલા પદાર્થવિષયના મનઃસ્થિત (મનમાં રહેલા) સંસ્કારના સંયોગથી 'હું ઇંદ્ર છું, રાજા છું, હાથી ઘોડો ગધેડો થયો છું' ઇત્યાદિ અનેક પ્રકારનાં સ્વપ્ન સદૈવ દેખે છે તથા સ્વસ્વરૂપના અજ્ઞાનથી જીવ, 'હું ઉત્પન્ન થયો છું, આ મ્હારો બાપ છે, આ મ્હારી માતા, આ સ્ત્રી, પુત્ર, શત્રુ, મિત્ર, બાંધવ છે' ઇત્યાદિ સ્વપ્નનેજ, અવિદ્યારૂપ નિદ્રામાં જુએ છે.

લૌકિક સ્વપ્નનિવૃત્તિ, મનુષ્ય જ્યારે જાગૃત થઇ પોતાના સ્વરૂપને યથાર્થ જાણે છે, ત્યારેજ થાય છે; તથા સંસારભ્રમણરૂપ સ્વપ્નની નિવૃત્તિ, અવિદ્યા નિદ્રામાંથી ઉઠીને (જાગીને) જ્યારે પોતાના આત્મા (સ્વરૂપ)ને જીવ યથાર્થ જાણશે ત્યારે થશે, અન્યથા (બીજી રીતે) નહિ. માટેજ જીવને મોક્ષને માટે જ્ઞાનની આવશ્યકતા, તથા ઉપાસના જ્ઞાનને વાસ્તે, એમજ ચિત્ત શુદ્ધિને માટે કર્મ કરવાં જોઇએ; અને તદર્થેજ કર્મોપાસનાજ્ઞાનાત્મક ત્રિકાંડ વેદની પ્રવૃત્તિ થયેલી છે.

નિષિદ્ધ અને કામ્ય કર્મોનો પરિત્યાગ કરીને કર્તૃત્વાભિમાન અને ફલત્યાગપૂર્વક નિષ્કામ વેદોક્ત કર્મ પરમેશ્વરને ભક્તિયુક્ત અંતઃકરણ-

વડે જીવ જો સમર્પણ કરે તો, શુદ્ધ ચિત્ત તથા પરમેશ્વરપ્રસાદ થઈને સાધન ચતુષ્ટયની પ્રાપ્તિ તેને નિઃસંશય થશે. અનંતર શ્રવણ મનન નિદિધ્યાસનવડે 'અસંભાવના અને વિપરીત ભાવના' દૂર થઈને, સર્વાનર્થની કારણીભૂત મૂલાવિદ્યા નિવૃત્ત થઈને, બ્રહ્મસ્વરૂપ-સ્થિતિરૂપ મોક્ષ જીવને પ્રાપ્ત થઈને તે કૃતકૃત્ય થશે. સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**एतद्धि कृतकृत्यत्वं ब्राह्मणस्य विशेषतः ।**
**प्राप्यैतत्कृतकृत्यो हि द्विजो भवति नान्यथा ॥**

આત્મજ્ઞાન સંપાદન કરીને જીવન્મુક્ત થવું એજ જન્મનું સાફલ્ય છે. એમાં વિશેષતઃ (ખાસ કરીને) બ્રાહ્મણને તો આ પ્રકારની કૃતકૃત્યતા સંપાદન કરવીજ જોઈએ ત્યારે જન્મનું સાર્થક થયું એમ સમજવું; કેવલ બ્રહ્મકુળમાં ઉત્પન્ન થવાથીજ નહિ. કેમકે અજ્ઞાનનાશક બ્રહ્માત્મ-તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી બીજું કાંઈ કર્તવ્ય અવશિષ્ટ (બાકી) રહેતુંજ નથી; અને જેને કાંઈ કર્તવ્ય છે એવું લાગતું હોય, તેને યથાર્થ તત્ત્વ-જ્ઞાન થયું નથી એમ સમજવું.

**ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः ।**
**नैवास्ति किंचित्कर्तव्यमस्ति चेन्न स तत्त्ववित् ॥**

જ્ઞાનામૃતપાન કરીને તૃપ્ત થયેલ યોગીને કાંઇ કર્તવ્ય રહેતું હોય તો તેને તત્ત્વવેત્તા કેવી રીતે જાણવો? તત્ત્વવેત્તાને કાંઇ પણ કાર્ય અવશિષ્ટ રહેતું નથી. જુઓ ગીતા **'तस्य कार्यं न विद्यते.'**

સારાંશ, બ્રહ્મસત્ય, જગમિથ્યા, ભેદ વ્યાવહારિક, અભેદ પારમા-ર્થિક અને એક ચેતન બ્રહ્મ વિના બીજું કાંઇ નથી તથા તેજ બ્રહ્મ પોતાનો આત્મા છે, આ વેદાંતનો મુખ્ય તાત્પર્યાર્થ જાણી લેવાનો છે. પરંતુ આ સ્થિતિ સદ્‌ગુરૂ વિના પ્રાપ્ત થશે નહિ, માટે પરમેશ્વરની આરાધના કરવી ઉચિત છે. તેમની કૃપાવડેજ સદ્રૂપ ગુરૂની પ્રાપ્તિ થશે.

શિક્ષા ગુરૂ અને દીક્ષાગુરૂ એમ બે પ્રકારના ગુરૂ હોય છે. પ્રવૃત્તિ (સંસાર) જ્ઞાનનો ઉપદેશ અને વૃદ્ધિ કરવાવાળા શિક્ષાગુરૂ કહેવાય છે. અને ત્રિતાપવ્યાકુળ જીવને આત્મોન્નતિનો નિવૃત્તિ માર્ગોપદેશ કરીને પરમાનંદ પ્રાપ્ત કરી દેવાવાળા દીક્ષાગુરૂ હોય છે. સાંસારિક સ્થૂલજ્ઞાન પણ ગુરૂ વિના થતું નથી તો અત્યંત સૂક્ષ્મ તત્ત્વજ્ઞાન સદ્ગુરૂ વિના કેવી રીતે થઇ શકે ? અને આ પ્રકારના સદ્ગુરૂ પરમાત્મ-રૂપજ હોય છે. શ્રુતિમાં એવું વર્ણન મળે છે કે **'शिव एव ह्याचार्य-रूपेणानुगृण्हाति'** પરમાત્મા શિવજ આચાર્ય (ગુરૂ)ના રૂપવડે અનુગ્રહ કરે છે. તથા અન્યત્રપણ કહ્યું છે:—

**योजयति परे तत्त्वे स दीक्षयाऽऽचार्यमूर्तिस्थः।**

આચાર્યના શરીરમાં સ્થિત પરમાત્મા દીક્ષા આપીને પરમ તત્ત્વમાં શિષ્યને યુક્ત કરી દે છે. ગુરૂ, દેવતા અને મંત્રાર્થમાં ભેદબુદ્ધિરહિત

---

૧ **'दीयते कृपया शिष्ये क्षीयते पापसंचयः' (दी-क्षा)** ગુરૂવડે, શિષ્યને કૃપાથી મંત્રદાન દેવાય છે અને તેથી કરીને, તેનો પાપ સમુહ નાશ થઇ જાય છે. વાસ્તે આ કૃતિનું દીક્ષા એ નામ થયું છે. જે આચાર્યમાં દેવની અભિવ્યક્તિ થયેલી હોય છે, તેનામાંજ, મંત્ર પ્રદાનદ્વારા પાપનાશ કરાવીને પરમાત્મસ્વરૂપમાં શિષ્યને જોડી દેવાનું સામર્થ્ય હોય છે. ગુરૂ પણ શાસ્ત્રમાં બાર પ્રકારના કહ્યા છે. "એનું વર્ણન **'नवनाथ'** ચરિત્રના પ્રથમ અધ્યાયમાં કરેલું છે તે અને ગુરૂમાહાત્મ્ય 'શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમના' પ્રથમ સ્કંધના પ્રથમ ગુચ્છમાં વિસ્તૃત વર્ણન કરાયેલ છે તે જીજ્ઞાસુ જન ત્યાંજ જોઇ લેશે; અહીં ફક્ત દ્વાદશ નામજ બતાવીએ છીએ." ૧ ધાતુર્વાદી ૨ ચંદન ૩ વિચાર ૪ અનુગ્રહ ૫ પરીસ ૬ કૂર્મ ૭ ચંદ્ર ૮ દર્પણ ૯ છાયાનિધિ ૧૦ નાદનિધિ ૧૧ ક્રૌંચપક્ષિણી અને ૧૨ સૂર્યકાંતકાર્પાસ આ પ્રમાણે ગુરૂ હોય છે અને તેમનામાં નામ પ્રમાણેજ ગુણ હોય છે.

પુરૂષ સમાહિત (એકાગ્ર) ચિત્ત થાય છે. વાસ્તે અભેદબુદ્ધિવડે ગુરૂ દેવની ઉપાસના કરવી જોઇએ ત્યારેજ વેદાંત શાસ્ત્રનું રહસ્ય સમજીને તદનુસાર અનુભવ અપરોક્ષજ્ઞાન થશે. પરમેશ્વરની આરાધના પણ સદ્-ગુરૂની પ્રાપ્તિનું કારણ છે એમ અનેક શ્રુતિ સ્મૃતિ પુરાણાદિકોમાં વર્ણન કરેલું છે તેટલા માટે, પ્રથમથી મનુષ્યે તેમની ભક્તિમાં પ્રવૃત્ત થવું ઉચિત છે.

હવે આ પર શંકા થશે કે, પરમાનંદ પ્રાપ્ત્યર્થ સદ્ગુરૂનો આશ્રય કરવો એ વાત શ્રુતિ સ્મૃતિ તથા મહાત્મા જનોને સંમત છે; પરંતુ સદ્ગુરૂ પ્રાપ્ત્યર્થ જે પરમેશ્વરની આરાધના કહી તે અગર જોકે સત્ય છે તોપણ, કયા પરમેશ્વરની આરાધના ઉચિત છે? કેમકે, પરમેશ્વરને માટે જગતમાં ઘણા વાદિયોનું પરસ્પર વિરુદ્ધ મત શ્રવણમાં આવે છે.

ગાણપત્ય, ગણપતિનેજ જગજ્જન્માદિ કર્તા અને પરબ્રહ્મ કહે છે. એટલુંજ નહિ, પણ શ્રુતિ સ્મૃતિ પુરાણાદિકોનાં અનેક વાક્યોનો આધાર દેખાડીને પોતાનું મત સિદ્ધ કરે છે. તદનુસાર સૂર્યોપાસક અને શક્તિના ઉપાસક પણ તેમને સૃષ્ટિસ્થિતિલયકર્તા અને પરબ્રહ્મરૂપ માને છે. બ્રહ્માના ઉપાસક પણ એમજ કહે છે કે, સૃષ્ટિની પહેલાં એક પ્રજાપતિજ હતા, તેજ જગન્નિર્માતા છે, એનાથી બીજો કોઇ શ્રેષ્ઠ નથી, એ બ્રહ્મરૂપ છે, એના અનુગ્રહવડે જીવને મોક્ષ મળે છે. આ પ્રમાણે પોતાના મતની પુષ્ટયર્થ અનેક શ્રુત્યાદિકોનો આધાર પણ બતાવે છે. તથા વિષ્ણુના અને શિવના ઉપાસક વિષ્ણુને તથા શિવનેજ પરબ્રહ્મ પરમેશ્વર સમજે છે. એટલુંજ કયાં? પરંતુ પોતાની ઇષ્ટ દેવતાની પ્રશંસા કરવા માટે, બીજા દેવતાઓના પ્રકાશક વેદમંત્ર તથા સ્મૃતિ, પુરાણ, ઇત્યાદિકોના ઉત્કર્ષ અપકર્ષપર વાક્યોનો આશ્રય લઇને નીચ ઉચ્ચ ભાવ દેખાડે છે. વાસ્તે પરમેશ્વર કોને સમજવા, કે **જેની ઉપાસનાવડે સદ્ગુરૂની પ્રાપ્તિ અને શ્રવણ મનન નિદિધ્યાસનદ્વારા પરમાનંદરૂપ સ્થિતિનો લાભ થાય!**

સમાધાનમાં સમજાવાય છે કે, ગણપત્યાદિ પંચદેવતા જગત્-કારણ ઈશ્વરનીજ મૂર્તિ હોવાથી શિવપુરાણ, વિષ્ણુપુરાણ, ગણેશપુરાણ, સૌરપુરાણ ઇત્યાદિકોમાં, એમનું સર્વશક્તિમાન્ પરમેશ્વરરૂપવડે વર્ણન કર્યું છે; અને શિવથી 'બ્રહ્માવિષ્ણુ', વિષ્ણુથી 'શિવબ્રહ્મા', ગણપતિથી 'બ્રહ્માવિષ્ણુ', દેવીથી 'બ્રહ્મા વિષ્ણુ મહેશ' ઉત્પન્ન થયા એવું તે તે દેવતાઓના પુરાણમાં કહેવામાં આવેલું છે. વાસ્તે મહર્ષિઓએ કહ્યું છે કે:—

**उपासनं पंचविधं ब्रह्मोपासनमेव तत् ।**

ગણપતિ સૂર્યશક્ત્યાદિ પંચ દેવતાઓની ઉપાસના સગુણ બ્રહ્મો-પાસનાજ છે. કેમકે તે સર્વે સગુણબ્રહ્મ ઈશ્વરનાંજ સ્વરૂપ છે. હવે એને માટે નીચે પ્રમાણો પણ દર્શાવવામાં આવે છે.

**अहमेव महाविष्णुरहमेव सदाशिवः ।**
**अहमेव महाशक्तिरहमेवार्यमा प्रिय ॥**
**शिवे विष्णौ च शक्तौच सूर्ये मयि नराधिप ।**
**याऽभेदबुद्धिर्योगः स सम्यग्योगो मतो मम ॥ गणेशगीता॥**

હુંજ વિષ્ણુ, શંકર, દેવી અને સૂર્ય છું. એટલા માટે એ સર્વના વિષે અને મ્હારા વિષે જે અભેદબુદ્ધિ તેજ ઉત્તમ યોગ છે એમ મ્હને સંમત છે. આ પ્રમાણે ગણપતિના રાજા વરેણ્યને ઉપદેશ થયેલો છે. એવીજ રીતેઃ—

**सौराः शैवाश्च गाणेशा वैष्णवाः शक्तिपूजकाः ।**
**मामेव प्राप्नुवंतीह वर्षापः सागरं यथा ।**
**एकोऽहं पंचधा जातः क्रीडया नामभिः किल ॥ प० पु. ॥**
**महादेवं विना यो मां भजते श्रद्धया सह ।**
**नास्ति तस्य विनिर्मोक्षः संसाराज्जन्मकोटिभिः ॥**
**॥ स्कं. पु. ॥**

વર્ષાકાલિન (વર્ષા ઋતુનું) જળ જે પ્રમાણે સમુદ્રનેજ મળે છે તે પ્રમાણે સૂર્ય, શિવ, ગણપતિ, શક્તિ અને વિષ્ણુના ઉપાસક મ્હનેજ પ્રાપ્ત થાય છે. હું એકલોજ લીલાવડે પંચરૂપ અને પંચ નામવડે પ્રકટ થયો છું. એવી પદ્મપુરાણમાં કૃષ્ણોક્તિ (વચન) છે. તથા 'મહાદેવ વિના મ્હારૂં ભજન પૂજન જે શ્રદ્ધાવડે કરે છે તેનો આ સંસારમાંથી કરોડો જન્મ ધારણ કરે છે તથાપિ મોક્ષ થશે નહિ' એવી સ્કંધ પુરાણમાં વિષ્ણૂક્તિ (વિષ્ણુના વચન) છે. તે પરથી મહાદેવની સાથ પોતાની મૂર્તિનું આરાધન કરવું એ વાત ભગવાનને સંમત છે એમ થયું. એવીજ શંકરની ભવિષ્ય પુરાણવિષે, ઉક્તિ છે તે જુઓ.

**विष्णोरन्यं तु पश्यंति ये मां ब्रह्माणमेव च ।**
**कुतर्कमतयो मूढाः पच्यंते नरकेष्वधः ॥**

ભગવાન્ વિષ્ણુથી, મ્હને તથા બ્રહ્મદેવને કુતર્કાદિકોનો આશ્રય કરીને મૂઢ બનેલ હોય એવા જે પુરુષ ભિન્ન દેખે છે, તેઓ અધોગામી નરકાદિકોમાં રંધાય છે. એવાંજ સૂર્યગીતા તથા શક્તિગીતા અને તેમનાં પુરાણ જોવાથી તેમનાં પણ અભેદાત્મક વચન મળે છે તે જાણી લેવાં. અહીં વિસ્તાર થાય વાસ્તે સ્થળ નિર્દેશ કર્યો છે. તથા સ્મૃતિ વચનપણ એવું છે કે:—

**ब्रह्माणं केशवं रुद्रं भेदभावेन मोहिताः ।**
**पश्यंत्येकं न जानंति पाखंडोपहता जनाः ॥**

બ્રહ્મા વિષ્ણુ શિવનો અભેદ છે તથાપિ, માયાવડે મોહિત થઇને પાખંડીજન તેમને ભેદભાવ વડે જુએ છે અને જાણે છે. અર્થાત્ તેની અંતર્બાહ્ય દૃષ્ટિ કલુષિત હોવાથી યથાર્થ વિચાર કરીને તાત્ત્વિક સ્વરૂપ જાણવું અને અવલોકન કરવું એને માટે તે અસમર્થ થાય છે. કેટલાક જાણે છે પરંતુ વૃથાજ અભિમાનથી દુરાગ્રહી બને

છે. એકજ પરમાત્મા સત્વરજતમ એ ગુણોનો આશ્રય કરીને સૃષ્ટિ સ્થિતિ સંહાર કરે છે અને બ્રહ્મા વિષ્ણુ શિવ એવાં નામોને ધારણ કરે છે. ઇત્યાદિ અર્થ પ્રતિપાદક વાકય ભાગવતનો પાઠકરવાવાળાને અને પારાયણપરાયણ લોકોને શું અજ્ઞાતજ છે? જુઓ! ભાગવત પ્ર. સ્કં. દ્વિતીયાધ્યાય. અહીં સંજ્ઞા (નામ) ભેદ છે ન સંજ્ઞી (વ્યક્તિ) ભેદ. પ્રકૃત સ્થળમાં હરિહરના ભેદનોજ નિરાસ કરવો છે વાસ્તે, શકિત ગણપતિ સૂર્યાદિકને માટે વિશેષ કથન કરવાનું પ્રયોજન નથી; તથાપિ થોડું પહેલાં દિગ્દર્શન કરાવ્યું છે. સિવાય જગતમાં (ભારત વર્ષમાં) [1]હરિહરની ઉપાસના જેટલી આરૂઢ છે તેટલી બીજી દેવતાઓની નથી, અને એટલા માટે સર્વત્ર શિવ વિષ્ણુનો ભેદ તથા તેમના ઉપાસકોમાં દ્વેષ જેટલો પ્રચલિત દેખાય છે અથવા શ્રવણમાં આવે છે તેટલો બીજાઓનો નથી. પણ આથી એમ ન માનવુ કે, એ પંથોના ઉપાસકોમાં ભેદ, દ્વેષ વગેરે વૃત્તિ બિલકુલ નથી. અસ્તુ!

પુરાણોમાં લીલાવડે શરીરધારણકરેલ ત્રિમૂર્તિમાં, પરસ્પરથી પરસ્પરની ઉત્પત્તિ, જય સ્તુતિ ઇત્યાદિકોનું કથન અને ક્યાંક બ્રહ્મદેવ તો કયાંક વિષ્ણુ તથા કોઇ સ્થળ વિષે શિવની વિશેષ પ્રશંસા કરાએલી છે; પરંતુ તે પરથી તેમનામાં ન્યૂનાધિક ભાવ માનવાનો નથી. તેવીજ રીતે, તેમના સંબંધી ઉત્કર્ષ અપકર્ષ વાકયોપરથી એમ ન જાણવું જોઇએ કે, પરસ્પરનો ત્યાગ અગર તિરસ્કાર કરવા માટેજ પુરાણાદિમાં એવું વર્ણન છે. પણ એ વાકયોનું પર્યવસાન સ્તુતિમાં હોય છે એમ સુજ્ઞ જાણે છે.

**न हि निंदा निंद्यं निंदितुं प्रवर्तते, अपि तु विधेयं स्तोतुं।**

---

૧. વિષ્ણુ વિષેજ 'રામકૃષ્ણ, નૃસિંહ, પરશુરામ, વામન' એ દેવો અને તેમની ઉપાસનાનો અંતર્ભાવ છે.

શિવ વિષ્ણુ ગણપતિ ઇત્યાદિ તે તે શરીરવાળા પરમેશ્વરનાં ધ્યાન સ્તુતિ માટેજ. તેમનાથી અન્ય શરીરવાળા ઈશ્વરનું અપકર્ષ (ન્યૂનત્વ) વર્ણન કરેલું છે. નિંદા અથવા સ્તુતિની પ્રવૃત્તિ જે હોય છે તે પ્રાશસ્ત્ય બતાવવા માટે; કેવળ નિંદા કરવાના હેતુથી નહિ. નિંદા કરવામાં કયું પ્રયોજન સિદ્ધ થાય ? કોઇપણ નહિ. કિંતુ ઇષ્ટ અપેક્ષિત વસ્તુનું પ્રાધાન્ય (શ્રેષ્ઠત્વ) બતાવવાને માટેજ તેનાથી ભિન્ન વસ્તુનો નીચભાવ એટલે ન્યૂનતા દેખાડવામાં આવેલી હોય છે. સારાંશ, જગતના ઇશ અનેક નામ રૂપોવાળા છે એમ, સગુણ બ્રહ્મપ્રતિપાદક અખિલ શ્રુતિઓ પરથી સિદ્ધ થાય છે. તે પરમેશ્વરેજ, શિવ, વિષ્ણુ, સૂર્ય, શક્તિ, ગણપતિ, રામ કૃષ્ણ ઇત્યાદિ અનેક અવતાર લઇને અદ્ભૂત કૃત્ય કર્યા. તે લીલાઓનું આલંકારિક ભાષામાં તે તે પુરાણમાં અવતારી પરમેશ્વરનું ઐશ્વર્ય, ભગવાન્ વેદ વ્યાસજીએ વર્ણન કર્યું છે. ઈત્યાદિ વાસ્તવ પ્રકાર કોઇ ન સમજીને, પોત પોતાની ઉપાસક દેવતા શ્રેષ્ઠ માનીને, તેનાથી બીજી દેવના તથા તેના ઉપાસકોની લોક નિંદા કરે છે, એ ઘણી અચરજની વાત છે. અસ્તુ ! આ પ્રતિપાદનથી એમ સમજવું કે ચિત્તશુદ્ધિને માટે વેદોક્ત નિષ્કામ કર્મ કરવાં અને પોતાના જે ઇષ્ટ દેવ હોય તેની ઉપાસના કરવી; પરંતુ તદન્ય દેવની નિંદા અથવા તેનામાં ભેદભાવ ન રાખવો તોજ મનુષ્ય દોષી ન થઇને ઇશ કૃપાવડે સદ્ગતિને પ્રાપ્ત થાય.

**हरिं हरं विधातारं यः पश्यत्येकरूपिणम् ।**

**स याति परमानंदं शास्त्राणामेव निश्चयः ॥ स्कं॰ पु॰ ॥**

ત્રિમૂર્તિને, એકરૂપવડે દેખવાવાળો પુરૂષ પરમાનંદને પ્રાપ્ત થાય છે, અને પરસ્પરમાં ભેદભાવ જોવાવાળો નરકગામી થાય છે; એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે. તે ધ્યાનમાં લઇને ઉપાસકે પરમેશ્વરની ભક્તિમાં પ્રવૃત્ત થવું. નિષ્કામ કર્મવડે મલ (પાપ) દોષ, ઉપાસનાવડે વિક્ષેપ (મનશ્ચાંચલ્ય) દોષ અને આવરણદોષ જ્ઞાનવડે દૂર થાય

છે. મનુષ્યના અંતઃકરણના જ્યારે પૂર્વોક્ત દોષ નાશ પામશે ત્યારેજ તેને પરમાનંદનો લાભ થશે.

આજકાલ જ્યાં જુઓ ત્યાં વેદાંત (બ્રહ્મજ્ઞાન)ની વાર્તા સર્વને પ્રિય લાગે છે અને ઘણા લોક વેદાંત ગ્રંથોને ભણે છે સાંભળે છે પણ ખરા. પરંતુ શું ? તે સર્વ અકૃતોપાસ્તિ અને કર્મશૂન્ય (ઉપાસના અને કર્મ રહિત) હોવાથી તેમનું તે શ્રવણ પઠન આનંદપર્યવસાયી થોડુંજ થાય છે ? અગર થયું છે ? અથવા થશે ? કેવળ કાનને ઠીક લાગે છે અને સ્વેચ્છાચાર કરવાને માટે તેની સહાયતા થાય છે એટલા માટેજ તેની વિશેષ અભિરૂચિ ઉત્પન્ન થાય છે. આ શું તેમના આચાર વિચારની વિપરીતતાથી દેખાઈ આવતું નથી ? વેદાંતપ્રિય જ્ઞાનીના કેવો ઉત્તમ આચાર વિચાર હોવો જોઇએ ? અસ્તુ ! કહેવાની મતલબ એ છે કે, અંતઃશુદ્ધિના અભાવથી મનુષ્ય યાવજ્જન્મ વેદાંત સાંભળે, અભ્યાસ કરે, વ્યાખ્યાન કરે તથાપિ તેને કાંઇ પણ શાસ્ત્રોક્ત ફળ મળશે નહિ.

હવે તત્ત્વજ્ઞાન ઉત્પત્તિને માટે પ્રતિબંધક સ્વરૂપનું અપરિજ્ઞાન હોય તો તેનો પરિહાર કરવો અશક્ય થાય છે માટે, સંક્ષેપથી એ કારણોનું કથન કરવામાં આવે છે. શિવ વિષ્ણુનો દ્રોહ તથા તેમના ભક્તોનો દ્વેષ અને તેમના ધનની વાંછાકરવાવાળાને શતાવધિ જન્મોમાં આત્મજ્ઞાન થશે નહિ. કામ, ક્રોધ, દંભ, માત્સર્ય, આલસ્યાદિ દુર્ગુણયુક્ત મનુષ્ય જ્ઞાનઅનુત્પત્તિની ભૂમિ થાય છે. જમીન પણ જ્યારે નિર્મળ (કંકર કંટક ઘાસ રહિત) હોય છે ત્યારેજ વાવેલાં બીજો ફળદ્રુપ થાય છે એવો અનુભવ છે. તથા ધર્માધર્મ, ઇશ્વરના અસ્તિત્વમાં સંદેહ, શ્રુતિ સ્મૃતિ પુરાણાદિકોની નિંદા, ભક્તિ રાહિત્ય, માતા પિતા ગુરૂની સેવાનો અનાદર, અભિચાર કર્મ, પરસ્ત્રીની ઇચ્છા, સ્વસ્ત્રી વર્જન, આચાર્ય નિંદા તથા તેમની સાથ વિવાદ ઇત્યાદિ અનેક કારણો જ્ઞાનો-

દયમાં પ્રતિબંધક થાય છે એવું શાસ્ત્રમાં વર્ણન છે. એટલા માટે સાધક પુરૂષે પ્રથમતઃ આ સર્વ વૃત્તિયોનો, તેમની વિરોધીવૃત્તિઓ કરીને નાશ કરવો અને અંતઃકરણ પ્રદેશ શુદ્ધ કરવો; તોજ વેદાંતશાસ્ત્રશ્રવણથી યથાર્થ જ્ઞાનોત્પત્તિ થઇ પુરૂષ મુક્તિ ભાગી થશે. એ પ્રકારે સ્કંધપુરાણમાં સૂતપુરાણીએ શૌનકાદિ મુનિયોને કથન કર્યું છે.

**भवंतोऽपि शिवज्ञानसिद्धयर्थं मुनिपुंगवाः ।**
**परिहृत्यैव वर्तध्वमेतानर्थानशेषतः ॥**

હે મુનિ શ્રેષ્ઠો! તમે પણ શિવ (બ્રહ્મ) જ્ઞાન સિદ્ધિને માટે નિઃશેષ પૂર્વકથિત વિષયોને છોડીને રહો તો ત્વરિત મોક્ષફળનો લાભ થશે. આ પરથી સહજ ખ્યાલમાં આવશે કે, જન્મભર વેદાંતાદિ શ્રવણ કરીને જેને યથાર્થ જ્ઞાન થતું નહિ અગર થતું નથી તે ઉપર કથિત દુર્ગુણોની ખાયુ છે. બાહ્યશુદ્ધિ કરતાં અંતઃશુદ્ધિ વિશેષ શ્રેષ્ઠ છે, એ વિના જ્ઞાન કેવી રીતે થાય? માટે એ પ્રતિબંધક કારણોની મીમાંસા કરવાની મોક્ષેચ્છુઓને અત્યંત આવશ્યકતા છે. ઉપર કથિત કારણોમાં, શિવ વિષ્ણુનો દ્રોહ અને તેમના ભક્તોનો દ્વેષ એ જ્ઞાન અનુત્પત્તિનું કારણ કહ્યું છે તે પ્રકૃત સ્થળમાં ધ્યાનમાં લેવા જેવું છે. પછી ચાહે કોઇ એકાદ નાસ્તિક, બન્ને (હરિહર)નો અને તેમના ભક્તોનો દ્વેષ કરે, અગર, કોઇ આસ્તિક 'બન્ને દેવતાનો ઉપાસક' પરસ્પર દેવનો તથા ભક્તોનો દ્વેષ કરે! બન્ને આસ્તિક નાસ્તિક તત્ત્વજ્ઞાનની અનુત્પત્તિમાં સમાનજ છે એમ સમજવું. સારાંશ, અંતઃશુદ્ધિ વિના ઈશપ્રસાદ કેવી રીતે થશે? અને તેના પ્રસાદ વિના જ્ઞાનલાભ તથા જીવન્મુક્તિનો આનંદ કેવી રીતે મળશે? '**मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च**' ગીતોપનિષદમાં ભગવાનજ કહે છે કે, મ્હારા ઇશ્વરના અનુગ્રહવડેજ આત્માની યથાર્થ સ્મૃતિ અને આપ (પોતા) સમેત અખિલ વિશ્વ બ્રહ્મરૂપ છે એવું જ્ઞાન થાય છે; તેમજ મત્પ્રસાદ વિહીન લોકોને આત્મસ્મૃતિ અને જ્ઞાનનો અસંભવ જાણવો. અન્યત્ર પણ કહ્યું છે કેઃ—

**यथा दृष्ट्वा प्रसन्नः सन् राजा बंधापनोदकृत् ।**
**एवं वृष्टः स भगवान्कुर्याद्बंधविमोचनम् ॥**

રાજાના દર્શનવડે પ્રસન્નતા થતાં બંધન દૂર થાય છે તે પ્રમાણે ઉપાસનાવડે પ્રત્યક્ષ થયેલ અને પ્રસન્ન થયેલ ભગવાન્ પોતાના ભક્તનાં અવિદ્યાઆવરણ દૂર કરીને તેને જન્મમરણરૂપ સંસારમાંથી મુક્ત કરે છે. જુઓ ગીતા અ. ૧૨. '**तेषामहं समुद्धर्ता**' માટે ઇશપ્રસાદ વાસ્તે અભેદ ભક્તિનું અવલંબન કરવું ઉચિત છે. (આ ભક્તિનો વિસ્તાર 'શ્રીદત્તપ્રબોધ કલ્પદ્રુમના' દ્વિતીય સ્કંધમાં જોવો.)

આટલું જેને માટે કહ્યું એવું તે આ 'મહિમ્ન નામક સ્તોત્ર' અતીવ પ્રસિદ્ધ છે અને તેની રચના પણ હરિહરભેદનિરાસક પદ્ધતિપર કરવામાં આવી છે. યદ્યપિ એમાં શંકરનું સ્તવન છે તથાપિ, પુષ્પદંત ગંધર્વે ઘણી કુશળતાવડે હરિહરની અભેદતા, જે શાસ્ત્રને તથા આપણને અભિમત છે તે, યથા શ્રુત અને વક્ર રીતિવડે વર્ણન કરી બતાવી છે. એના એકજ શ્લોકમાં શિવવિષ્ણુપર અર્થ થાય એ પ્રમાણે પદરચના કરી છે. એનો પાઠ ઘણાલોક કરે છે તથાપિ તેઓમાં ઘણા એવા હોય છે કે, જેને એક શિવપક્ષીય પણ અર્થ સમજાતો નથી; તો પછી અદ્વિતીય દ્વિઅર્થના તો વાતજ શી? પરંતુ એમાં નવાઇ જેવું કંઇ નથી. કારણ કે એ શ્લોકોની કઠણતા તથા યોગ્યતા બ્રહ્મસૂત્રોની સમાન છે. જેવી રીતે સૂત્રમાં અક્ષર બહુજ થોડા પણ તેમાં સંદેહરહિત સર્વસારભૂત અર્થ ભરેલો હોય છે, તેવી રીતે આમાંપણ અખિલ વેદાંતનો અર્થ સમાયેલો છે. આ વાત ધ્યાનમાં લઇને, શ્રી વિશ્વેશ્વરકૃપાપાત્રીભૂત શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમધુસૂદનસરસ્વતી સ્વામીજીએ આનાપર ગીર્વાણ ભાષામાં ટીકા કરી છે. યદ્યપિ આનાપર કલકત્તાના જગન્નાથ ચક્રવર્તિએ તથા બીજા પણ પંડિતોએ ટીકા કરી છે તથાપિ સ્વામીજીની ટીકાની

બરાબરી થઈ શકે નહિ, એવી તે અ-પ્રતિમ છે. 'આ સ્તોત્રપર આર્થર એવ્હેલોન સાહેબે' અંગ્રેજીમાં ટીકા કરેલી પણ જોવામાં આવી છે અને તે આ મહિમનની કેટલી મહત્તા છે તે દેખાડી દે છે. અસ્તુ! સંસ્કૃતમાં ઘણી ટીકાઓ કરેલી હોય તથાપિ, સર્વ સાધારણ જનતા (મનુષ્યવર્ગ) તો અસંસ્કૃતજ્ઞ (સંસ્કૃત નહીં જાણનાર) હોય છે તેને આનો લાભ કેવી રીતે હોઇ શકે? એટલુંજ નહિ કિંતુ, સંસ્કૃતજ્ઞ (સંસ્કૃત જાણનાર) પણ સમજી ન શકે એવી એની કઠિનતા છે. એટલા માટે, જો તેના અનુસાર ગુર્જર ભાષામાં અર્થ પ્રકટ થાય તો સર્વને એનો લાભ થઇ શકે એવો મનમાં જે વિચાર હતો તેને કેટલાક શિવોપાસક તથા અન્ય પણ ભક્તજનોના પ્રોત્સાહન તથા આર્થિક સહાય પણ મળવાથી આ કૃતિ જલદી પ્રકાશમાં આવી

આના વ્યાખ્યાનમાં જેટલી સુલભતા થઈ તેટલી કરી છે અને વિશેષ જ્યાં રૂક્ષતા લાગે એવું લાગ્યું ત્યાં સંક્ષેપ કરી દીધું છે. તથા કેટલી જગ્યાપર વિસ્તાર પણ કર્યો છે અને શ્લોકમાં જે જે વૃત્તાન્ત સંક્ષિપ્ત છે તેની કથા પણ સમજવા માટે વિસ્તૃત લખી છે. મૂલ શ્લોકમાંજ જ્યાં વિષય કઠણ છે ત્યાં તે વિષય વ્યાખ્યાનમાં પણ કઠણ હશે; કેમકે, તે વિષય તે રીતિએજ શાસ્ત્રીય પારિભાષિક શબ્દોમાંજ કહેવામાં આવે છે. દર એક શબ્દનો અર્થ સ્પષ્ટ કરે તો સંસ્કૃતના એક શબ્દના સ્ફુટીકરણ માટે દશ શબ્દ થાય અને એથી પુસ્તક મોટું થઇ જતાં કિંમત વધારે થાય તો ગ્રાહકોને લેવામાં અનુત્સાહ થાય, વાસ્તે તે કરવું અયુક્ત છે. જેને બિલકુલ સંસ્કૃતનો ગંધ નથી તથા જે આ વિષયને કદી સાંભળતા નથી એનેજ વિશેષ કઠિનતા, અગર જો કે ભાષામાં છે તોપણ, લાગશે. સામાન્ય સંસ્કારી જીવ ગુર્જર ભાષામાં સમજી શકશેજ એવી ખાત્રી છે. આના પઠન, પાઠન, શ્રવણ-વડે મનુષ્યમાં હરિહરને માટે ભેદ બુદ્ધિ થાય નહિ તોજ, એને ભક્તિનું સત્ય રહસ્ય સમજાયું એમ કહેવાય. ભેદ બુદ્ધિજ અપ્રસન્નતાનું અને

દુઃખાદિનું મૂલ છે. એ શું સંસારમાં અનુભવમાં આવતું નથી ! વાસ્તે પૂર્વ કથિત દ્વિપ્રકારનો ભેદભાવ છોડી દેવો.

આ કૃતિમાં સ્વાભાવિક તથા આગંતુક (છાપતી વખતે થયેલ) દોષ હશે તોપણ એના તરફ દૃષ્ટિ ન કરીને સુજ્ઞ વાચકવર્ગ ભ્રમરવત્ સારગ્રાહી થશે એવી આશા છે. આમાં કદાચિત્ કોઇને કાંઇ ઓછું વધારે કરવાને માટે સૂચિત કરવાનું હોય તો ભલે કરે ! બીજી આવૃત્તિના સમયે તેના તરફ વિચાર કરવામાં આવશે.

અંતમાં, જે સદ્‌ગુરુ દત્તાત્રયની કૃપાવડે આ કાર્ય નિર્વિઘ્ન થઇ પ્રકાશિત થયું તેમને અનંત પ્રણતિ પૂર્વક આ ભાવાર્થ પુષ્પાંજલિ સમર્પણ કરીને ઉપરામ પામું છું.

આ પુસ્તકના કેટલાએક શ્લોકોના હિંદી ભાષાંતરનો ગુજરાતીમાં તરજુમો કરવા માટે તથા બીજું પણ તપાસવા માટે 'રા. રા. મોહનલાલ રેવાશંકર ભટ બી. એ.' એઓએ આપનો અમૂલ્ય સમય ખર્ચ કર્યો છે તે માટે તેમને શુભાશીર્વાદ સાથે ધન્યવાદ આપીને તેમનું અભિનંદન કરીએ છીએ.

તેમજ આ જ્ઞાનદાનનું પવિત્રકાર્ય વિસ્તૃત થવા માટે રા. રા. 'રામપ્રસાદ નરસિંહપ્રસાદ બુચ' જુનાગઢના વતની એઓએ ¼ રકમ શ્રી શંકરાર્પણ કરેલી છે તે બાબત તેમને શુભાશીસ સાથે ધન્યવાદ આપીએ છીએ. પરમાત્મા તેમની આયુરારોગ્ય વૃદ્ધિ કરે અને તેઓ સદૈવ આવા સત્કાર્યમાં ઉદ્યત રહે એવી અભ્યર્થના છે.

મુકામઃ—**સુરત.**
મિતિઃ—શ્રાવણ વદ ૧૪
સોમવારે શકે ૧૮૪૪
દુંદુભિનામ સંવત્સરે
સંવત્ ૧૯૭૮

શ્રી ગુરુદત્તાત્રેયપાદપદ્મમિલિંદ
કીર્તનાચાર્ય
**મહારાજ શ્રી દત્તાત્રય બુવા**
**સાતારકર.**

# મુખ્ય કથા અને દૃષ્ટાંતોની અનુક્રમણિકા.

# हरिहर भेट.



। यौ तौ शंखकपालभूषितकरौ मालास्थिमालाधरौ ।
। देवौ द्वारवतीश्मशाननिलयौ नागारिगोवाहनौ ।
। द्वित्र्यक्षौ बलिदक्षयज्ञमथनौ श्रीशैलजावल्लभौ ।
। पापं वो हरतां सदा हरिहरौ श्रीवत्सगंगाधरौ ॥ १ ॥



तत्सत् परमात्मने नमः

# હરિહરભક્તિરહસ્ય.

અર્થાત્

(પુષ્પદંતવિરચિત મહિમ્નનામક સ્તોત્રની શિવવિષ્ણુપર વ્યાખ્યા.)

---

## બ્રહ્મરૂપ શ્રી શંકરનું ધ્યાન.

**ध्यायेन्नित्यं[1] महेशं रजतगिरिनिभं[2] चारुचंद्रावतंसं[3] ।**
**रत्नाकल्पोज्ज्वलांगं[4] परशुमृगवराभीतिहस्तं[5] प्रसन्नं[6] ॥**
**पद्मासीनं[7] समंतात्स्तुतममरगणैर्[8]व्याघ्रकृत्तिं[9] वसानम् ।**
**विश्वाद्यं[10] विश्ववंद्यं निखिलभयहरं[11] पंचवक्त्रं[12] त्रिनेत्रं[13] ॥**

મનુષ્યે મોક્ષ સુખની પ્રાપ્તિ માટે સદ્રૂપ મહેશનું નિરંતર ધ્યાન કરવું જોઇએ. કેવા શિવનું ધ્યાન કરવું ? એમ અપેક્ષા થાય તો તે કહે છે. રૂપાના પર્વતના જેવો જે મૂર્તિનો ગૌર રંગ છે; સુંદર ચંદ્રમા, જેનું શિર ભૂષણ છે; ઉત્તમ રત્નાદિ વડે જેનું શરીર પ્રકાશમાન છે; પરશુ, મૃગ. વર અને અભીતિવાળા જેના ચાર હાથ છે; તથા પ્રસન્ન મુખવાળા અને પદ્માસનપર બેઠેલ છે; જેની ચારે પાસ નિખિળ દેવો સ્તુતિ કરતા ઉભા છે; વાઘાંબર કેડ ઉપર વીંટાળેલ છે; જે જગતનું કારણ અને જગતથી વંદન કરવા

યોગ્ય છે, જેને પાંચ મુખ અને ત્રણ નેત્રો છે એ પ્રમાણે વર્ણન કરાયેલ શિવ મૂર્તિનું અહર્નિશ ચિંતન કરનાર, તેની કૃપા સંપાદન પૂર્વક જ્ઞાનદ્વારા મુક્તિનો લાભ કરી લે છે.

[ આ શ્લોક પ્રસિદ્ધ છે અને લૌકિક સરળ અર્થ એ પ્રમાણેજ છે. પરંતુ તાત્વિક અર્થને અધિકારી પુરૂષોને માટે, વક્તા વડે કહેવાય છે, તે અંકાનુક્રમથી જાણવો. વક્ર માર્ગ વડે ગમન કરવાનું હરકોઈનું સામર્થ્ય હોતું નથી. માત્ર સમર્થજ જઇ શકે છે. ]

૧ અનિત્ય પ્રપંચમાં સદા જે વિરસ થયા છે અને નિત્ય એવા આત્મવિષયક શ્રવણાદિ અનુષ્ઠાનનો જેઓએ નિયમ ધારણ કરેલ છે એવા નિત્ય અને અનિત્ય વસ્તુના વિવેક કરનારા જ્ઞાની, કાળત્રયમાં અબાધ્ય ( બાધ ન પામે તેવા ) આત્મરૂપ મહેશ ( સર્વેશ્વર ) નું ચિંતન કરતા હોય છે. અર્થાત્ અનિત્ય વસ્તુઓથી નિત્ય આત્માને પૃથક્ કરીને તેની પ્રાપ્તિ માટે સદા શ્રવણાદિ વિગેરેની આવૃત્તિ કરતા કાળ ક્રમણ કરતા હોય છે. આજ સર્વોત્કૃષ્ટ ધ્યાન સમજવું.

૨. જેવી રીતે રજત (રૂપા) વડે પ્રપંચ (સંસાર) નિર્વાહ થાય છે અને તેથીજ તે સર્વને સુખ ઉત્પાદક થાય છે; તે પ્રમાણે આનંદ (બ્રહ્મ) અખિલ જગતના નિર્વાહક હોવાથી સર્વને અત્યંત પ્રિય થાય છે. આનંદરૂપ બ્રહ્મમાંથીજ અખિલ વિશ્વની ઉત્પત્તિ થાય છે એ પ્રમાણે વેદ વિગેરેમાં કહેલ છે. એ આનંદ પ્રાણીઓમાં સ્થિત ન હોત તો તેમની સ્થિતિ થવી એ પણ અસંભવિત થઇ જાત. રૂપાના પર્વત સમાન આનંદ સમૂહરૂપ શંકર પોતાના સેવકોના હિત· કારક હોવાથી, પરમ ધન છે તે બ્રહ્મરૂપ ધન વડે પૂર્ણ ( તૃપ્ત ) પુરૂષોને દારિદ્રય (દુર્ગતિ) કદી પ્રાપ્ત થાય નહિ. સારાંશ, રૂપાની પેઠે સુખના સાધન અને દુઃખદ દારિદ્રના નિવર્તક તથા આનંદ સમૂહરૂપ હોવાથી આત્મરૂપ શિવનું "રજતગિરિ તુલ્ય" (રૂપાના પર્વત સમાન) વર્ણન કર્યું છે, તે જાણવું ઉચિત છે,

૩ પ્રપંચ (સંસાર) વિષયક રાગાદિ કલંકશૂન્ય જેનો સ્વભાવ છે અને જે ત્રણ તાપના નાશક છે તેથીજ ચારૂ (સુંદર) છે તથા સૂક્ષ્મ આત્મવસ્તુવિષયક હોવાથી જે સૂક્ષ્મ અને સર્વોત્કૃષ્ટ છે; એ પ્રમાણે દુ:ખવડે જેની પ્રાપ્તિ થાય છે તેથી જે વક્ર પણ છે; એ પ્રમાણે બ્રહ્માનુભવ કરવાવાળી વિદ્યારૂપ વૃત્તિ (જ્ઞાનકળા) ચંદ્રમા તુલ્ય આલ્હાદક (આનંદ આપનાર) હોવાથી, જેણે માથાપર ધારણ કરી છે. એટલા માટેજ શિવની " ચંદ્રચૂડ " નામવડે પ્રસિદ્ધિ છે. (**चंद्रयति आल्हादयतीति चंद्रो बोधः चूडायां यस्य**) જેને મસ્તકપર બોધરૂપી ચંદ્ર (જ્ઞાનકળા) છે, એ પ્રમાણે વ્યુત્પત્તિ અને અર્થ સમજવો.

૪ કૂટસ્થ આત્મા અને બ્રહ્મ એમનું, ભાગત્યાગ લક્ષણાવડે વિરૂદ્ધ અંશોને છોડીને ચિન્માત્રરૂપ જે ઐક્ય, તેના અનિર્વચનીય અને રત્નસદૃશ સ્વપ્રકાશ જ્ઞાનરત્નોને જે ધારણ કરે છે, અને તે રત્નોવડે સમસ્ત શરણાગત જીવોને જે સુખ દે છે, એટલા માટેજ તે શંકરની અત્યંત ઉજ્જ્વળ અંગરૂપતા વર્ણવી છે. બાકી, લૌકિક દૃષ્ટિવાળાને તો તેમની મળિન અંગતાજ પ્રતીત થાય છે. ઝવેરી વિના રત્નોનું પણ ઉજ્જ્વળપણું કોણ જાણી શકે છે ?

૫ (અ) જેણે જીવ બ્રહ્મૈક્યવિષયક જ્ઞાનરૂપ પરશુ ( કુહાર, કુહાડી ) વડે, કામાદિ વ્યાઘ્રોના નિવાસસ્થાન જે મોહ ( અજ્ઞાન ) અરણ્ય, તેનો એવો ઉચ્છેદ કરી દીધો છે કે ફરીથી, તે ત્રણકાળમાં કદીપણ ઉત્પન્નજ થઇ શકે નહિ. એ બોધ પરશુ (**परं शातयति खंडयति इति परशुः**—ભેદનું કારણભૂત જે અજ્ઞાન અને તેના કાર્યનો નાશ કરી દે છે, માટે જ્ઞાનજ તીક્ષ્ણ પરશુ) પરમગુરૂ શંકરના સાંખ્યરૂપ એક હાથમાં નિવાસ કરે છે.

(બ) બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન પુરૂષ યોગાભ્યાસ કરીને પણ જે મનરૂપી મૃગને પકડવા (સ્વાધીન કરવા) માટે સમર્થ થતા નથી, અને કદાચિત્ સ્વાધીન કર્યું તોપણ જે દૂર દૂર ખેંચી લઇ જાય છે,

એવા તે મનરૂપી મૃગને (**मृगयति विषयान इति मृगः**-વિષયા-દિકને જે સર્વકાળ, પ્રસિદ્ધ મૃગ જેમ ઘાસને શોધે છે તેમ, શોધ્યા કરે છે તે મનને, મૃગ છે એમ સમજવું.) લીલાવડે જે શંકરે પોતાના બીજા યોગરૂપ હાથમાં ધારણ કર્યું છે. સારાંશ, જ્ઞાન અને યોગવડે મુમુક્ષુઓને મુક્તિ દેવાવાળા પરબ્રહ્મસ્વરૂપ ગુરૂરૂપ શિવજી છે એમ સમજવું.

સ્મૃતિમાં વળી કહેલ છે કે:—

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।**
**गुरुरेव परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥**

(૪) જીવ બ્રહ્મૈક્યભાવલક્ષણ મોક્ષની ઇચ્છાકરનાર પુરૂષ શ્રેષ્ઠ સુખની પ્રાપ્તિ માટે જેની સેવા તથા યાચના કરે છે, તેને આ બ્રહ્મ-રૂપ શિવગુરૂજી વેદાંત અવિરૂદ્ધ સાંખ્યહસ્તવડે વરદાન (બ્રહ્મભાવ લક્ષણ મોક્ષ) દેછે. માટે આ શંકરનું વરદ ( **वरं मोक्षं ददाति इति वरदः**=મોક્ષને આપનાર) હસ્તપણું પ્રસિદ્ધ થયેલ છે.

(૫) બ્રહ્મદેવને પણ મૃત્યુનો ભય લાગે છે તો પછી, બીજાની શી વાત? એટલા માટેજ મૃત્યુજ મોટો ભય છે. પરંતુ જ્યાં મૃત્યુ નથી અને તેને લીધે ભય પણ નથી એવું અભય નામવાળું મોક્ષપદ, જે મૃત્યુંજય (બ્રહ્મરૂપ હોવાથી, વશ કર્યું છે મૃત્યુ જેણે એવા શંકર)ના યોગરૂપ હાથમાં વિરાજીત છે; એટલા માટેજ અભય હસ્ત-પણું જેનું વિખ્યાત છે. યોગમાંજ મૃત્યુરૂપ દ્વૈતની પ્રતીતિ થતી નથી.

૬ કોઇ એકાદ સાધારણ જીવ, આકાશગમનાદિ ગૌણસિદ્ધિઓમાંની તથા અણિમાદિ પ્રધાનસિદ્ધિઓમાંની એકાદિને પ્રાપ્ત થાય તો તે કેટલો બધો પ્રસન્ન થાય છે કે કાંઇ વાત ન પૂછો! તો પછી સકળ સિદ્ધિઓના આધારભૂત શંકર સર્વદા પ્રસન્ન ( સુખરૂપ ) રહે એમાં, શી કહેવાની વાત?

૭ જેથી બ્રહ્મરૂપ શિવ આત્મસાક્ષાત્કારસંપન્ન પુરૂષોના હૃદયકમળમાં સ્થિતિ કરે છે તેથી વેદાદિમાં, તેમનું **'पद्मासीनत्व'** પદ્માસનપર બેઠેલા છે એમ વર્ણન કરવામાં આવેલ છે

૮ મનુષ્યો, દેવાદિઓની સ્તુતિ કરતા હોય છે, દેવો ઇંદ્રબ્રહ્માદિ દેવ નાયકોની સ્તુતિ કરે છે અને ઇંદ્રાદ દેવ નાયક, દેવદેવ (અખિલ દેવતાઓના પ્રકાશક) તથા મહાદેવ (**महान् अपरिच्छिन्न आत्मरूप-देव**) નું સ્તવન કરે છે તે યોગ્યજ છે. કારણ કે આ શિવ, તેમના આત્મરૂપ હોવાથી સ્તુતિ કરવા યોગ્યજ છે.

૯ સકળ જગતને આનંદ કરનાર પરમાત્મા શંકરસ્વરૂપ કિરાતે (વ્યાધે) દુઃખદ અને ભીતિના હેતુરૂપ જે મોહ (અજ્ઞાન) રૂપ વ્યાઘ્ર તેનો નાશ કર્યો છે; આત્મામાં ભેદ પ્રતીતિનો હેતુ જે બે દેહ સહિત ચિદાભાસ તેરૂપી ચર્મને કેડ ઉપર ધારણ કરેલ છે. વાસ્તે, જેમની **'व्याघ्रकृत्तिवसान'** એ પ્રમાણે પ્રસિદ્ધિ છે. જે પ્રમાણે વાઘના શરીરપર ચર્મ (ચામડું) હોય છે અને તે, તેનો નાશ કર્યા વગર હાથમાં આવતું નથી તે પ્રમાણે, મોહ (અજ્ઞાન) ને માર્યા વગર સ્થૂલ સૂક્ષ્મ બન્ને શરીર સહિત ચિદાભાસ ચર્મતુલ્ય (નિર્જીવ, બાધિત, મિથ્યાં, એ પ્રમાણે) થાય નહિ.

૧૦ જે નિખિળ વિશ્વના કારણ છે અને તેથીજ સમસ્ત વિશ્વને વંદન કરવા યોગ્ય છે. આને લીધેજ, તે શંકરનું "**विश्वाद्यत्व**" વિશ્વના આધકારણપણાનું તથા "**विश्ववंद्यत्व**" વિશ્વવડે વંદન કરવાપણાનું વર્ણન કરેલ છે.

૧૧ "**द्वितीयाद्वै भयं भवति**" એ શ્રુતિમાં ભયનું કારણ દ્વૈત કહેલ છે. શંકર, સકળ ભક્તોના અખિલ ભયનું કારણ જે દ્વૈત પ્રપંચ, તેનું હરણ (નાશ) કરીને અદ્વૈતસ્વરૂપ મુક્તિને દે છે; તેથા "**निखिलभयहर**" એ પ્રમાણે કહેલ છે.

૧૨ સર્વત્ર (ચારે દિશામાં) જે ભક્તજન સ્થિત થઇને બ્રહ્મરૂપ શિવનું ધ્યાન કરે છે તેમને જે સન્મુખ થાય છે અને પોતાનાથી વિન્મુખ થયેલ જીવોને પરાઙ્મુખ થાય છે, માટે તે શંકરની પંચ મુખતાને કહેલ છે. તાત્પર્ય, ચારે દિશાઓમાં સ્થિત સેવકોને સન્મુખ થયેલ હોવાથી, ચાર મુખ થયાં; અને વિન્મુખ જનોને લઇને, એક પરાઙ્મુખ (અવળું મોઢું) એ મળીને તેમની પંચવક્ત્રતા જાણી લેવી.

૧૩ કર્મજ્ઞાન, ઉપાસનાજ્ઞાન, આ બે નેત્ર અને જીવબ્રહ્મૈક્ય-વિષયક જે જ્ઞાન તે આ લલાટ વિષે રહેલ ત્રીજું નેત્ર સમજવું. પિતૃલોક, દેવલોક, મોક્ષ ઇત્યાદિકની પ્રાપ્તિ અર્થાત્ ત્યાં લઇ જવાનું એઓ વડે થાય છે, એટલા માટેજ તેમનું નેત્રરૂપપણું કહેલ છે. (મોક્ષને માટે લઇ જવાનું કહેલ છે તે મુખ્ય નથી, પણ ગૌણ છે. કારણકે મોક્ષ, પોતાથી ભિન્ન કયાંઇ દેશ નથી, કે જ્યાં જ્ઞાન આપણને અહીંથી ત્યાં લઇ જાય; સ્વસ્વરૂપ વિષે અવસ્થાન (સ્થિત) નેજ મોક્ષ કહેલ છે.) આ ત્રણે નેત્રો વડે પરમાત્મા શંકર વિરાજમાન થયેલ છે.

અર્થાત્ કર્મ, ઉપાસના અને જ્ઞાન એમના અધિકારિઓને તેના તેના ફળની પ્રાપ્તિ કરી દેવાથી, તેના કર્મ ઉપાસના તથા જ્ઞાનને નેત્રપણું અને તે આદિકને ( આધાર દેવા યોગ્ય. સ્થાપન કરવા યોગ્ય ) શંકર આધારભૂત હોવાથી. તે બંન્નેનો સંબંધ થયેલ છે એમ સમજવું. ભાવ એ છે કે કર્મીને, ઉપાસકને અને જ્ઞાનીને પરબ્રહ્મરૂપ શંકરનું ધ્યાન કર્યા વગર આશ્રય લીધા વગર નિર્વાહ થઈ શકે નહિ.

આ સિવાય કવિએ અન્યત્ર આ વિષમાક્ષ ( ત્રિનેત્ર ) નું શ્લિષ્ટ પદ્યમાં વર્ણન કરેલ છે તે દેખાડીએ છીએ.

**विस्मयं वितनोत्येतत्त्रिणमाक्षविचेष्टितं ।**
**अप्यंधकारिणा येन नृणां चक्षुः प्रकाशते ॥**

જો કે શિવ વિષમ-અક્ષ (વિષમ દૃષ્ટિવાળા) છે તોપણ મનુષ્યોને સમદૃષ્ટિની પ્રાપ્તિ કરી આપે છે. તથા અંધ-કારી (આંધળા કરવાનું જેનું શીલ) છે તોપણ નેત્રને પ્રકાશિત કરે છે. આવી રીતે એમનો આચાર ઘણોજ આશ્ચર્ય પમાડે છે. વ્યવહારમાં કયાં જોવામાં આવે છે કે વિષમ વૃષ્ટિવાળો મનુષ્ય બીજાને સમદૃષ્ટિ પ્રાપ્ત કરી આપે છે? અને આંધળા કરવાવાળો પણ બીજાના નેત્રને પ્રકાશિત કરે તથા વસ્તુ દેખાડે? આ બે વાત પરસ્પર વિરૂદ્ધ છે. તોપણ શિવ અલૌકિકરૂપ હોવાથી એમની કૃતિ પણ અલૌકિક હોય એમાં શું આશ્ચર્ય? વાસ્તવિક; વિરોધ પરિહારને માટે સમજવાનું કે જો કે શિવ વિષમાક્ષ (ત્રિનેત્ર) છે તથાપિ મનુષ્યોને "પોતાના સહિત આ અખિલ વિશ્વ બ્રહ્મરૂપ છે" આ પ્રકારની સમદૃષ્ટિ આપે છે. અને તેને માટે તે અંધક-અરી (અંધકાસુરનો શત્રુ-શંકરે અંધકાસુરનો નાશ કર્યો તે પ્રસિદ્ધ છે) મનુષ્યોને ચક્ષુ યાને જ્ઞાનદૃષ્ટિ આપે છે. જ્ઞાનદૃષ્ટિ પ્રકાશિત કરીને સમબ્રહ્મમાં સ્થિત કરી દેછે એ કંઈ થોડું આશ્ચર્ય ઉપ્તન્ન કરનારૂં છે? સારાંશ આપણી વિષમદૃષ્ટિ નાશ પામીને સમતા (બ્રહ્મભાવ)ની પ્રાપ્તિ થાય એવી ઈચ્છા કરનારાએ આ વિષમાક્ષ (ત્રિનેત્ર) શિવનું ધ્યાન, ભજન, પૂજન અવશ્ય કરવું. તોજ તે, દૃષ્ટિ અંધ કરવાવાળો જે મોહ (અસુર) એનો નાશ કરીને નિર્મલ ચક્ષુ (જ્ઞાન)ની પ્રાપ્તિ કરી દેશે. મોહથીજ મનુષ્યમાં અંધત્વ ઉપ્તન્ન થાય છે અને વસ્તુ (આત્મા)નું સ્વરૂપ યથાર્થ દેખાતું નથી. પરંતુ શિવ તો અંધકારી હોવાથી એ મોહનો સહેલાઇથી નાશ કરીને તાત્કાલ નિર્મલ તથા સૂક્ષ્મદૃષ્ટિ (બુદ્ધિ) પ્રાપ્ત કરી દેછે જેનાથી આત્માનું દર્શન થઇને નિરંતર પરમાનંદ સ્થિતિ બની જાય છે. માટે સગુણ અથવા નિર્ગુણ આત્મરૂપ શિવનું આરાધન કરવું ઉચિત છે.

---

## હવે પ્રથમ મહિમ્નસ્તોત્રકર્તા પુષ્પદંતનું ટુંક વૃત્તાન્ત કહેવાય છે.

મહિમ્ન નામવાળા સ્તોત્રનો કર્ત્તા પુષ્પદંત એ ગંધર્વરાજ હતો. કુંદ પુષ્પ સમાન સુંદર, શુભ્ર જેને દાંત હોવાથી "પુષ્પદંત" એવું તેનું નામ સાર્થ હતું. ગંધર્વ શરીરને સુગંધ હોય છે એટલા માટેજ "**गंधं अर्वतीति गंधर्वः**" ગંધર્વ એવું જાતિનું નામ પ્રસિદ્ધ થયેલ છે. પુષ્પદંત ૩૫ ગુણ ઐશ્વર્ય સંપન્ન હતો. એણે આ પ્રકારે શિવની જે સ્તુતિ કરેલી છે તેનું કારણ એ હતું કે, તે પ્રતિદિન કોઈ રાજાના પ્રમદવનમાં જઇને, ત્યાંના સર્વ પુષ્પોને તોડી લાવતો હતો. આ ગંધર્વમાં અંતર્ધાન થઇને આવાગમન કરવાની દૈવી શક્તિ હતી. એને લીધે કોઈના સમજવામાં આવ્યું નહિ કે અહિંઆથી કોણ ફૂલને તોડીને લઈ જાય છે. જયારે આ વાત રાજાના જાણવામાં આવી ત્યારે તેને પણ આશ્ચર્ય લાગ્યું કે, મ્હેં આ અંતઃપુરને યોગ્ય ક્રીડાવનનો સારીરીતે બંદોબસ્ત રાખ્યો છે છતાં પણ કોણ ચોર, કોઇના સમજવામાં ન આવે તેવી રીતે, પુષ્પોને હંમેશાં ચોરી લઈ જાય છે? કોઇક યુક્તિવડે એને જોવો જોઇએ. એનામાં ખાસ ગુપ્તરૂપવડે આવવા જવાની શક્તિ છે. એ શક્તિનો નાશ કરી દેવા માટે રાજાએ એક દિવસ, શિવ નિર્માલ્ય હાથમાં લઇને, એ પ્રમદવનમાં જવાના રસ્તાપર મૂકી દીધી. અને આવો સંકલ્પ કરીને મુખથી કહેવા લાગ્યો કે "આ પ્રમદવનમાં, આ શિવ નિર્માલ્યનું ઉલ્લંઘન કરીને, જે કોઇ પુષ્પો તોડવાને માટે આવે, તેની અંતર્ધાન વગેરે થવાની અખિલ શક્તિ નષ્ટ થઈ જાઓ." એ પછી રોજના નિયમ પ્રમાણે પુષ્પદંત ગંધર્વ વનમાં જવાને માટે આવ્યો, અને વચમાં રાખેલ શિવનિર્માલ્ય તરફ દુર્લક્ષ કરીને અહંકાર વડે વ્યાપ્ત થયો અને અંદર જવા લાગ્યો. જેવુંજ શિવ નિર્માલ્યનું ઉલ્લંઘન થયું કે તરતજ તેની સકળ શક્તિ

અને ગતિ કુંઠિત થઈ ગયાં. ત્યારે તે ઘણા વિચારમાં પડ્યો તથા દુઃખિત થઇને કહેવા લાગ્યો કે "આજ મ્હારા હાથથી શું થયું ? કે જેથી મ્હારી શક્તિ નાશ પામી. જ્યારે અહિં તહિં જોવા લાગ્યો ત્યારે શિવનિર્માલ્ય (બિલ્વ પત્રાદિ) જે રસ્તામાં પડી હતી, તેનાપર તેની નજર ગઈ અને આનું ઉલ્લંઘન કરવાથીજ હું શક્તિહીન થયો છું એમ તેને ખાતરી થઇ. મ્હારા હાથથી શિવનું મોટું અપમાન થયું, હવે એમની પ્રાર્થના કર્યા વગર તેમની પ્રસન્નતા થશે નહિ અને મ્હારામાં, પૂર્વના જેવી અપ્રતિહત ગતિ અને અંતર્ધાનાદિ શક્તિ આવશે નહિ. વાસ્તે પરમ દયાળુ સકળ કામ પ્રપૂરક પરમાત્મા શિવની તેણે અનન્યભાવવડે જે સ્તુતિ કરી, તેજ મહિમ્ન નામવડે સુપ્રસિદ્ધ છે.

તાત્પર્યમાં સમજવું ઉચિત છે કે, આપણે પણ જો કે જાતી વડે ગંધર્વ નથી તોપણ ગંધ (ગર્વ) ને ધારણ કરીએ છીએ માટે ગુણવડે ગંધર્વ છીએ. તથા આપણા હાથવડે પુષ્પોનીજ શું ! પરંતુ અનેક વસ્તુઓની ચોરી થાય છે. કાયિક એટલે પ્રત્યક્ષ શરીર વડે કદાચિત્ કોઇથી થતી નહિ હોય તો પણ માનસિક (સંકલ્પ રૂપ વડે) તો થાયજ છે. એ પ્રમાણે પરમાત્માનું અતિક્રમણ પણ આપણા હાથે થાય છે. માટે આપણી દિવ્ય અલૌકિક (બ્રહ્મરૂપ) શક્તિ લુપ્ત થયેલ છે તે આપણને પ્રાપ્ત થતી નથી; અને એથીજ આપણે આ સંસારવનમાં દીન દુઃખી થઇને પડેલ છીએ. પરંતુ પુષ્પદંતની પેઠે, જો આપણે પરમ દયાળુ ભગવાન્ શિવની સ્તુતિ, ભક્તિ અભેદભાવવડે કરશું એટલે કે શિવ, વિષ્ણુ વિષે તથા પોતાના વિષે તથા ઉપાસ્ય દેવતા વિષે ભિન્નતા રાખ્યા સિવાય, આત્મરૂપવડે આરાધના કરશું તો, તેમની કૃપાવડે નિખિલ પાપપ્રણાશ પૂર્વક આપણી દિવ્ય શક્તિ (બ્રહ્મરૂપ) ને પ્રાપ્ત થઇને આપણે કૃતાર્થ થઇશું એમ નિઃસંશય સમજવું.



# अथ स्तोत्रारंभः

---

ગુણોનું વર્ણન કરવું તે સ્તુતિ કહેવાય છે. તે ગુણવર્ણન ગુણ જાણ્યા વગર કરી શકાય નહિ. જેનું સ્તવન કરવું હોય તેના ગુણોનું જ જો જ્ઞાન ન હોય તો તેનું વર્ણન કેમ થઈ શકે ? ભગવાનના ગુણ અનન્ત અને અસંખ્ય છે. તે ગુણોનું યથાર્થ જ્ઞાન કોઇને પણ થઈ શકે તેમ નથી. તોપછી પરમાત્માની ગુણવર્ણનરૂપ સ્તુતિ કેમ કરી શકાય ? બીજું, અશક્ય અને અયોગ્ય કાર્યનો આરંભ કરવાથી ઉપહાસ થાય છે એ પ્રસિદ્ધજ છે. એવી રીતે જો કોઇને શંકા ઉત્પન્ન થાય તો તે દૂર કરવાના નિમિત્તથી પોતાની વિનયશીલતા બતાવી ગંધર્વરાજ સ્તવન કરે છે.

महिम्नः पारं ते परम विदुषो यद्यसदृशी ।
स्तुतिर्ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयिगिरः ।
अवाच्यः सर्वः स्वमतिपरिणामावधि गृणन् ।
ममाप्येष स्तोत्रे हर निरपवादः परिकरः ॥ १ ॥

**अन्वयः-हे हर ! ते महिम्नः परं पारं अविदुषः स्तुतिः यदि असदृशी, तत् ब्रह्मादीनामपि गिरः त्वयि अवसन्नाः। अथ सर्वः स्वमति परिणामावधि गृणन् अवाच्यः ( तर्हि ) ममापि एषः स्तोत्रे परिकरः निरपवादः ॥**

**અર્થઃ—હે મહાદેવ ! જો તમારા મહિમાની પરમ સીમાને નહિ જાણનાર પુરૂષની સ્તુતિ અયોગ્ય ઠરે તો બ્રહ્માદિદેવોની પણ વાણી તમારા વિષે અયોગ્યજ ગણાય;**

**અને જો પોતપોતાની બુદ્ધિના પરિપાક પ્રમાણે સ્તુતિ કરનાર સર્વ ઠપકાને પાત્ર ન હોય તો મ્હારો પણ આ સ્તોત્ર વિષેનો પ્રયત્ન નિર્દોષ એટલે યોગ્યજ છે.**

વિવરણઃ—હે પરમેશ્વર! તમે સર્વ દુઃખોનું હરણ કરો છો માટે 'હર' એવું તમારૂં યોગ્ય નામ છે. સઘળાની આપત્તિ દૂર કરી તેમને સુખ આપવામાં તમે પ્રસિદ્ધ છો એટલે, મ્હારૂં દુઃખ તમે અનાયાસે નષ્ટ કરશો. મ્હારા ઉપર અનુગ્રહ કરવા માટે તમારે વિશેષ પ્રયત્ન કરવો પડશે નહિ. હે દયાળુ! તમે અનંત મહિમા-વાળા છો. "તમારો મહિમા આવો છે, તમારો મહિમા આટલો છે" એવી રીતે જેઓ મહિમાના પારને જાણતા નથી એવા મ્હારા જેવા પુરૂષોએ કરેલી સ્તુતિ જો અયોગ્ય ઠરે તો, સર્વજ્ઞ તરીકે પ્રસિદ્ધિ પામેલા બ્રહ્માદિદેવોવડે કરાયેલ તમારી સ્તુતિ પણ અયોગ્યજ છે એમ કહેવું જોઇએ. કારણ મ્હારી પેઠે તેઓ પણ તમારા માહાત્મ્યના અંતને જાણતા નથી; તો પછી તેઓ સર્વજ્ઞ શાના? એમ ન કહેવું. કારણ પરમેશ્વરના મહિમાને જો સીમાજ નથી તો પછી બ્રહ્માદિક દેવો પણ તેને ક્યાંથી જાણે? તેથી તેમની ઔપચારિક સર્વજ્ઞતામાં કાંઇ બાધ આવતો નથી. કારણ સર્વજ્ઞતા વિદ્યમાન વસ્તુ વિષેજ સંભવે છે. જે વસ્તુ મૂળમાંજ નથી તેને ન જાણવાથી સર્વજ્ઞતામાં કોઈપણ જાતનો બાધ આવતો નથી. પરમાત્માના મહિમાને જો સીમાજ નથી તો તે અવિદ્યમાન સીમાને ન જાણવાથી બ્રહ્માદિક દેવોની સર્વજ્ઞતામાં કેવી રીતે બાધ આવે? ભાગવતમાં પણ એમ કહ્યું છે કેઃ—

**विष्णोर्नु वीर्यगणनां कतमोर्हतीह ।**
**यः पार्थिवान्यपि कविर्विममे रजांसि ॥**

જગતમાં કોઈ એવો પણ ચતુર પુરૂષ નીકળશે કે જે પૃથ્વીનાં રજઃકણની ગણના કરી શકે; પરંતુ, સર્વ વ્યાપી પરમાત્મા શ્રીવિષ્ણુના **પરાક્રમાદિ ગુણોનું યથાર્થ વર્ણન તથા ગણના કરવાને કોણ સમર્થ છે.** |

હવે બ્રહ્માદિક દેવો ઉપર આવેલો દોષ દૂર કરવાને માટે તમે એમ કહેશો કે--"વાણીનું સાર્થક થાય એટલા માટે પોતાની બુદ્ધિ વડે જેટલું સમજી શકાય તેટલું સ્તવન કરનાર પુરૂષ દોષવાળો થતો નથી." કારણ કે ભાગવતમાં પણ આ પ્રમાણે કહેલ છે; કે--

**सा वाग्यया तस्य गुणान् गृणीते करौ च तत्कर्मकरौ मनश्च ।
स्मरेद्वसन्तं स्थिरजंगमेषु शृणोति तत्पुण्यकथा. स कर्णः ॥
शिरस्तु तस्योभयलिंगमानमेत् तदेव यत्पश्यति तद्धि चक्षुः ।
अंगानि विष्णोरथ तज्जनानां पादोदकं यानि भजन्ति नित्यं ॥**

વાસ્તવિક વાણી તેજ છે કે જે પરમાત્માના ગુણોનું વર્ણન કરે, હસ્તપણ તેજ છે કે જેવડે પરમાત્માની સેવા થતી હોય, મન પણ તેજ છે કે જે સ્થાવર જંગમ સમસ્ત વિશ્વમાં વ્યાપી રહેલા પરમાત્મા શ્રી વિષ્ણુનું સ્મરણ કરે, વાસ્તવિક કર્ણ પણ તેજ છે કે જે વડે પરમાત્માની પુણ્યકારણ કથાઓનું શ્રવણ થતું હોય, મસ્તક પણ તેજ છે કે જે સ્થાવર જંગમ સર્વવસ્તૂને પરમાત્માનું ચિન્હ માની અવનત થતું હોય, નેત્ર પણ તેજ છે કે જે મુકુંદના મધુર-રૂપનું નિરિક્ષણ કરતાં હોય, અને સમસ્ત શરીરનાં અંગો પણ તેજ યથાર્થ કહેવાય કે, જો તેઓ પરમાત્માના તથા ભગવદ્‌ભકત સજ્જનોના પાદોદકવડે નિત્ય પવિત્ર થતાં હોય. સારાંશ, એવી રીતે વાણીની સફળતા થવા માટે યથામતિ સ્તવન કરનાર પુરૂષ જો નિર્દોષ છે, તો મ્હારી અલ્પમતિ પ્રમાણે જેટલું મ્હને જ્ઞાન છે તેટલુંજ વર્ણન કરવા માટે આ સ્તોત્રનો મ્હેં પ્રારંભ કર્યો છે એ યોગ્યજ છે. કારણ "**नभः पतन्त्यात्मसमं पतत्त्रिणः**" પક્ષીઓ આકાશમાં પોતપોતાની શકિત અનુસાર ઉડે છે. કોઇ થોડે ઉંચે જાય છે, કોઈ બહુ ઉંચે ઉડે છે, પણ કોઈ આકાશના પારને પામતાં નથી. તે પ્રમાણે હું પણ મ્હને જેટલું જ્ઞાન છે તેટલું વર્ણન કરીશ; મ્હારાથી વિશેષ જ્ઞાનવાળા તેથી વધારે વર્ણન કરશે અને કેટલાક, તેથીએ વિશેષ વર્ણન કરશે;

પણ તમારા મહિમાના પારને પામશે નહિ. માટે હું આ સ્તોત્રનો પ્રારંભ કરૂં છું તે યોગ્યજ છે. આ શ્લોકના પ્રથમાર્ધમાં પરમેશ્વરનું અનંત માહાત્મ્ય વર્ણન કર્યું છે અને દ્વિતીયાર્ધમાં સ્તુતિ વિષે આવેલી શંકાનું સમાધાન કરી પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ઇશ સ્તવન કરવું યોગ્ય છે એમ પ્રતિપાદન કર્યું છે.

**विष्णुपक्षे अन्वयः—अहो परम! यदि ब्रह्मादीनां गिरः पारं विदुषः ते महिम्नः स्तुतिः तत् अवसन्ना अपि ( अस्तु, नतुअन्यदेवतानांअनुरूपापि ) अथ स्वं अतिपरिणामावधि गृणन् सर्वः आवाच्यः ( अतएव ) ममापि स्तोत्रे अहरहः अनिरपवाद् एषः परिकरः।**

અર્થ સહિત વિવરણ:—હે! વિષ્ણો! તમે પોતે લક્ષ્મીપતિ છો એટલે મ્હારી અલક્ષ્મી દૂર કરશોજ; એ હેતુથીજ [ **परम-परा मा यस्यसः** ] પરમ એ સંબોધન યોજેલું છે. હે! લક્ષ્મીપતે! સ્તુતિ કરનારા બ્રહ્માદિક દેવોની સ્તુતિરૂપ વાણીનું માહાત્મ્ય અને રહસ્ય તમે જાણો છો. એટલે સ્તુતિ કરનારના શ્રમ અને ગુણ દોષ તમે જાણો છો. કેમકે સર્વે દેવ તમારી સ્તુતિ કરે છે. તમે નિરપેક્ષ સર્વજ્ઞ અને સર્વમાં શ્રેષ્ઠ છો. તેથી તમારી સ્તુતિ અલ્પસ્વલ્પ અને અનનુરૂપ મ્હારાથી થાય તો ભલે! પણ અન્ય દેવતાઓની વિસ્તારવાળી અને યોગ્ય એવી સ્તુતિ કરતાં આવડે તોપણ તે કાંઇ કામની નથી. તમારી યોગ્ય સ્તુતિ કોઇથી પણ કરી શકાતી નથી.

પરમાત્માના અનન્ય ઉપાસક અને મહાકવિ વેંકટાધ્વરી નામક દક્ષિણમાં થઈ ગયા તે સ્તુતિમાં કહે છે કે:—

**कर्तृव्याकरणस्य वाममितरद्यस्य प्रवक्त्रीक्षणं।**
**भाष्यं व्याकरणस्य साधु विदधे शय्या यदीया पुनः।**
**यद्वाहो द्विजशेखरः श्रुतिमयो यस्य स्नुषा भारती।**
**गोष्ठ्यां त्रस्यति तस्य तं कविजनो रंगेश कर्तुं स्तुतिं॥**

જે પરમાત્માનો વામ નેત્ર વ્યાકરણનો કર્તા છે. એટલે ચંદ્ર એ પરમાત્માનું વામ નેત્ર અને સૂર્ય તે દક્ષિણનેત્ર એમ શાસ્ત્રમાં કહ્યું છે. (ચંદ્રે વ્યાકરણ કરેલું છે તે ચાંદ્ર વ્યાકરણ નામથી પ્રસિદ્ધ છે.) માટે કવિ કહે છે કે, જે પરમાત્માનું વામનેત્ર ચંદ્ર, ચાંદ્રવ્યાકરણનો કર્તા છે; તેમજ જેનું દક્ષિણનેત્ર સૂર્ય. સૌરવ્યાકરણનો કર્તા છે, અને જે પરમાત્માની શય્યાએ વ્યાકરણનું મહાભાષ્ય નિર્માણ કર્યું છે. એટલે કે શેષ એ પરમાત્માની શય્યા છે. અને તે શેષના અવતાર ભગવાન્ પતંજલિએ પાણિનિના વ્યાકરણ ઉપર ભાષ્ય લખ્યું છે; તેમજ, જેનું વહાન ગરૂડ એ સાક્ષાત્ વેદરૂપ છે અને વાગ્દેવી સરસ્વતી એ જેની સ્નુષા (પુત્રવધૂ) છે; એવા હે પરમાત્મન્! તમારી સભામાં કવિજન તમારી સ્તુતિ કરતાં ભય પામે છે. કારણ, જ્યાં આવી મહવિદ્વાન્ વ્યક્તિઓ વિદ્યમાન છે તેમની આગળ તમારી યથાર્થ સ્તુતિ કેવી રીતે કરી શકાય ? નહીજ. તથાપિ તમારી અલ્પસ્વલ્પ પણ કરેલી સ્તુતિ પરમ ફળદાયી થાય છે.

પુષ્પદંત કહે છે હે! પ્રભો! પોતાની શકિત બહારનું તમારૂં સ્તવન કરનારા સર્વેજન તમારી સાથે સંભાષણ કરવાને યોગ્ય થાય છે. આ પ્રમાણે સ્તોતાજન પર જો આપનો અનુગ્રહ થાય છે તો મ્હને પણ સ્તુતિ કરનારને સર્વદા નમસ્કાર કરવો યોગ્ય અને નિર્દોષ છે. જેની સ્તુતિ કરવાથી મનુષ્ય બીજાને નમસ્કાર કરવા યોગ્ય અને પૂજ્ય થાય છે તો, તે તમે સર્વદા બધા લોકોને પૂજ્ય અને નમસ્કાર કરવા યોગ્ય છો એમાં શું કહેવું ? આમાં પરમાત્માના વિષે પ્રીતિઅતિશય વ્યકત થયો છે અને જેની અયોગ્ય સ્તુતિ પણ ઇશ્વર સાન્નિધ્યરૂપ ફળ પ્રાપ્તિ કરી દે છે તેની યોગ્ય સ્તુતિ શું ફળ નહિ આપે ? એવો ધ્વનિ નીકળે છે.

પહેલા શ્લોકમાં કહ્યા પ્રમાણે આ બીજા શ્લોકમાં પણ ઇશ્વરની સ્તુતિ કરવી અશક્ય છે એજ સ્તુતિરૂપવડે પ્રતિપાદન કરે છે,

अतीतः पन्थानं तव च महिमा वाङ्मनसयो-।
रतद्व्यावृत्त्या यं चकितमभिधत्ते श्रुतिरपि।
स कस्य स्तोतव्यः कतिविध गुणः कस्य विषयः।
पदे त्वर्वाचीने पतति न मनः कस्य न वचः॥२॥

**अन्वयः—तव महिमा वाङ्मनसयोः पन्थानं अतीतः च श्रुतिरपि यं चकितं अतद्व्यावृत्त्या अभिधत्ते स कस्य स्तोतव्यः, कतिविधगुणः कस्य विषयः, तु अर्वाचीने पदे कस्य मनः वचश्च न पतति ॥**

**અર્થ:—તમારો મહિમા વાણી અને મનના માર્ગનું ઉલ્લંઘન કરી રહેલો છે. વેદ પણ જેને ચકિત થઇને ભાગત્યાગલક્ષણાવડે પ્રતિપાદન કરે છે. તે કોને સ્તુતિ કરવો શક્ય છે? તે કેટલા બધા ગુણવાળો છે? તે કોનો વિષય થાય? પરંતુ આપના અર્વાચીન પદ (સગુણસ્વરૂપ)માં કોનું મન તથા વાણી આસક્ત થતાં નથી?**

વિવરણ:—હે! ઇશ્વર! તમારો સગુણ અને નિર્ગુણ મહિમા વાણી અને મનનો વિષય થતો નથી. શ્રુતિમાં કહ્યું છે કે–'**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह**' જે સચ્ચિદાનંદ પરમેશ્વરને પામ્યા વગર મનની સાથે વાણી પાછી ફરે છે. અપૌરૂષેયી શ્રુતિ ભગવતી પણ તે પરમેશ્વરના સગુણસ્વરૂપનું વર્ણન કરતાં કાંઇ અયોગ્ય તો નહિ બોલાય? અને નિર્ગુણસ્વરૂપનું પ્રતિપાદન કરતાં સ્વયંપ્રકાશ ઇશ્વરનું જ્ઞાન અન્ય પ્રમાણને આધીન તો નહિ થાય? એમ વિચારી બીએ છે સગુણ પક્ષમાં 'આ સર્વ બ્રહ્મજ છે' એવા ઐક્યરૂપથી વર્ણન કરે છે. અને નિર્ગુણ પક્ષમાં માયા તથા આવરણ વિક્ષેપરૂપ માયાનું જે કાર્ય તેમનો ત્યાગ કરાવી જહદજહલ્લક્ષણાવડે તેનુ પ્રતિપાદન કરે છે.

લક્ષણા ત્રણ પ્રકારની થાય છે. અજહલ્લક્ષણા, જહલ્લક્ષણા અને જહદજહલ્લક્ષણા. અજહલ્લક્ષણામાં મૂળ પદના અર્થને કાયમ રાખીને વિશેષણ વિશેષ્યભાવ કરવો પડે છે. ઉદાહરણ "રાતો દોડે છે." અહિં રાતો એ ગુણ છે તેથી તે દોડી શકે નહિ, માટે તેની સાથે અશ્વાદિનું ગ્રહણ કરવું જોઇએ, એટલે રાતો દોડે છે એનો અર્થ રાતો ઘોડો દોડે છે, એમ થાય છે. આ રીતે મૂળ પદના અર્થને કાયમ રાખીને વિશેષણ વિશેષ્યભાવ કરવામાં આવ્યો.

જહતુલક્ષણામાં પદોનો મૂળ અર્થ સર્વ છોડીને, તેનો સંબંધી અર્થ ગ્રહણ કરવો પડે છે. ઉદાહરણ '**कुसुमितद्रुमा गंगा**' જેની ઉપરનાં વૃક્ષ પ્રફુલ્લિત થયાં છે એવી ગંગા; આમાં ગંગાના પ્રવાહ પર વૃક્ષનું હોવું અસંભવિત છે, માટે "ગંગા" શબ્દનો મૂળ અર્થ "પ્રવાહ" તેનો ત્યાગ કરીને તે શબ્દવડે તીર (કિનારો) એવો અર્થ ગ્રહણ કરવો. એટલે કે ગંગાના કિનારાપર વૃક્ષ પુષ્પવડે ખીલ્યાં છે એમ સમજવું. અને જહદજહલ્લક્ષણામાં, થોડોક અર્થ છોડવો પડે છે અને થોડોક નહિ. ઉદાહરણઃ—'**सोऽयंदेवदत्तः**' દસ વરસ પહેલાં જોયેલ હતો તેજ આ સામે ઉભેલ દેવદત્ત છે. આમાં દસ વરસ પહેલાં જોયેલાનુંરૂપ અને હાલ જોવામાં આવેલ દાઢી મુછવાળું મોટું રૂપ, આ બન્ને ધર્મોને છોડી દઇને દેવદત્તની સામાન્ય નિશાની ગ્રહણ કરીને તેને ઓળખીએ છીએ. તદનુસાર '**तत्त्वमसि**' **तत्** એ ઇશ્વર વાચક પદમાંથી સર્વજ્ઞત્વ, આનંદરૂપત્વ અને **त्वं** એ જીવવાચક પદમાંથી અલ્પજ્ઞત્વ, દુઃખિત્વ, અંશેનો પરિત્યાગ કરીને કેવળ ચૈતન્યનું ગ્રહણ કરવું અને **असि** એ પદવડે તેમનું ઐક્ય સમજવું. માયામાં પ્રતિબિંબિત તત્પદલક્ષ્ય ચૈતન્ય અને માયાનું વિક્ષેપકાર્ય જે અંતઃકરણ તેમાં પ્રતિબિંબિત ત્વંપદલક્ષ્ય જે ચૈતન્ય તેમાંથી ઉપાધીનો ભાગ છોડી દઈ બાકી રહેલું બિંબભૂત શુદ્ધ ચૈતન્ય સ્વપ્રકાશ

અને સ્વયંજ્યોતિ છે. તે તેવુંજ છે એવી અપરોક્ષવૃત્તિ ઉત્પન્ન થયા કે તરતજ માયા અને માયાનું કાર્ય, એ બન્નેની સર્વથા નિવૃત્તિ થાય છે, અને માયા દોષની નિવૃત્તિ થતાં તે ચૈતન્યનુંજ જાણે જ્ઞાન ઉત્પન્ન થાય છે. પણ એ ઉપરથી પરમાત્મા વાણીનો વિષય થાય છે એમ કહેવાય નહિ. માટેજ એવા તે સગુણ અને નિર્ગુણ પરમેશ્વરના મહિમાની સ્તુતિ કોણ કરી શકે ? સગુણ સ્વરૂપની સ્તુતિ કરીએ તો ઇશ્વર અનંત ગુણસંપન્ન છે; અને નિર્ગુણસ્વરૂપની સ્તુતિ કરીએ તો તે સર્વધર્મરહિત હોવાથી તે કોઇ પણ સાધનનું વિષય થતું નથી. સગુણ સ્વરૂપ જ્ઞેય એટલે જાણી શકાય એવું છે; પણ તેના ગુણસીમા વગરના છે માટે તેનું વર્ણન કરી શકાય નહિ. અને નિર્ગુણ સ્વરૂપ તો અજ્ઞેય છે, તેથી વર્ણવી શકાય નહિ. એમ કહો તો '**स्वमतिपरिणामावधिगृणन्**' એમ જે પૂર્વે કહ્યું તેની સાથે વિરોધ આવે, એમ જો કોઇ શંકા કરે તો કહે છે. '**पदे त्वर्वाचीने**' એમ છે તો પણ ભક્તના ઉપર અનુગ્રહ કરવા માટે સહજ લીલાથી નંદી, પાર્વતી, પિનાક વિગેરેથી યુક્ત ધારણ કરેલ રૂપ જોઇ કોની વાણી કિંવા મન સ્વસ્થ બેસી રહે ? સર્વેને ઇશ્વરના માયિક સ્વરૂપનું વર્ણન કરવાની ઇચ્છા થાયજ. વિષ્ણુ પક્ષેય અન્વય પૂર્વવત્ સમજવો.

વિવરણ સહિત અર્થઃ—હે વિષ્ણો ! તમારો મહિમા વાણી તથા મનથી પર છે. શ્રુતિ ભગવતી, કાર્ય પ્રપંચનો વિસ્તાર જોઇ તે પોતાથી ભિન્ન છે એમ કોઇ શંકા તો નહિ કરે ! એવી રીતે શંકાવાળા તે સગુણ સ્વરૂપનું, દ્વૈતનો નિષેધ કરી પ્રતિપાદન કરે છે. શ્રુતિઓના નિષેધવચન બ્રહ્મપ્રતિપાદક કેવી રીતે થાય છે તે જુઓ. '**अस्थूलमनण्वह्रस्वमदीर्घं**' આ વચનમાં એમ કહેવાયેલ છે કે, તે (બ્રહ્મ) સ્થૂલ નથી, સૂક્ષ્મ નથી, ટુંકું નથી, લાંબું નથી. 'આ નહિ, તે નહિ' એ પ્રમાણે કથન કરવાવાળા શ્રુતિવચન બ્રહ્મથી

ભિન્ન સર્વ ઉપાધીઓને નિરાસ કરીને નિષેધનું આશ્રય જે બ્રહ્મ, તેનોજ (બ્રહ્મનો) લક્ષણાવડે બોધ કરે છે. ઉદાહરણઃ-કોઇએ, બીજાને પૂછ્યું છે કે, ભાઈ! આકાશમાં રહેલ તેજસ્વી પદાર્થમાં ચંદ્ર કયો છે? ત્યારે તે બીજાએ કહ્યું કે "નાના નાના ચાંદલીઆ છે, તે નહિ અને જેનાં કિરણ અતિ તેજસ્વી છે તે નહિ." આ નિષેધવાક્યપરથી, તારાઓ અને સૂર્ય, એમનાથી ચંદ્રમા ભિન્ન છે એમ તર્કવડે સમજશે. તે પ્રમાણે નિષેધાત્મક શ્રુતિવચનો પણ '**तत्**' (તે) પદાર્થના શોધન માટે ઉપયોગી હોવાથી તેમનું તાત્પર્ય નિર્ગુણ બ્રહ્મપ્રતિપાદન વિષે છે એમ સમજી લેવું.

સદ્રૂપ આધાર વિના નિષેધવચનોની પ્રવૃત્તિ થશે નહિ. નિષેધને કાંઇક પણ આધાર મળે છે. એકાદ નાના બાળકને, જે કે બાપને ભૂલી ગયેલ છે, તેની આગળ ઘણા લોકને ઉભા રાખીને "ત્હારો બાપ કોણ છે?" એમ પૂછ્યું. એ લોક વિષે તો તેનો બાપ નથી; અર્થાત્ તે છોકરો 'આ નહિ, તે નહિ" એમ કહેશે. તોપણ તેના નિષેધનો આધાર તેની બુદ્ધિમાં "પોતાનો બાપ છે" એવી પૂર્ણ સમજ હોયજ છે. તે 'આ નહિ, તે નહિ' એમ કહે છે તે ઉપરથી તેને બાપજ નથી એ પ્રમાણે સમજવું અયોગ્ય છે. તે પ્રમાણે વેદવચન 'આ આત્મા નહિ તે આત્મા નહિ' એ પ્રમાણે કહે છે તોપણ તે સર્વપરથી આત્માની સત્તા સિદ્ધ થાય છેજ. અસ્તુ!

પુષ્પદંત કહે છે કે 'હે વિભો! એવા તે ઇશ્વરનું કોણ વર્ણન કરી શકે? કારણ તેના ગુણ અનંત છે. તે કોનો વિષય થાય? એમ છે તોપણ ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે ધારણ કરેલું વૈકુંઠવાસી, શેષશાયી ચતુર્ભુજ ઘનસ્યામ એવુંરૂપ અથવા વૃંદાવનવાસી, ગોપકિશોર, મુરલીધર, ગોપાળકૃષ્ણ એવું રૂપ જોઇ કોની વાણી અને મન (**अपगता ततिर्यस्मात् तत् अपतति**=વિસ્તાર વિનાનું) સંકુચિત નહિ થાય? એટલે સર્વ બાહ્ય વિષયોથી નિવૃત્ત થઇ કોનું મન તથા

વાણી હૃદયસ્થ ઇશ્વરસ્વરૂપમાં એકાગ્ર તથા એક વિષય થઇને નહી રહે ? અર્થાત્ સર્વેનાં થશે એવો અભિપ્રાય. અહિં '**अपतति**' એવું મૂળમાંથી પદ કાઢેલું છે.

હવે સર્વજ્ઞ હરિહરની સ્તુતિ કરવી યોગ્ય છે તોપણુ, નૂતન શબ્દાદિવડે રચિત જે સ્તુતિ નહી થાય તો, તેથી તેમનું મનરંજન થશે નહિ, અને મનોરંજન વગર તેમની કૃપા પણ થશે નહિ; તથા કૃપા વિના અભિષ્ટ દુઃખોપશમનરૂપ ફલ પણ મળે નહિ. આ પ્રમાણે ફરીથી પણ સ્તુતિને વ્યર્થપણું પ્રાપ્ત થશે માટે સફળતા દેખાડીને સ્તવન કરે છે.

मधुस्फीता वाचः परमममृतं निर्मितवत-।
स्तव ब्रह्मन् किं वागपि सुरगुरोर्विस्मयपदम् ।
मम त्वेतां वाणीं गुणकथनपुण्येन भवतः ।
पुनामीत्यर्थेऽस्मिन्पुरमथन बुद्धिर्व्यवसिता ॥ ३ ॥

**अन्वयः—हे ब्रह्मन् । मधुस्फीताः परमं अमृतं वाचः निर्मितवतः तव सुरगुरोः अपि वाग्विस्मयपदं किम् ? तु हे पुरमथन, भवतः गुणकथनपुण्येन एतां वाणीं पुनामि इति अस्मिन् अर्थे मम बुद्धिः व्यवसिता ।**

**અર્થ:—હે પ્રભો ! મધ જેવી મધુર અને અમૃતના સરખી અર્થવાળી વેદવાણી ઉત્પન્ન કરનાર તમને બ્રહ્મદેવની વાણી પણ આશ્ચર્ય પમાડશે શું ? પરંતુ હે મહાદેવ ! આપના ગુણનું વર્ણન કરવારૂપ પુણ્યવડે, આ મ્હારી વાણીને હું પવિત્ર કરૂં એ હેતુથી આ કામમાં મ્હારી બુદ્ધિ પ્રવૃત્ત થઈ છે.**

વિવરણ:—હે વિભો ! તમે જેણે શબ્દગુણાલંકારોવડે અતિ મધુર અને અમૃતના સમાન આનંદદાયક અર્થથી ભરેલી એવી વેદ-વાણી શ્વાસોચ્છ્વાસની પેઠે અનાયાસે ઉત્પન્ન કરી છે, એવા તમને શું બ્રહ્મદેવની વાણી આનંદ ઉત્પન્ન કરશે ? કદીપણ નહિ. જ્યાં પ્રત્યક્ષ બ્રહ્માની સ્તુતિની આ દશા, ત્યાં મ્હારા જેવા પામરની વાણી, તમે જે ઇશ્વર છો તેમને ચમત્કારવાળી નહી જણાય એ દેખીતુંજ છે.

વેદાદિકોની ઉત્પત્તિ પરમ પુરૂષ પરમાત્મામાંથી થઈ છે એમ બૃહદારણ્યક શ્રુતિમાં કહેલ છે.

**अस्य महतो भूतस्य निश्वसितमेतद्यदृग्वेदो ।**

**यजुर्वेदः सामवेदोऽथर्वांगिरस इतिहासः पुराणम् ।**

ઋગાદિ મંત્રબ્રાહ્મણાત્મક ચાર વેદ, ઇતિહાસ, પુરાણ ઇત્યદિ મહાન્ પુરૂષ પરમેશ્વરના નિશ્વાસરૂપ છે. મનુષ્ય, જેવી રીતે આયાસ (મહેનત) વગર શ્વાસોશ્વાસની ક્રિયા કરે છે, તે પ્રમાણે વેદ પુરાણાદિ પરમાત્મામાંથી અનાયાસ ઉત્પન્ન થયેલ છે. નિશ્વાસપરથી વેદાદિકોની નિત્યતાપણ સમજી લેવી. હાથપગ કપાવાથી મનુષ્ય જીવે છે પરંતુ શ્વાસયંત્રમાં બિગાડ થાય તો તે તત્કાળ મરી જાય છે. જીવનો, જન્મથી મરણપર્યંત શ્વાસ, વિશ્રાંતિ લીધા વગર ચાલ્યાજ કરે છે. સર્વ દેહઇંદ્રિયાદિકોનું કાર્ય અટકી જાય તથાપિ નિદ્રા વિષે પણ શ્વાસ ચાલતોજ રહે છે. વેદ પુરાણ જો પરમેશ્વરનો નિશ્વાસ છે તો તેમની સાથે ભગવાનનો નિત્ય સંબંધ થયો, અને ભગવાન્ ઉત્પત્તિ નાશ રહિત છે તો તેમના નિશ્વાસરૂપ વેદ પણ નિત્ય છે, એમાં શો સંદેહ ?

આ પ્રમાણે વેદનો આવિર્ભાવ કરવાવાળા ભગવાનને કયા નવીન શબ્દો વડે સ્તુતિ કરીને, એમનું મન રીઝવવું ? એ શંકા ઉત્પન્ન થઇ એને લીધે પુષ્પદંત કહે છે; અથવા જો એમ છે તો તું શા માટે સ્તુતિ કરે છે ? એમ કોઇ કહે, માટે તેના સમાધાનમાં કહે છે,

હે ત્રિપુરાંતક ! તમારા ગુણના વર્ણનરૂપ પુણ્યવડે આ મ્હારી વાણીને પવિત્ર કરૂં એ ઉદ્દેશથી તમારી સ્તુતિ કરવાને મ્હારી બુદ્ધિ તૈયાર થઈ છે; પણ સ્તુતિ કૌશલ્યવડે તમારૂં રંજન કરવાને પ્રવૃત્ત થઇ નથી. આ શ્લોકમાં પરમાત્માની વેદરૂપ વાણીમાંના શબ્દગત માધુર્યને મધની અને અર્થમાધુર્યને અમૃતની ઉપમાં આપી તેમાંનું તારતમ્ય સ્પષ્ટ બતાવ્યું છે. શબ્દાલંકાર ઘણા ન હોય છતાં અર્થાલંકાર અતિશય હોય એજ વાણીનો ઉત્કર્ષ છે. સારાંશ—વાણીની શુદ્ધિ થવાથી મનની શુદ્ધિ તત્કાળ થાય છે. ભગવાન્ વ્યાસે પણ આ પ્રમાણે કહ્યું છે કેઃ—

**असत्कीर्तनकान्तारपरिवर्तनपांसुलाम् ।**
**वाचं शौरिकथालापैर्गङ्गयेव पुनीमहे ॥**

અસત્ એટલે મિથ્યાભૂત વિષયો પ્રાપ્ત થવા માટે અસત્ એટલે દુર્જન પુરૂષોના વર્ણનરૂપ અરણ્યમાં સંચાર કરવાથી મલિન બનેલી મ્હારી વાણીને પરમાત્મકથાના વર્ણન વડે પવિત્ર કરૂં છું. ભગવાનની કથા ગંગાની પેઠે ત્રૈલોક્યને પાવન કરે છે.

ગંગાના જળવડે જેવીરીતે મલિન થયેલી વસ્તુ ધોવાય અને પવિત્ર થાય તેવીરીતે ત્રૈલોકયને પાવનકરનારી પરમાત્મકથાના વર્ણનવડે મ્હારી વાણીને હું પવિત્ર કરૂં છું. શ્રીમાન્ યતિવર્ય વિદ્યારણ્ય સ્વામીજીએ પણ શાંકરદિગવિજ્યમાં એમ કહ્યું છે કે, પોતાને ધન્યમાનનારા, વિવેકશૂન્ય દુર્જન હોવા છતાં પોતાને સુજન સમજનારા અને સમુદ્રકન્યા લક્ષ્મીરૂપી નટીના નર્તનથી ઉન્મત્ત થયેલા જે દુષ્ટ પુરૂષો તેમની દુષ્ટકથારૂપી કાદવથી ખરડાએલી મ્હારી વાણીને હું આજ શંકરાચાર્ય ગુરૂની લીલાઓથી ઉછળતા તેમના યશોરૂપ સમુદ્રમાંથી નીકળતા જળના પ્રવાહવડે સારીરીતે ધોઇને પવિત્ર કરૂં છું. સારાંશ કે-મિથ્યા પ્રશંસા કર્યાથી દૂષણ યુક્ત બનેલી મ્હારી વાણીને શંકર ગુરૂનું વર્ણન કરીને પવિત્ર કરૂં છું.

**विष्णुपक्षे अन्वयः—हे पुरमथन! हे ब्रह्मन्! वाचः परमं अमृतं निर्मितवतः सुरगुरोः तत्र मधुस्फीता वागपि विस्मयपदं किं? गुणकथन पुण्येन ममत्वेतां वाणीं पुनामि इति अस्मिन् अर्थे भवतः बुद्धिः व्यवसिता।**

વિવરણ સહિત અર્થઃ—[ **पुरमथन–मथ्यते अस्मिन् दध्यादि इति मथनं गोकुलं** જ્યાં દહીંનું મથન થાય તે મથન એટલે ગોકુલ. અથવા **मथ्यंते आपः अमृतार्थं अत्र इति=मथनः—क्षीरोदः=** અમૃત માટે જેના જળનું મંથન થાય છે તે મથન એટલે ક્ષીરસમુદ્ર. તે બન્ને છે પુર એટલે રહેવાનું સ્થાન જેનું તે **पुरमथन** ] એટલે હે ગોકુળ વાસિન્! અથવા હે ક્ષીર સમુદ્રમાં નિવાસકરનાર પરમાત્મન્! સર્વ પ્રકારની વાણીનું અત્યન્ત મધુર એવું રહસ્ય નિશ્ચય પૂર્વક અનુભવ વડે જાણનારા, સર્વ દેવના ગુરૂ જે તમે તે તમને મધુરતાથી પૂર્ણ એવી પ્રત્યક્ષ સરસ્વતી પણ આશ્ચર્ય ઉત્પન્ન કરશે શું! કદી નહિ. તો પછી સરસ્વતીમાં અને મ્હારામાં મોટું અંતર છે એ તો પ્રસિદ્ધજ છે. આમ છે તો પણ તમારી ઇચ્છાથીજ મ્હારી આ પ્રવૃત્તિ છે. કારણ "મ્હારા ગુણના વર્ણનરૂપ પુણ્યવડે, મમત્વથી મલિન થયેલી સ્તુતિકરનારની વાણીને હું નિર્મળ કરીશ" એવા ઉદ્દેશથી, હે ભગવન્! તમારી બુદ્ધિ ઉદ્યુક્ત થઇ છે. સારાંશ—કાંઇ પણ કાર્ય કરવું તે મ્હારા હાથમાં નથી. જે થાય છે તે સઘળું તમારી પ્રેરણાથીજ થાય છે. કારણ શ્રુતિમાં એમ કહ્યુંછે કે '**एष उ ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते एष उ एवासाधु कारयति यमधो निनीषते**' જેને ઉત્તમ લોકમાં લઇ જવા ઇચ્છે છે, તેની પાસે તે પુણ્ય કર્મ કરાવે છે અને જેને અધોગતિ આપવી હોય તેની પાસે પાપ કર્મ કરાવે છે. સ્મૃતિમાં પણ આમ કહ્યું કે "**अज्ञो जन्तुरनीशोऽयमात्मनः सुखदुःखयोः। ईश्वरप्रेरितो गच्छेत् स्वर्गं वा श्वभ्रमेव च**" અજ્ઞ પ્રાણી પોતાના સુખદુઃખવિષે તદ્દન

પરતંત્ર છે; ઈશ્વર પ્રેરણા કરે તે પ્રમાણે ઉચ્ચ અથવા નીચા લોકમાં જાય છે. માટે પરમ દયાળુ પરમેશ્વરજ, શરણાગતની વાણી પવિત્ર થાય એ ઉદ્દેશથી પુરૂષને પોતેજ સ્તુતિતત્પર કરી તેની ગમે તેવી સ્તુતિવડે તેઓ સંતુષ્ટ થાય છે.

આ પ્રમાણે હરિ અને હર સ્તુત્ય છે અને સ્તુતિ નિષ્ફળ થતી નથી એમ પ્રતિપાદન કર્યું. હવે જે કોઈ પાપી ઈશ્વરના અસ્તિત્વ-વિષે શંકા કરી વાદ કરે છે તેનું નિરાકરણ કરે છે.

तवैश्वर्यं यत् तज्जगदुदयरक्षाप्रलयकृत् ।
त्रयीवस्तु व्यस्तं तिसृषु गुणभिन्नासु तनुषु ।
अभव्यानामस्मिन् वरद रमणीयामरमणीं ।
विन्हतुं व्याक्रोशीं विदधत इहैके जडधियः ॥ ४ ॥

**अन्वयः—हे वरद ! यत् तव जगदुदयरक्षाप्रलयकृत् त्रयीवस्तु गुणाभिन्नासु तिसृषु तनुषु व्यस्तं ऐश्वर्यं तत् विहंतुं इह एके जडधियः अस्मिन् अभव्यानां रमणीयाम् अरमणीम् व्याक्रोशीं विदधते ।**

અર્થ—હે વરદાયક પ્રભો ! જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારૂં, ત્રણ વેદોએ પ્રતિપાદન કરેલું, સત્વાદિ ગુણોવડે ભેદ પામેલા ત્રણ શરીરોમાં એટલે બ્રહ્મા વિષ્ણુ અને મહેશ સ્વરૂપવિષે પૃથક્ રહેલું એવું જે તમારૂં ઐશ્વર્ય તેનો નાશ કરવાને અહિં કેટલાક મૂઢબુદ્ધિવાળા પુરૂષો, ત્રૈલોકમાં જેમનું કદી કલ્યાણ થવાનું નથી એવા પાપી પુરૂષોને સુંદર ભાસતો પણ વસ્તુતઃ ખરાબ એવો બકવાદ કર્યા કરે છે.

વિવરણઃ—હે વરદ ! ઇશ્વર સર્વ કામના પૂર્ણ કરે છે માટે 'વરદ' એ યોગ્ય સંબોધન છે. હે વર આપનાર ઇશ્વર, આકાશાદિ પ્રપંચની ઉત્પત્તિ, પરિપાલન અને નાશ કરનારૂં ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ વેદત્રયીમાં પ્રતિપાદિત વસ્તુતઃ એક છતાં સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોવડે સહજ લીલાથી, બીજા ઉપર અનુગ્રહ કરવા માટે ભિન્ન થયેલા, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ નામવડે પ્રસિદ્ધિ પામેલા ત્રણ સ્વરૂપોમાં તદ્દન પૃથકપણાવડે પ્રકટ થયેલું, જે તમારૂં ઐશ્વર્ય તેનો નિષેધ કરવા માટે આક્ષેપ કરી કેટલાક ઇંદ્રિય-સુખતત્પર અને જડબુદ્ધિવાળા પુરૂષો બકવાદ કરે છે. પણ આ ત્રૈલોક્યમાં જેમનું કોઇ ઠેકાણે પણ કલ્યાણ થઇ શકે નહિ એવા એ અભાગી પુરૂષોને તે આક્ષેપ વાસ્તવિક વિષતુલ્ય દુષ્ટ અને ભયંકર હોવા છતાં અત્યંત રમણીય ભાસે છે. કોઈ પદાર્થ રમણીય ન હોય, છતાં તે તેવો ભાસે એ ભાવી દુર્ભાગ્યનું સૂચક છે.

વેદની અખિલ શાળાઓ વિષે બ્રહ્મનાં બે લક્ષણોનું કથન કરવાવાળાં વેદાંતવાકયો ઘણાં છે. લક્ષણ બે પ્રકારનાં હોય છે. તટસ્થ લક્ષણ અને સ્વરૂપ લક્ષણ-જે ધર્મ અસાધારણ એટલે સર્વ સામાન્ય હોય નહિ અને કોઇ કોઈ ધર્મીની સાથે રહેતો હોય તે તટસ્થ લક્ષણ જાણવું. છત્રચામરવિગેરે ચિન્હ સર્વસાધારણ ન હોવાથી ખાસ વિશિષ્ટ વ્યક્તિની સાથેજ તેનો સંબંધ થાય છે. પરંતુ સર્વ કાળ તે ચિન્હ રાજાની પાસે હોતું નથી. એથીજ છત્રચામરાદિ એ રાજાનું તટસ્થ લક્ષણ થયું. સ્વરૂપલક્ષણ વસ્તુની વિષે નિરંતર રહે છે. ઉદાહરણ, ચંદ્રનુંજ જુઓ. ઉજ્જ્વલ પ્રકાશ, એ ચંદ્રનું સ્વરૂપ લક્ષણ, તેનાથી કદીપણ વિયુક્ત થતો નથી. એવી રીતે શ્રુતિઓ વિષે 'જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું જે કારણ તે બ્રહ્મ' એમ તટસ્થ લક્ષણ કહેલ છે.

તથા '**सत्यं ज्ञानमनंतं ब्रह्म**' આ શ્રુતિવચને, "**બ્રહ્મ જ્ઞાન-સ્વરૂપ છે, સત્ય છે, અનંત છે, એવું સ્વરૂપ લક્ષણ કહેલ છે. સ્વરૂપ-**

લક્ષણ જો ન કર્યું હોત તો, કેવલ તટસ્થલક્ષણવડે જીજ્ઞાસુઓને શંકા થઈ જાત કે બ્રહ્મશબ્દવડે, શું પ્રધાન, કાળ, ગ્રહ, લોકપાળ વિગેરેનું ગ્રહણ કરવું ? કારણકે, એમના વિષે પણ જગતના કારણ હોવાપણાનો સંભવ હોય એમ જણાય છે. સારાંશ, જીવાદિકો વિષે જગતના કારણ હોવાપણાનો સંભવ નથી એ પ્રમાણે જીજ્ઞાસુનો નિશ્ચય થઇને એની બુદ્ધિ સ્થિર થાય એટલા માટેજ તટસ્થ લક્ષણનો ઉપયોગ છે; અને પ્રધાન વિગેરે જગતનું કારણ છે કે નહિ એ પ્રમાણે ભ્રમ ન થઇ બ્રહ્મસ્વરૂપ નિશ્ચિત સમજવું, એ માટે સ્વરૂપ લક્ષણનો ઉપયોગ થાય છે. વાસ્તવ આમ છે તોપણ બ્રહ્મરૂપ પરમેશ્વરના, અસ્તિત્વને માટે, કેટલાક દુર્બુદ્ધિ શંકાશીલ થાય છે અને નાસ્તિત્વ (ન હોવાપણાનું) પ્રતિપાદન કરે છે. પુષ્પદંતેજ '**जगदुदयरक्षाप्रलयकृत्**' એ પદવડે, એ પૂર્વોક્ત ભાવ બતાવ્યો '**त्रयीवस्तु**' એ પદવડે '**सर्वे वेदा यत्पदमामनंति**' એ શ્રુતિવિષેના અર્થને બતાવ્યો કે ઋગાદિઅખિલવેદ, જે પરબ્રહ્મરૂપપદનું, વસ્તુનું પ્રતિપાદન કરે છે. અગર જો કે ઋગાદિક વેદોના કર્મકાંડ, અને ઉપાસનાકાંડ ઇંદ્રાદિક દેવતાઓનુંજ કથન કરે છે તોપણ, પરમાત્મા તે ઇંદ્રાદિક દેવતાઓના આત્મા છે એથી, તેમનું કથન કરે છે તોપણ, પરમાત્માનુંજ કથન કરે છે એમ સમજવું. પરમાત્માજ ઇંદ્રાદિ દેવરૂપ છે, એ પ્રમાણે '**इंद्रं मित्रं वरुणमग्निमाहुः**' '**एष उ ह्येव सर्वे देवाः**' એ શ્રુતિઓ વિષે કથન કરેલ છે. અને વળી અનેક શ્રુતિઓ છે પરંતુ વિસ્તાર ભયને લીધે લખતા નથી. તાત્પર્ય, પ્રત્યક્ષ અનુમાન શ્રુતિ ઇત્યાદિ પ્રમાણોવડે બ્રહ્મનું ઐશ્વર્ય સિદ્ધ થયેલ છે એને માટે, શંકિત થવાવાળા અને નિષેધ કરવાવાળા દુર્ભાગી અને મૂઢ કેમ ન થાય? ઠીક ! હે પ્રભો ! તેમની નિંદાથી તમારા ઐશ્વર્યમાં કોઇપણ પ્રકારનો આઘાત પહોંચતો નથી. પણ તેથી તેઓ પોતેજ અધોગતિને પામે છે. '**जगदुदयरक्षाप्रलयकृत**' એ શબ્દોમાં અનુમાન પ્રમાણવડે ઐશ્વર્યસિદ્ધિ સૂચિત કરી

છે. અને **'अजन्मानोलोका'** એ શ્લોકમાં તેજ અનુમાન સ્પષ્ટ કરી બતાવેલ છે. **'त्रयीवस्तु'** **वेदप्रतिपाद्य** એ શબ્દવડે આગમ પ્રમાણ બતાવી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રિમૂર્તિ વિષે પ્રકટ થયેલું વ્યસ્ત તેજ અને સર્વ અવતાર એજ પ્રત્યક્ષ પ્રમાણ છે એમ સૂચિત કર્યું છે.

**विष्णुपक्षे अन्वयः—हे वरद ! इह जगदुदयरक्षाप्रलयकृत् गुणभिन्नासु तिसृषु तनुषु व्यस्तं, त्रयीवस्तु यत् तव ऐश्वर्यं अस्मिन् अभव्यानां मध्ये जडधियः अरमणीयां व्याक्रोशीं विहन्तुं एके रमणीयां व्याक्रोशीं विदधते ।**

વિવરણ સહિત અર્થઃ—હે વર આપનાર ઈશ્વર ! જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ લય કરનારૂં વેદ ત્રયવડે પ્રતિપાદન કરાતું, સત્વાદિ ગુણોવડે ભેદ પામેલી ત્રણ મૂર્તિઓમાં પૃથક્ રહેલું જે તમારૂં ઐશ્વર્ય તે વિષે અભાગી પુરૂષોમાંથી કોઇ મૂઢ બુદ્ધિવાળા પુરૂષનો અમંગલ અને કર્ણકટુ આક્ષેપ બંધ કરવાને કેટલાક સત્પુરૂષો રમણીય વાણીનો ઉપયોગ કરે છે.

**'जडधियः'** જડબુદ્ધિવાળાનો આ એકવચનવડે, પૂર્વ પક્ષીનું એટલે કે આક્ષેપકનું તુચ્છપણું દેખાડયું છે અને **'एके'** (કેટલાક) આ બહુવચનવડે સિદ્ધાંતીઓનું મહત્વ સૂચિત કર્યું છે એમ જાણી લેવું.

આત્મા પ્રત્યક્ષપ્રમાણસિદ્ધ છે એ કથન જેઓ સહન કરી શકતા નથી અને તે કથનનો નિષેધ કરે છે તથા વેદનો અર્થ પણ પોતાના મત પ્રમાણે કરે છે તેમનું સમાધાન તર્કવડેજ કરવું જોઇએ. તે અનુમાન નામક તર્ક પાછળના શ્લોકમાં **'जगदुदयरक्षाप्रलयकृत्'** એ પદવડે બતાવ્યો છે. અખિલ સૃષ્ટિ કર્તાવાળી હોય છે, કારણ, તે કાર્ય છે. જે જે કાર્ય હોય છે તે તે કર્તાવાળું હોય છે. જેમકે, ઘડો એ કાર્ય છે તો તે કુંભાર વગર થતું નથી. હવે પાછળ કહેલા બંકવાદનું કારણ જે પ્રતિકૂળ તર્ક તેને ઉત્પન્ન કરનારા

પૂર્વપક્ષીઓનું નિરાકરણ કરવાને તેમના કુતર્કોનો અનુવાદ કરી સ્તુતિ કરે છે.

किमीहः किं कायः स खलु किमुपायस्त्रिभुवनं ।
किमाधारो धाता सृजति किमुपादान इति च ।
अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः ।
कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥ ५ ॥

**अन्वयः—हेवरद ! अतर्क्यैश्वर्ये त्वयि, 'स खलु विधाता किमीहः किं कायः किमुपायः किमाधारः किमुपादानः त्रिभुवनं सृजति इति' अनवसरदुःस्थः अयं कुतर्कः कांश्चित् हतधियः जगतः मोहाय मुखरयति ।**

**અર્થ:—**હે વરઆપવાળા મહાદેવ! જેની કલ્પના પણ કરી ન શકાય એવા ઐશ્વર્યવડે યુક્ત એવા તમારા વિષે કેટલાક દુષ્ટબુદ્ધિવાળા પુરૂષોને, 'કયા પ્રયોજનવાળો, કેવા શરીરવાળો, કયા ઉપાયવાળો. કયા આધારવાળો, તથા કેવી દ્રવ્યસામગ્રીવાળો, તે જગતનો બનાવનાર ત્રિભુવનને ઉત્પન્ન કરે છે' એવો આ અવકાશ વગરનો અને મનને આકુળ કરનાર કુતર્ક, જગતને ભરમાવવાને માટે, વાચાળ કરે છે.

વિવરણ:—હે વરદ! તમારૂં ઐશ્વર્ય તર્કવડે સમજાય તેવું નથી. તથાપિ કેટલાક દુષ્ટબુદ્ધિવાળા પુરૂષોને, આ કુતર્ક (તર્કાભાસ) લોકોને મોહ ( અવિવેક, ભ્રમ ) ઉત્પન્ન કરવામાટે, વાચાળ કરે છે. એટલે કે મરજીમાં આવે એવો સ્વતંત્ર તર્ક કરીને બકવાદ કરે છે. પરંતુ શ્રુતિને તથા તદનુસાર અનુભવને છોડીને જે તર્ક કરેલ હોય, તે તર્કાભાસ છે. અન્યત્ર પણ કહેલ છે કે:—

**स्वयं यस्तार्किकः प्राह तर्कोऽनिष्टप्रसंजनम् ।**
**तत्तार्किकस्य तर्केण कथमिष्टं प्रसज्ज्यते ॥**

તાર્કિક જે ગૌતમ નામના મુનિ હતા, તેણે તર્કનું લક્ષણ આ પ્રમાણે કહેલ છે કે, '**अनिष्टप्रसंजन लक्षणवान् तर्कः**' જે અનિષ્ટ કાર્યના ઉપયોગમાં લેવામાં આવે છે તેજ તર્ક. આ પરથી, સમજવું યોગ્ય છે કે, તાર્કિકોએ કરેલા શ્રુતિવિરૂધ્ધ જે તર્ક તેમને મુમુક્ષુ જનોનું ઇષ્ટ જે મોક્ષાખ્ય સુખ, તેના વિષે કેવીરીતે ઉપયોગમાં લઇ શકાય ? અને તે કેવી રીતે લાભ પણ કરી શકે ? વાસ્તે શ્રુતિવિરૂધ્ધ તર્કોનો ત્યાગ કરવો. કારણકે એવડે, અનાત્મવસ્તું (જડ)નું જ્ઞાન થાય છે, પણ આત્મવસ્તુનું નહિ, એટલા માટે એ તર્કોનો અભ્યાસ નિષ્ફળ તથા શ્રમદાયી થાય છે. માટે શ્રુતિના અર્થને અનુકૂળ તર્કો વિષે આદર રાખવો. વેદાંતવાક્યોના અર્થ મુમુક્ષુની બુધ્ધિમાં દૃઢ થવાને માટે એટલે કે સંશય વિપર્યયની નિવૃત્તિ થવાને વાસ્તે, વેદાંતવાક્યોને અનુકૂળ એવા તર્ક (અનુમાન) પ્રમાણભૂત થાય છે.

વસ્તુતઃ આત્માનું જ્ઞાન પ્રત્યક્ષાદિ કોઇ પણ પ્રમાણવડે થાય નહિ એ બતાવીએ છે. વેદાંત અને મીમાંસક છ પ્રમાણ માને છે અને નૈયાયિક, ચારજ માને છે. ૧. પ્રત્યક્ષ ૨. અનુમાન. ૩. ઉપમાન ૪. શબ્દ. ૫. અર્થાપત્તિ ૬. અનુપલબ્ધિ. આમાંથી અર્થાપત્તિ અને અનુપલબ્ધિને નૈયાયિક અનુમાન પ્રમાણની અંતર્ગત માને છે, પણ સ્વતંત્ર નહિ. હવે ક્રમ પૂર્વક દેખાડવામાં આવે છે કે આત્મા કોઇ પણ પ્રમાણવડે જ્ઞાત થતો નથી.

૧. '**अशब्दमस्पर्शं**' આત્મા શબ્દ સ્પર્શ રૂપ રસ ગન્ધ રહિત છે, એ પ્રમાણે શ્રુતિમાં આત્માનું વર્ણન કરેલ છે. એથી ઇંદ્રિયો વડે તેનું જ્ઞાન થતું નથી અને આ કારણને લઇને પ્રત્યક્ષપ્રમાણ આત્મજ્ઞાનને માટે સંભવતું નથી.

૨. અનુમાનને માટે કાંઈક ચિન્હ જોઇએ. પરંતુ **"नैव च तस्य लिंगं"** એ પ્રમાણે શ્વેતાશ્વતરોપનિષદમાં કહેલ છે. તેને કાંઇ પણ લિંગ એટલે કે જાણવાને માટે નિશાની (હેતુ)જ નથી. તે રહિત આ હોવાથી, અનુમાનનો પણ વિષય થતો નથી.

૩. આત્માની તુલ્ય બીજો પદાર્થ નથી એમ શ્રુતિમાં કહેલ છે. **'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते.'** તેના સમાન અને તેના કરતાં શ્રેષ્ટ પણ કોઇ નથી. હેતુ અને દૃષ્ટાન્ત બન્નેથી રહિત આત્મા છે. ઉપમાન જ્ઞાન સાદૃશ્ય જ્ઞાનને આધીન છે. આત્માની તુલ્ય કોઇ ન હોવાથી ઉપમાન પણ સંભવતું નથી.

૪. આત્માને નામ રૂપ નથી એમ શ્રુતિમાં કહેલ છે વાસ્તે, તે શબ્દપ્રમાણનો વિષય પણ થતો નથી. આના પર શંકા થશે કે **' तं त्वौपनिषदं पुरुषं पृच्छामि '** હું તે ઉપનિષદોવિષે વર્ણિત (પ્રતિપાદિત) પુરૂષવિષે પુછું છું. એ પ્રમાણે શ્રુતિએજ આત્માને ઉપનિષદ્‌વડે જાણવા યોગ્ય પુરૂષ એમ કહેલ છે. તો પછી આત્મા શબ્દપ્રમાણ વડે ગમ્ય (જણાય તેવો) નથી એમ કેવી રીતે હોઇ શકે ? એના સમાધાનમાં સમજવું યોગ્ય છે કે, આત્માવિષે શબ્દ-પ્રવૃત્તિ થવાને માટે કાંઇ પણ કારણ ન હોવાથી, તે શબ્દપ્રમાણનો વિષય નથીજ એ વાત **'यतो वाचो निवर्तन्ते'** જ્યાંથી વાણી નિવૃત્ત થાય છે, એ શ્રુતિ પરથી સ્પષ્ટ છે. તો વળી એમ પૂછશે કે, ઉપર કહી જે શ્રુતિ, તેની શું ગતિ ! શું તેને મિથ્યા સમજવી ! તો ઉત્તરમાં સમજાવવામાં આવે છે કે, તે શ્રુતિવચનવડે આત્માના નિર્વિ-શેષ સ્વરૂપનું જ્ઞાન થાય છે માટે તે શ્રુતિને પણ પ્રમાણ રૂપ સમજવી. આત્મસ્વરૂપના જ્ઞાન માટે શ્રુતિ વિના બીજું સાધન નથી એ વાત સત્ય છે; તથાપિ શ્રુતિ પણ **' नेति नेति '** એટલે આ આત્મા નથી, આ આત્મા નથી, એ પ્રમાણે કહીને આત્માની ઉપર અધ્યસ્ત (આરોપિત, ભાસિત) ધર્મોનો નિષેધ કરશે અને તેમ કરીને સર્વાધિ-

જ્ઞાન સન્માત્ર, નિર્વિશેષસ્વરૂપ એજ આત્મા છે એમ બતાવશે અને તેટલા અંશમાં તે પ્રમાણ થશે. આત્મા, આવો છે આવો છે એમ સાક્ષાત્ કથન કરવા માટે શ્રુતિ પણ સમર્થ નથી.
પ્રમાતા (ઉપાધિ વિશિષ્ટ આત્મા) પ્રમાણ, પ્રમેય (જ્ઞાનનો વિષય) પ્રમિતિ (યથાર્થ જ્ઞાન) ઇત્યાદિકોની સિદ્ધિ જેને લઇને થાય છે, તેનું જ્ઞાન કરી દેવા માટે, આ સૌ કેવી રીતે સમર્થ થાય? હવે "આત્મા" છે એમ શા ઉપરથી જાણવું? એ પ્રશ્નનો આ ઉત્તર છે કે 'હું છું' એ પ્રમાણેનો પ્રત્યેકને અનુભવ છે. સારાંશ આત્મા, શબ્દપ્રમાણવડે સાધ્ય નથી એમ નક્કી થયું.

૫ આત્મા અર્થાપત્તિનો વિષય નથી. કેવી રીતે? તો જુઓ. ઉદાહરણઃ-દેવદત્ત દિવસે ભોજન કરતો નથી, તોપણ પુષ્ટ છે. અહીંઆ દેવદત્તના પુષ્ટત્વ (જાડાપણા) ની 'તે રાત્રીએ ભોજન કરતો હશે' એ પ્રમાણે કલ્પના કર્યા વિના, સંગતિ લાગે નહિ. પરંતુ આત્માવિષે સકળ ધર્મ કલ્પિત હોવાથી, તેના વિષે એકાદ ધર્મની અનુપપત્તિ એટલે અસંગતિ થશે એમ સંભવતું નથી. અને તેથીજ અર્થાપત્તિને અવકાશ નથી.

૬ આત્મા ભાવસ્વરૂપ હોવાથી અનુપલબ્ધિનો વિષય નથી. સારાંશ આત્મા સ્વયંપ્રકાશ છે એથીજ સ્વતઃ પ્રમાણ સિદ્ધ છે. ઠીક. (આ શાસ્ત્રપ્રામાણ્યનો વિષય વાદગ્રસ્ત હોવાથી જીજ્ઞાસુઓને ખાતર કાંઇક દિગ્દર્શન કરેલ છે એમ સમજવું. તોપણ થોડો વિસ્તાર થયેલ છેજ.)

હવે એ મૂઢજનોના કુતર્કને બતાવે છે. તે કહે છે કે, તે તમારો વિધાતા સૃષ્ટિ નિર્માણ કરતી વખતે, કયી ક્રિયા કરે છે? તેનું શરીર (સ્વરૂપ) કેવું હોય છે? તે સૃષ્ટિ નિર્માણ કરવામાં કયા ઉપાયો યોજે છે? કોની સહાય લઇ કયા આધારવડે જગત્ બનાવે છે? જગત્ એ શાનું બનાવેલું છે? એટલે મૃત્તિકા જેમ ઘડાનું ઉપાદન

કારણ છે તેમ આ જગતનું ઉપાદાન કારણ શું છે? તે કહો. કારણ ઘડાને બનાવનાર કુંભાર પોતાના હાથવડે ચક્ર ફેરવે છે. પાણી અને દોરીની મદદવડે ચક્રના આધારથી ઉપાદનભૂત મૃતિકાને ઘડો બનાવે છે એમ અમે પ્રત્યક્ષ જોઇએ છીએ.

હવે કુંભારની પેઠેજ વિધાતા જગત્ બનાવતો હોય તો તે કુંભારની પેઠે શરીરી ઇત્યાદિ ધર્મવાળો હોવાથી અનીશ્વર અને પરતંત્ર હોવો જોઇએ. કદાચ આ દોષ દૂર કરવાને કુંભારની પેઠે ઇશ્વર શરીરવાળો નથી એમ કહો તો તમેજ ઘડાનું દૃષ્ટાન્ત આપી, સૃષ્ટિ કર્તાવાળી છે એમ સિદ્ધ કર્યું છે. સારાંશ-ગમે તે રીતે વિચાર કરો તોપણ તમારો મત ગ્રાહ્ય નથી, એવી રીતે પૂર્વ પક્ષવાળા વાદવિવાદ કરે છે. પણ તેના ઉપર સિદ્ધાન્તીઓનું એવું કથન છે કેઃ—

તમારા તર્કને અવકાશજ નથી માટે તે દુષ્ટતર્ક છે કારણ, વિળક્ષણ અને અઘટિત ઘટના કરવામાં કુશળ એવી માયાને પોતાને સ્વાધીન રાખી સર્વ પદાર્થને નિર્માણકરનાર પરમાત્માવિષે તમારો કોઇપણ તર્ક ચાલશે નહિ. માટેજ '**अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत**' ચિંતન કરી શકાય નહિ એવી વાતોવિષે વિચાર (અનુમાન) કરવો નહિ. એટલે તર્કવડે સિધ્ધ કરવાની માથાકૂટ કરવી નહી એમ કહ્યું છે. દૃષ્ટાન્ત હંમેશાં એક દેશમાં લાગુ પડે છે '**न हि दृष्टान्ते सर्वसाम्यमस्ति.**' ઘડો બનાવવામાં જેટલી સામગ્રી જોઇએ તેટલીજ સામગ્રી જગત્ બનાવવામાં જોઇએ એવું સિદ્ધ કરવું અયોગ્ય છે. કારણ, વ્યાપ્તિના અભાવમાં દૃષ્ટાન્તમાં રહેલી સર્વ વાતો સાધ્યમાં હોવીજ જોઇએ એ કથન ભૂલ ભરેલું છે, અને એમ કહો તો–પર્વત વન્હિમાન્ છે, કારણ તે ધૂમવાન છે, રસોડાની પેઠે. એ અનુમાનમાં પણ રસોડામાં ધૂમાડો અને અગ્નિ એની વ્યાપ્તિ સમજાઇ ત્યારે ત્યાં વીંઝણો પણ એક જોવામાં આવ્યો હતો, તેથી તે પણ પર્વતના ઉપર હોવો જોઇએ એમ સિદ્ધ થાય; પણ એમ તો

શતું નથી. તેથી આ તર્ક દૂષિત હોવાથી અગ્રાહ્ય છે. તો હે પરમેશ્વર! અવકાશ વગરનો આ કુતર્ક કેટલાક મૂર્ખ પુરૂષોને અને તેની સાથેજ બીજા લોકોને મોહમાં નાંખવા માટે વાચાળ બનાવે છે. અક્ષર બ્રહ્મ આ ભૂતોના ઉપાદાન તથા નિમિત્ત કારણ છે એમ મુંડકોપનિષદમાં નીચે બતાવેલ મંત્રમાં કહેલ છે.

**यथोर्णनाभिः सृजते गृण्हते च यथा पृथिव्यामोषधयः संभवंति यथा सतः पुरुषात् केशलोमानि तथाऽक्षरात्संभवतीह विश्वम्॥**

કોઈ તર્ક કરે છે કે બ્રહ્મ જગતનું કારણ નથી. કારણ કે તે, સૃષ્ટિની પૂર્વે એકલુંજ હોય છે. વાસ્તે જે પ્રમાણે મૃતિકા ચક્ર ઇત્યાદિ સહકારી સાધનો વગર એકલો કુંભાર ઘડાને બનાવી શકતો નથી તે પ્રમાણે સહાય રહિત બ્રહ્મ, સૃષ્ટિને કેવી રીતે બનાવી શકે? આ પ્રકારના તર્કનું મિથ્યાપણું દેખાડવાને માટે શ્રુતિએ કહેલ છે કે, જેમ 'ઉર્ણનાભી' (કરોળીઓ) બીજા કોઇની અપેક્ષા કર્યા વગર પોતાના શરીરમાંથીજ તંતુને કાઢીને પાથરે છે અને પાછો પોતાના શરીરની અંદર સંકેલી લે છે તે પ્રમાણે, બીજા કોઇની સહાયની અપેક્ષા વગર પરમાત્મા આ જગતના ઉત્પાદક થાય છે. કોઈ એવો તર્ક કરે છે કે જગત, બ્રહ્મથી ભિન્ન નથી તેથી તે, જેમ પોતાના સ્વરૂપનું ઉપાદાન કારણ થઇ શકતા નથી તે પ્રમાણે, સ્વરૂપથી અભિન્ન એવા જગતના ઉપાદાન પણ થાય નહિ. એના સમાધાનમાં કહેલ છે કે જે પ્રમાણે પૃથિવીમાં અખિલ ઔષધિ વનસ્પતિ પૃથ્વીથી અભિન્નજ ઉત્પન્ન થાય છે તે પ્રમાણે, આ જગત બ્રહ્મ સ્વરૂપથી અભિન્ન ઉત્પન્ન થાય છે. કોઈ એમ કહે છે કે જગત્ બ્રહ્મથી અત્યંત વિલક્ષણ છે વાસ્તે તેનું ઉપાદાન તે થઇ શકે નહિ. જુઓ! બ્રહ્મ ચૈતન્યરૂપ છે અને જગત્ જડ છે. જે વસ્તુ જેનાથી વિલક્ષણ હોય છે, તે તેનું ઉપાદાન કેવી રીતે થાય? માટીનો ઘડો તંતુઓથી વિલક્ષણ હોવાથી, તંતુ ઘડાનું ઉપાદન કેવી રીતે હોઇ શકે? એ તર્કનું નિરાકરણ

કરવાને માટે શ્રુતિએ કહેલ છે કે જેની રીતે સજીવ (ચેતન યુક્ત) પુરૂષમાંથી એના સ્વરૂપથી વિલક્ષણ એવા કેશ લોમ ઉત્પન્ન થાય છે તે પ્રમાણે સલક્ષણ વિલક્ષણ (ચરાચર) સમસ્ત જગત્‌ની ઉત્પત્તિ કોઇ નિમિત્તની અપેક્ષા કર્યા વિના અક્ષર બ્રહ્મમાંથી થાય છે. સારાંશ, બ્રહ્મજ ઉપાદાન અને નિમિત્ત કારણ છે.

**प्रकृतिश्च प्रतिज्ञा दृष्टान्तानुपरोधात्** । એ બાદરાયણ સૂત્રમાં આ વિષય વિશેષ સ્પષ્ટ કર્યો છે તે શાંકરભાષ્ય જોવાથી ધ્યાનમાં આવશે. વ્યાવહારિક ન્યાય (તર્ક) બ્રહ્મ વિષય વિષે લગાવવો ઉચિત નથી. કારણ કે આ વાત અનુમાન વડે સમજવી યોગ્ય નથી. શ્રુતિ વડેજ આ વિષય સમજવા યોગ્ય હોવાથી શ્રુતિને અનુકૂળ અર્થ કરવો અને થવો જરૂરનો છે. તર્કજ્ઞ કુશળ પુરૂષોએ પ્રયત્નવડે અનુમાન કરેલ અર્થને, અન્ય પ્રતિવાદી બીજી રીતે પ્રતિપાદન કરે છે. એટલા માટેજ કહેલ છે કે આગળ નિરપેક્ષ જે શુષ્ક તર્ક, તે પુરૂષની ઉત્પ્રેક્ષા (કલ્પના) મૂળવાળો હોવાથી અને ઉત્પ્રેક્ષાની સ્થિતિ એક તરેહની નહીં હોવાથી, તન્મૂળ (કલ્પનાપર આધાર રાખતો) તર્ક પણ અનવસ્થિત (ચંચળ—અદૃઢ) હોય છે.

પહેલાં કોઇ સંગિર નામનો બ્રાહ્મણ થઈ ગયો. તે પૂર્વજન્મકૃત પાપકર્મને લીધે વેદશ્રદ્ધારહિત થયો. '**वेदो नारायणः साक्षात्**' એ પ્રમાણે, જે વેદનું નારાયણરૂપવડે ૠષિઓએ વર્ણન કર્યું છે, તેને માટે શ્રદ્ધા જન્માંતરીય પુણ્યકર્મના સંગ્રહ વિના, કેવી રીતે હોઇ શકે ? અસ્તુ ! તે બ્રાહ્મણ, તર્કશાસ્ત્ર વિષે નિરત થઇને, અતીંદ્રિય, અવ્યય એવા બ્રહ્મને તથા ધર્મ અધર્મને કેવલ તર્ક (અનુમાન) વડે જાણવા માટે પ્રયત્ન કરવા માંડયો. પરંતુ તર્ક પણ નાના પ્રકારના ઉત્પન્ન થવાથી તે બ્રાહ્મણે, મોહાકુળ થઇને, પાખંડમાર્ગની દીક્ષા લીધી. એ માર્ગમાં પણ તર્ક અપ્રતિષ્ઠ (અસ્થિર) રહેવાથી, તે માયા અજ્ઞાન વડે ભ્રાંત (અવિવેકી) થઇને, તે માર્ગનો પરિત્યાગ કરીને યથેષ્ટ

વિચરવા લાગ્યો. આખરે એક રોજ, તેણે મોહાવૃત થઇને પોતાની માતા તથા બ્હેનને મારી નાંખ્યાં; એવું સાહસ કર્મ કર્યું. થોડા દિવસ પછી, તેનું મૃત્યુ થયું. ત્યારે યમદૂતો, તેને યમરાજાની પાસે લાવ્યાં. યમરાજાએ આ પાપીને અનેક પ્રકારની શિક્ષા કરાવીને નરક વિષે નાંખ્યો.

એ પ્રમાણે ઘણાં વરસ વીત્યા પછી, તેના પૂર્વકૃત મહાપુણ્યના પ્રભાવવડે યમપુરીમાં એકરોજ શિવજીના ઉપાસક શતાનંદ નામના ઋષિ, જે શંભુતુલ્ય તેજસ્વી હતા તે આવ્યા, અને તેમણે, આને પીડિત થયેલ દેખીને, ષડક્ષર (છ અક્ષરવાળો) મંત્રરાજ (મંત્રોનો રાજા) **'ૐ નમઃ શિવાય'** કહ્યો અને તેનું માહાત્મ્ય સમજાવ્યું તથા યમ-રાજાને પણ જ્ઞાનનો ઉપદેશ કર્યો, ત્યારે તેનો તે સ્થળેથી છૂટકો થયો. આખર યમરાજાએ તે બ્રાહ્મણને જે વચન કહ્યાં તે ધ્યાનમાં રાખવાં જેવાં છે અને એને લઇનેજ આ વૃતાન્ત, થોડાક કહેલ છે. વિસ્તૃત જોવાની ઇચ્છાવાળાએ સ્કંધ-પુરાણ જોવું. યમધર્મ કહે છે કેઃ—

**विनैव वेदं तर्कस्य केवलस्य परिग्रहात् ।**
**त्वया भुक्तं महादुःखमप्रसह्यमनेकशः ॥**
**बहवः केवलं तर्कं समाश्रित्य विना श्रुतिम ।**
**रौरवादिषु संतप्ता अभवन्वेदवित्तमाः ॥**

હે સંગિર ! તેં વેદને છોડીને કેવલ તર્કનો આશ્રય કર્યો, જેથી અનેક અસહ્ય દુઃખોનો અનુભવ કર્યો. આ પ્રમાણે, સૂત, (પુરાણી) શૌનકાદિકોને કહે છે કે, હે બ્રાહ્મણો ! આવી રીતે ઘણા જીવો, શ્રુતિનો અનાદર કરવાથી અને શુષ્ક તર્કનો આશ્રય કરવાથી, રૌરવાદિ નરકોમાં દુઃખાનુભવ કરીને સંતપ્ત થયા હતા. વાસ્તે તમારે કદી પણ શુષ્કતાર્કિકોની સાથે બેસવું નહિ ઉઠવું નહિ તેમની સાથે ભોજન અથવા તેમનો સ્પર્શ પણ, કરવો નહિ, જે કરવાથી મનુષ્યને નિઃસંશય નરકની પ્રાપ્તિ થાય છે. [તેને અનુકૂળ તર્ક કરવામાં બાધ નથી

જેમ મનુષ્ય વિષે બ્રાહ્મણ શ્રેષ્ઠ, નદીઓ વિષે ગંગા શ્રેષ્ઠ, મુક્તિપુરીઓ વિષે કાશી શ્રેષ્ઠ, અખિલ મંત્રો વિષે પ્રણવ શ્રેષ્ઠ અને સંસારતારક ગુરૂ શ્રેષ્ઠ, તદનુસાર અખિલ પ્રમાણો મધ્યે, વેદ પ્રમાણને શ્રેષ્ઠ સમજવું. તાત્પર્ય, શ્રુતિ બ્રહ્મનેજ ઉપાદાન તથા નિમિત્ત કારણ કહે છે તે પ્રમાણભૂત માનવું. વિષ્ણુપક્ષ વિષે પણ આ પ્રકારનો અન્વયાર્થ જાણવો; કાંઈ ભિન્ન નથી.

આ પ્રમાણે પ્રતિકૂળ તર્કનો પરિહાર કરી અનુકૂળ તર્કની દિશા બતાવતાં સ્તુતિ કરે છેઃ—

अजन्मानो लोकाः किमवयववन्तोऽपि जगता-।
मधिष्ठातारं किं भवविधिरनादृत्य भवति।
अनीशो वा कुर्याद्भुवनजनने कः परिकरो।
यतो मन्दास्त्वां प्रत्यमरवर संशेरत इमे ॥ ६ ॥

**अन्वयः—हे अमरवर, अवयववन्तःअपि लोकाः अजन्मानो किम्? जगतां भवविधिः अधिष्ठातारं अनादृत्य भवति किं? वा अनीशः कुर्यात (तर्हि) भुवनजनने कः परिकरः यतः ये त्वां प्रति संशेरते ते इमे मन्दाः।**

**અર્થઃ—હે દેવાધિદેવ, આ લોકો અવયવવાળા છતાં, શું ઉત્પત્તિ વગરના છે? લોકોની સૃષ્ટિક્રિયા, કર્તાનું ગ્રહણ કર્યા વગર થાય છે શું? અથવા ઇશ્વર સિવાય બીજો કોઈ જગત્‌ની ઉત્પત્તિકર્તા હશે તો તે ઉત્પત્તિ કરવામાં સામગ્રી શી છે? એમ હોવાથી જેઓ તમારા અસ્તિત્વ વિષે સંશય ધારણ કરે છે, તેઓ મૂઢ છે.**

વિવરણ:—પૃથ્વી, આપ, તેજ વાયુ આકાશ ઇત્યાદિક ભૂત-સૃષ્ટિઓ જો અવયવવાળી છે તો તે જન્મ વગરની હોઇ શકે ખરી કે? કદી નહિ. તો તેમનો જન્મ થયો હોવોજ જોઇએ. સૃષ્ટિ જન્મવાળી છે, કારણ તે અવયવથી યુક્ત છે. જે જે પદાર્થ અવયવ વાળો હોય છે, તેને જન્મ હોય છેજ. ઉદાહરણ:—ઘડો એ અવયવ-વાળો હોવાથી, જન્ય છે, એમ અનુમાન કહી શકાય. **'यावद्विकारं तु विभागो लोकवत्'** કટક, કેયૂર, કુંડળ વગેરે જે જે વિકાર (કાર્ય) હોય છે, તે તે પરસ્પર ભિન્ન હોય છે. અને જેટલા જેટલા સૃષ્ટ પદાર્થ છે, તે તે સર્વે પોતાના જેવા અનેક પદાર્થોથી વિલક્ષણ એવા પદાર્થોથી ઉત્પન્ન થયેલ હોય છે એવો અનુભવ છે. એમ આ સૂત્રનો આશય છે. વિસ્તાર ભાષ્યમાં જોવો.

સારાંશ:—આ સૃષ્ટિનો કર્તા ઇશ્વરજ છે એ વાત સિદ્ધ થઈ. આ પ્રમાણે અનુમાનના દોષોનું નિવારણ કરી બીજા શંકિત દોષોનું નિરસન ચતુર્થ ચરણવડે કરે છે. હે પરમેશ! તમે સર્વ પ્રમાણવડે સિદ્ધ છો, છતાં જે તમારા વિષે શંકાવાળા થાય છે તેઓ મૂઢ છે. વિદ્વાન્ નથી. **"यतो वा इमानि भूतानि जायन्ते। येन जातानि जीवन्ति। यत्प्रयन्त्यभिसंविशन्ति। तद्ब्रह्म" "आनन्दो ब्रह्म इति व्यजानात्"** જે સચ્ચિદાનંદ પરમેશ્વરથી આ જગતની ઉત્પત્તિ વિગેરે થાય છે તે બ્રહ્મ' ઇત્યાદિક અર્થનું પ્રતિપાદન કરતી અનેક શ્રુતિઓજ ઇશ્વર વિષે મુખ્ય પ્રમાણરૂપ છે. અને તર્ક પણ શ્રુતિને અનુકૂળ હોય એવોજ કરવો જોઇએ. કારણ ઇશ્વર સ્વતંત્ર રીતે અનુ-માનનો વિષય થતો નથી શ્રી મચ્છંકરાચાર્યજીએ પણ કહ્યું છે કે:— **"श्रुतिमतस्तर्कोनुसंधीयताम्"** વેદને અનુકૂળ એવો તર્ક કરો.

વિષ્ણુપક્ષમાં પણ ઉપર પ્રમાણેજ અન્વયાર્થ છે.

આવી રીતે પ્રતિકૂળ તર્કનો પરિહાર કરી પરમાત્માથી વિમુખ થયેલા લોકોનું નિરાકરણ કરીને હવે સર્વ શાસ્ત્રોનું પરમાત્મામાંજ

પર્યવસાન, સાક્ષાત્ અગર પરંપરાવડે થાય છે તે બતાવી સ્તુતિ કરે છે કેઃ—

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति ।
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ।
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥ ७ ॥

**अन्वयः—हे अमरवर! त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवं इति प्रभिन्ने प्रस्थाने इदं परं अदः पथ्यम् इति च रुचीनां वैचित्र्यात् ऋजुकुटिलनानापथजुषां नृणाम् पयसां अर्णव इव त्वं एव एकः गम्यः असि।**

**અર્થઃ—હે દેવ શ્રેષ્ઠ! ત્રણ વેદ, સાંખ્યશાસ્ત્ર, પાતંજળ શાસ્ત્ર, પાશુપત, વૈષ્ણવ ઇત્યાદિ જૂદાં જૂદાં શાસ્ત્રોમાં, 'આ શાસ્ત્ર સારૂં છે, આ હિતકર છે' એવી રીતે રૂચીના વિચિત્રપણાથી સરળ અને વક્ર એવા અનેક માર્ગોનું અવલંબન કરનારા પુરૂષોને તમેજ એક, નદીઓને જેમ સમુદ્ર, તેમ પ્રાપ્ત (પામવા યોગ્ય) છો.**

વિવરણઃ—હે દેવ શ્રેષ્ઠ! અનેક સરળ અને વક્રમાર્ગોનું આશ્રય કરવાવાળા, અધિકારી અનધિકારી સર્વ સાધારણજનોને, તે તે સાધનનું અનુષ્ઠાન કરીને સાક્ષાત્ અથવા પરંપરાવડે તમેજ એક પ્રાપ્ત થવાને માટે યોગ્ય છો. તમારા વિના બીજો કોઈ પ્રાપ્ત થવા યોગ્ય નથી. જેવી રીતે ગંગા, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા ઇત્યાદિ મહા નદીઓ સીધા માર્ગવડે સાક્ષાત્ સમુદ્રમાં જઇને મળે છે અને જેઓનું એવું સામર્થ્ય નથી તેવી યમુના, સરયૂ, ગંડકી, ગોમતી ઇત્યાદિ નદીઓ વક્રમાર્ગવડે ગમન કરે છે એટલે કે ગંગાદિ મહા નદીઓને

મળીને તેઓની દ્વારા પરંપરાવડે સમુદ્રમાંજ મળી જાય છે. તેવી રીતે, વેદાંત વાક્યોના શ્રવણમનનાદિ વિષે જેઓની નિષ્ઠા છે તેવા ઉત્તમ અધિકારીઓ સાક્ષાત્ તમને પ્રાપ્ત થાય છે અને બીજા કનિષ્ટ અધિકારીઓ, કર્મ ઉપાસના વગેરે સાધનોના અનુષ્ઠાન વડે અંતઃકરણની શુદ્ધિના તારતમ્યથી પરંપરાવડે તમનેજ આવી મળે છે.

હવે અહિંઆ આપર શંકા થશે કે, સરળ માર્ગ શીઘ્ર ફળદાયી થાય છે એમ હોવા છતાં તેનો ત્યાગ કરીને કુટિલ (વાંકા, આડા) માર્ગનું શા માટે સેવન કરે છે? તો તેનું સમાધાન એ છે કે શાસ્ત્ર અનેક છે, તેઓમાં, 'આ શ્રેષ્ઠ છે, આથીજ મ્હારૂં કલ્યાણ થશે' એ પ્રકારની રૂચિ મનુષ્યોને પૂર્વજન્મની વાસનાને લીધે તે શાસ્ત્ર ઉપર થાય છે અને તેથીજ, સરળ અને વક્ર માર્ગ કયો છે? એના નિશ્ચયનું સામર્થ્ય તેનામાં હોતું નથી. વાસ્તે વક્રમાર્ગનેજ, સરળ છે એમ ભ્રાંતિ વડે સમજીને, તેમાં પ્રવૃત્ત થાય છે.

હવે શાસ્ત્રોના ભેદ કેટલા છે તે બતાવીએ છીએ.

અગર જો કે મૂળ શ્લોકમાં **'त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति'** ઇત્યાદિ થોડાકનાજ નામનો નિર્દેષ કર્યો છે તો પણ તે સર્વ શાસ્ત્રોનું ઉપલક્ષણ છે. વેદત્રય વાચક ત્રયી શબ્દવડે સૂચિત અષ્ટાદશ ( અઢાર ) વિદ્યાનું અહીં ગ્રહણ કરવું યોગ્ય છે. ૧. ઋગ્વેદ. ૨. યજુર્વેદ. ૩. સામવેદ. ૪. અથર્વવેદ. ચાર વેદ થયા. ૧. શિક્ષા ૨ કલ્પ. ૩ વ્યાકરણ. ૪ નિરૂક્ત. ૫ છંદ. ૬ જ્યોતિષ. આ વેદનાં છ અંગ થયાં ૧ પુરાણ. ૨ ન્યાય. ૩ મીમાંસા. ૪ ધર્મશાસ્ત્ર. એ ચાર ઉપાંગ છે. અને ૧. આયુર્વેદ. ૨. ધનુર્વેદ. ૩. ગાંધર્વવેદ. ૪. અર્થશાસ્ત્ર આ ચાર ઉપવેદ મળીને અઢાર વિદ્યા થઈ. અહીંઆ ઉપપુરાણોનું પુરાણો વિષે, વૈશેષિક શાસ્ત્રનો ન્યાય વિષે, વેદાંત શાસ્ત્રનો મીમાંસા વિષે, ભારત રામાયણ, સાંખ્ય પાતંજળ, પાશુપત, વૈષ્ણવ ધર્મશાસ્ત્ર વિષે, અંતર્ભાવ જાણી લેવો. નહીં તો ન્યૂનપણાનો પ્રસંગ ઇત્યાદિકોનો આવશે. અખિલ આસ્તિકોના આટલાંજ શાસ્ત્ર છે.

હવે કોઈ એમ પણ કહે કે 'માધ્યમિક, યોગાચાર. સૌત્રાંતિક, વૈભાષિક, ચાર્વાક, દિગંબર' આ નાસ્તિકોના છ પ્રસ્થાન છે. એમને, આની અંદર અંતર્ભાવ કેમ નથી સમજતા? તથા કેમ ગણત્રી કરતા નથી? તો એનું સમાધાન આ છે કે, મ્લેચ્છાદિકોના પ્રસ્થાનની પેઠે, આ સર્વ વેદબાહ્ય શાસ્ત્ર હોવાથી, પરંપરાવડે પણ પુરૂષાર્થને ઉપયોગી નથી. વાસ્તે તેમની ઉપેક્ષા કરી છે. અહિંઆ તો સાક્ષાત્ અગર પરંપરાવડે પુરૂષાર્થને ઉપયોગી એવાં વેદાનુકૂળ શાસ્ત્રોનો ભેદ બતાવ્યો છે; વાસ્તે ન્યૂનપણાની શંકાને અવસર નથી. હવે તે સવનું પર્યવસાન એક પરમાત્મા વિષે કેમ થાય છે તે *સંક્ષેપમાં બતાવવામાં આવે છે.

ઋગ્વેદ યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, એમ ચાર વેદ છે. તે વેદ અનાદિ છે. તેનો કર્તા કોઇ નથી. પારાશર સ્મૃતિમાં કહ્યું છે કેઃ-

**न कश्चिद्वेदकर्ता स्याद् वेदस्मर्ता चतुर्मुखः।**
**वेदो नारायणः साक्षात् स्वयंभूरिति शुश्रुम॥**

વેદ સાક્ષાત્ નારાયણ સ્વરૂપ છે. તેમજ તે અનાદિ છે. ઋષિ, દેવતા વગેરે તેના કોઇપણ કર્તા નથી; પરંતુ તેનું સ્મરણ કરનાર ચતુર્મુખ બ્રહ્મા (વિધાતા) છે. તે ચારે વેદમાં, કર્મકાંડ ઉપાસના કાંડ, જ્ઞાનકાંડ એ ત્રણ કાંડ પ્રધાન છે. તે ત્રણમાં જ્ઞાનકાંડ તો સ્પષ્ટરીતે જીવ-બ્રહ્મની એકતાનો બોધક છે. કર્મકાંડ અને ઉપાસનાકાંડ પણ અંતઃકરણ શુદ્ધિ અને એકાગ્રતા દ્વારા બ્રહ્માત્માની ઐક્યતાના જ્ઞાનમાં પર્યવસાન પામે છે.

---

* આ અષ્ટાદશ વિદ્યાનો વિસ્તાર 'મહા સમર્થ વિદ્વાન્ તથા પરમપૂજ્ય પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી મધુસૂદન સરસ્વતી સ્વામીજીએ' મહિમ્નના આ શ્લોકની ટીકામાં વિસ્તૃત રીતે વર્ણન કર્યો છે. જીજ્ઞાસુએ તે મૂળ ગ્રંથ જોવો.

તથા આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, અર્થશાસ્ત્ર એ ચાર ઉપવેદ છે. તેમાં આયુર્વેદના કર્તા બ્રહ્મા અને અશ્વિનીકુમાર તથા ધન્વંતર્યાદિક છે. તેમાં નાના પ્રકારના રોગ અને તેમની નિવૃત્તિ કરનારી ઔષધીઓનું નિરૂપણ કર્યું છે. તે આયુર્વેદ પણ વૈરાગ્યદ્વારા જ્ઞાનમાંજ પર્યવસાન પામે છે. કારણકે આયુર્વેદની રીતિથી રોગાદિકોની નિવૃત્તિ કરી હોય તોપણ તેમની ઉત્પત્તિ થાય છે. માટે સર્વ રોગોનું મૂળ જે અજ્ઞાન તેની, જ્ઞાન પ્રાપ્તિવડે નિવૃત્તિ થઈ જવાથી સર્વ, રોગોની નિવૃત્તિ થાય છે. એ આયુર્વેદનું તાત્પર્ય છે. ધનુર્વેદને પ્રકટ કરનારા વિશ્વામિત્ર ઋષિ છે. તેમાં ક્ષત્રિયોના યુદ્ધ માટે નાના પ્રકારના શસ્ત્રાસ્ત્રોનો વિધિ બતાવેલ છે. તેથી તે પણ શસ્ત્રોવડે દુષ્ટ પુરૂષોનો નિગ્રહ કરીને પ્રજાનું પાલનરૂપ સ્વધર્માનુષ્ઠાન કરીને અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનમાં પર્યવસાન પામે છે. ગાંધર્વ વેદના પ્રકટ કર્તા ભરત મુની છે. તેમાં નાના પ્રકારના સ્વર-તાલ-વાદ્ય ગીતોની રીતિ નિરૂપણ કરેલી છે. તેનું પણ ગીતવાદ્યવડે ચિત્તની એકાગ્રતા દ્વારા જ્ઞાનમાંજ પર્યવસાન થયેલું છે. તેમ અર્થશાસ્ત્ર અનેક પ્રકારનું છે અને તેના કર્તા પણ અનેક છે. તેમાં દ્રવ્ય સંપાદન કરવાના અનેક ઉપાય કહેલા છે. તેનું પણ વૈરાગ્યદ્વારા જ્ઞાનમાંજ પર્યવસાન થાય છે. કારણ કે—અનેક ઉપાય કર્યા હોય તોપણ ભાગ્ય વિના દ્રવ્યની પ્રાપ્તિ થતી નથી.

તેમ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, પિંગળ, જ્યોતિષ, એ વેદના છ અંગો છે. તેમાં શિક્ષાના કર્તા પાણિની મુનિ છે. તેમાં વેદના સ્વરોની ઉચ્ચારણ કરવાની રીતિ આપેલી છે. તેથી તે વેદમાં ઉપયોગી હોવાથી વેદનું અંગ ગણાય છે. કલ્પ સૂત્રના કર્તા કાત્યાયન અને આશ્વલાયનાદિક મુનીઓ છે. તેમાં વેદબોધિત કર્મોના અનુષ્ઠાનનો વિધિ નિરૂપણ કરેલો હોવાથી તે પણ વેદમાં ઉપયોગી છે. તેથીજ તે વેદનું અંગ કહેવાય છે. વ્યાકરણના કર્તા પાણિની

મુનિ છે. તેમાં વેદના શબ્દોની સિદ્ધિનો પ્રકાર બતાવેલ છે. અર્થાત્ તે પણ વેદમાં ઉપયોગી હોવાથી વેદના અંગમાં તેની ગણના થાય છે. નિરૂક્તના કર્તા યાસ્કનામના મુનિ છે. તેમાં વેદના અપ્રસિદ્ધ શબ્દોના અર્થનું નિરૂપણ કરેલું હોવાથી તે વેદમાં ઉપયોગી ગણાય છે. તેથીજ તે પણ વેદનું અંગ છે. તેવીજ રીતે પિંગળના કર્તા પિંગળ નામક મુનિ છે તેમાં વેદના છંદોની રીતિ અને તેમના નામ કહેલાં છે. તેથી તે વેદમાં ઉપયોગી હોવાથી વેદનું અંગ ગણાય છે. જ્યોતિષના કર્તા સૂર્ય અને ગર્ગાદિ મુનિ છે. તેમાં વેદ બોધિત કર્મોના અનુષ્ઠાન માટે યોગ્યકાળ બતાવેલ છે. તેથી તે વેદમાં ઉપયોગી હોવાને લીધે તે પણ વેદનું અંગ ગણાય છે. તેથી જે ચારે વેદોનું તાત્પર્ય છે, તેજ તેમના અંગોનું છે; ભિન્ન નથી.

૧ બ્રહ્મ પુરાણ ૨ પદ્મપુરાણ ૩ વિષ્ણુ પુરાણ ૪ શિવ પુરાણ ૫ ભાગવત પુરાણ ૬ નારદીય પુરાણ ૭ માર્કંડેય પુરાણ ૮ અગ્નિ પુરાણ ૯ ભવિષ્યત્ પુરાણ ૧૦ બ્રહ્મવૈવર્ત પુરાણ ૧૧ લિંગ પુરાણ ૧૨ વારાહ પુરાણ ૧૩ સ્કંધ પુરાણ ૧૪ વામન પુરાણ ૧૫ કૂર્મ પુરાણ ૧૬ મત્સ્ય પુરાણ ૧૭ ગરૂડ પુરાણ ૧૮ બ્રહ્માંડ પુરાણ આ પ્રમાણે અષ્ટાદશ (અઢાર) પુરાણો છે. તેના કર્તા વ્યાસ મુનિ છે. તે સર્વમાં દાન, તપ, વ્રત, ઉપાસનાની રીતિ ઘણા પ્રકારે બતાવેલી છે. તેથી તેમનું પણ અંતઃકરણશુદ્ધિ અને એકાગ્રતા દ્વારા જ્ઞાનમાંજ પર્યવસાન થાય છે.

તેમજ ન્યાયશાસ્ત્રના કર્તા ગૌતમ મુનિ છે. તેમાં વિશેષે કરીને યુક્તિઓની પ્રધાનતા બતાવેલી છે અને તે યુક્તિઓનું ચિંતન કરવાથી બુદ્ધિની સૂક્ષ્મતા થઇ સૂક્ષ્મ વસ્તુ જે બ્રહ્મ તેનું ગ્રહણ કરવાની પાત્રતા થાય છે. આવીરીતે તે પણ જ્ઞાનમાંજ પર્યવસિત થાય છે. પૂર્વમીમાંસા અને ઉત્તર મીમાંસા એમ મીમાંસાના બે પ્રકાર છે. તેમાં પૂર્વ મીમાંસાના કર્તા જૈમિનિ નામક ઋષિ છે. તેમાં યજ્ઞા-

દિક કર્મોના અનુષ્ઠાનની રીતિ નિરૂપણ કરી છે. અર્થાત્ તેનું પણ વિધિપૂર્વક અનુષ્ઠાન કરવાથી અંતઃકરણની શુધ્ધિદ્વારા જ્ઞાનમાંજ તાત્પર્ય છે. ઉત્તર મીમાંસાના કર્તા વ્યાસ મુનિ છે. તેમાં સર્વ ઉપનિષદોનું તાત્પર્ય વર્ણવેલું છે. તેથી તે તો સ્પષ્ટરીતે જ્ઞાનમાંજ પર્યવસિત થયેલું છે. તેમજ ધર્મશાસ્ત્ર જે સ્મૃતિઓ કહેવાય છે તેમના કર્તા મનુ, યાજ્ઞવલ્કય, વિષ્ણુ, યમ, અંગિરા, દક્ષ, સંવર્ત, સાતાતપ, પારાશર, ગૌતમ, હારીત, આપસ્તંબ, શુક્ર, બૃહસ્પતિ, વ્યાસ, કાત્યાયન, દેવલ, નારદ ઇત્યાદિક દેવર્ષિ અને બ્રહ્મર્ષિ છે. તે સર્વમાં વર્ણાશ્રમોના કાયિક, વાચિક, માનસિક સર્વ ધર્મોનું બહુપ્રકારે નિરૂપણ કરેલું છે. તો તેનું પણ સ્વધર્માનુષ્ઠાન વડે અંતઃકરણશુદ્ધિદ્વારા જ્ઞાનમાંજ તાત્પર્ય છે.

તેમજ સાંખ્યશાસ્ત્રના કર્તા કપિલ મુનિ છે. તેમાં પ્રકૃતિ અને પુરૂષના વિવેકનું નિરૂપણ કરેલું છે. તેનું પણ વિવેકપૂર્વક ' ત્વ ' પદના શોધનદ્વારા જ્ઞાનમાંજ પર્યવસાન થાય છે યોગ શાસ્ત્રના કર્તા પતંજલિ મહર્ષિ છે. તેમાં અષ્ટાંગ યોગની રીતિ કહેલી છે. તે પણ ચિત્તની એકાગ્રતાદ્વારા જ્ઞાનમાંજ પર્યવસાન પામે છે. તેમજ બીજા જે વૈષ્ણવ તંત્ર અને શૈવતંત્રાદિક તંત્ર શાસ્ત્રો છે, તે સર્વ પણ ધર્મશાસ્ત્રવિષે અંતર્ભૂત છે. કારણ કે તેમાં પણ ઉપાસનાદિક માનસિક ધર્મનું નિરૂપણ કર્યું છે. બીજા શાસ્ત્રોનું પણ એવી રીતે યથાયોગ્ય તાત્પર્ય જાણી લેવું.

આ પ્રમાણે સર્વશાસ્ત્રકર્તા મુનિયોનો, વિવર્તવાદમાં પર્યવસાન હોવાથી વેદાંત પ્રતિપાદ્ય જે અદ્વિતીય પરમેશ્વર, તેના વિષેજ તાત્પર્ય છે એમ નિઃસંશય જાણવું. કારણ કે તે શાસ્ત્રકર્તા મુનિઓ સર્વજ્ઞ હતા, પણ ભ્રાંત નહોતા. પરંતુ બાહ્ય વિષયાસક્ત લોકોનો સુલભતાથી એકાએક પરમપુરૂષાર્થ વિષે પ્રવેશ થશે નહિ એમ સમજીને, નાસ્તિકતા નિવારણ કરવાના હેતુથી, તેઓએ આટલા પ્રકારનાં

શાસ્ત્રોનો ભેદ પ્રદર્શિત કર્યોછે.એ પ્રમાણે તેમના તાત્પર્યને ન જાણીને વેદવિરૂધ્ધ અર્થમાંજ તેમનું તાત્પર્ય છે એમ દેખીને, તે તે મતનેજ ગ્રહણ કરવો યોગ્ય છે એમ જાણીને આશ્રય કરવાવાળા લોક સરળ વક્ર અનેક માર્ગગામી થાય છે. એથીજ સર્વનો સીધા માર્ગ વિષે પ્રવેશ થતો નથી. વક્રમાર્ગ વિષે ગયા તોપણ તેમને પરમેશ્વરની પ્રાપ્તિ નથી એમ ન સમજવું. અંતઃકરણશુદ્ધિ થયા પછી, તેઓ સરળમાર્ગનું અવલંબન કરે છે. સારાંશ, હે પરમાત્મન્! ગમે તે માર્ગનું આલંબન કરે તોપણ સર્વને તમારીજ પ્રાપ્તિ થવાની છે.

અથવા સ્કંધપુરાણની સૂતસંહિતાનુસાર જુઓ તો નીચે દર્શાવ્યા મુજબ સમજવું.

શ્રુતિ સ્મૃતિ, ઇતિહાસ, પુરાણાદિ વૈદિકશાસ્ત્રોના તથા તેમના અર્થને અનુસરવાવાળાં શૈવ, પાશુપતાદિ આગમોના, તેમજ બુદ્ધ, અર્હતાદિ ભિન્ન ભિન્ન વેદવિરૂદ્ધ શાસ્ત્રોના, સર્વજ્ઞ શિવપરમાત્માજ પોતાની શક્તિવડે, નિર્માણ કરનાર થયા. પરમાત્માવડે નિર્મિત એવાં તેમની અંદર, કોઇનું અપ્રામાણ્યપણું નથી એમ વર્ણન કરાયેલ છે. આનાપર શંકા થશે કે, બ્રાહ્મ, વૈષ્ણવબુદ્ધાદિ આગમોને માટે, બ્રહ્મા, વિષ્ણુ આદિ તે તે આગમના પ્રણેતાપુરૂષ વિશેષ છે, એમ સ્મૃતિમાં કહેલ છે. તથા સાંખ્ય, તર્ક મીંમાસાદિ શાસ્ત્રોના, કપિલ, કણાદજૈમિની વિગેરે નિર્માણકર્તા છે, આ તો પ્રસિદ્ધ છે. અને તમે તો શિવથી ઉત્પન્ન થયેલ કહો છો એ વાત યુક્ત લાગતી નથી. આનું સમાધાન એ છે કેઃ—

પરમેશ્વર પરશિવના અનુગ્રહવડેજ, બ્રહ્મા, વિષ્ણુ ઇત્યાદિ દેવો, તે પરમાત્માનાં નિર્મિત આગમો તેજ, પોતપોતાના વ્યવહારની સિદ્ધિને માટે પુનઃ સંકોચ વિકાસ કરીને રચિત કરતા હોય છે. કપિલ, જૈમિની, કણાદ વિગેરે મુનીઓ પણ પોતાના શિષ્યોની બુદ્ધિને અનુસરીને, પરમેશ્વર નિર્મિત શાસ્ત્રોનેજ, તેમની કૃપાવડે ફરીથી સંક્ષેપ

વિસ્તાર કરીને નિર્માણ કરે છે; માટે કાંઇપણ વિરોધ નથી. અગર જો કે તે સર્વ ઇશ્વર નિર્મિત હોવાથી પ્રમાણભૂત છે તથાપિ, પરસ્પર વિરૂદ્ધ અર્થનાં પ્રતિપાદક હોવાથી, તેમનું અપ્રામાણ્ય પણ થાય છે. જેવી રીતે '**उदिते जुहोति**' '**अनुदिते जुहोति**' સૂર્યોદય થયા પછી હોમ કરવો અને સૂર્યોદય થયા પહેલાં હોમ કરવો. આ પ્રમાણે વિરૂદ્ધ અર્થને પ્રતિપાદન કરનાર વાક્યોનું, અધિકારી ભેદવડે વિરોધનો અભાવ હોવાથી પ્રામાણ્ય પણ હોય છે; તદનુસાર પૂર્વોક્ત સકળશાસ્ત્ર અગર જો કે વિરૂદ્ધ અર્થને કહે છે તોપણ, અધિકારીઓના ભેદ હોય છે માટે, આ સકળજ માર્ગ શુષ્કતર્કોના બળવડે બુદ્ધિમાન પુરૂષોને બાધ કરવા માટે યોગ્ય નથી.

**यथा तोयप्रवाहाणां समुद्रः परमावधिः ।**
**तथैव सर्वमार्गाणां साक्षान्निष्ठा महेश्वरः ॥**

સર્વેજ માર્ગવિષે કોઇ એક દેવ છે એ વાત સંમત છેજ. તે દેવ પરમાત્મા પરશિવથી ભિન્ન નથી; વાસ્તે તે તે આગમો વિષે, કથન કરાયેલ ગુણ વિશિષ્ટતાવડે શિવનુંજ પ્રતિપાદન કરાયુ જાય છે એમ સ્વાભાવિક હોય છે; અને તેથીજ તે પરમાત્મા વિષે સર્વ માર્ગોનુ પર્યવસાન થયેલ છે એમ સમજવું. જગત્‌માં જળપ્રવાહો અનેક થાય છે તેમનું પર્યવસાન (મળવું) સમુદ્રમાં જેવી રીતે થાય છે, તે પ્રમાણે અનંત માર્ગોની અવધિ, પ્રતિષ્ઠા (સ્થિતિ) મહેશ્વર છે. માટે અનેક પ્રકારનાં આગમોમાં, કથન કરાયેલી ઉપાધિવડે જે દેવની, તેઓ ઉપાસના કરે છે, તે, તે તે આગમ ( શાસ્ત્ર ) ને અનુસાર તે તે ઉપાધિયુક્ત (વાળા) પરમેશ્વર થાય છે. તે આગમો વિષે પ્રતિપાદ્યતા-વડે સ્થિત થયેલ શિવના પ્રસાદવડેજ સાધક ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ માર્ગને પ્રાપ્ત થાય છે. એટલે કે તે આગમો વિષે સ્થિત તે તે દેવતારૂપી દેવ, સોપાન ક્રમવડે વેદમાર્ગપ્રાપ્તિનું કારણ થાય છે અને વેદમાર્ગે પ્રતિપાદિત જે દેવ છે, તેજ મુક્તિહેતુ થાય છે, કર્મકાંડસ્થિત દેવ

"જ્ઞાનશ્રદ્ધા, જ્ઞાનેચ્છા" ઉત્પન્ન કરી દે છે અને ઉપનિષદ્‌વિષે સ્થિત શિવ (બ્રહ્મ) આત્માનું યથાર્થજ્ઞાન આપીને, મુક્તિપ્રદ થાય છે, એ પ્રમાણે ભાવ જાણી લેવો.

હવે આ ઉપર કોઇ એવી શંકા કરે કે, માર્ગાંતર (બીજા માર્ગો) વિષે પ્રતિપાદિત જ્ઞાનને લીધે સાક્ષાત્ મુક્તિ કેમ થતી નથી ? તો એના સમાધાનમાં જાણવું ઉચિત છે કે, સૌએ માર્ગોવિષે, મુક્તિજ પરમપુરૂષાર્થ છે એમ સંમત હોવાથી તે મુક્તિસ્વરૂપની નિત્યતા હોવી આવશ્યક છે. તે નિત્યતા નિર્વિશેષ વસ્તુનેજ હોય છે. વિશેષ યુક્ત (વાળી) વસ્તુને ભેદની અપેક્ષા હોય છે અને ભેદ, કથન કરવાને પણ અશક્ય છે; કારણકે તે કલ્પિત છે. એટલા માટે જો જ્ઞાનવડે તેની (ભેદની) નિવૃત્તિ થઈ જાય તો, ભેદની અપેક્ષાવાળું મુક્તિસ્વરૂપ પણ નિવૃત્ત થઇ જશે. તથા તે સવિશેષક (વિશેષવાળું) મુક્તિસ્વરૂપ સ્વર્ગાદિની પેઠે અનિત્ય થશે. વાસ્તે આ મુક્તિસ્વરૂપ નિર્વિશેષ છે અને તે દૃગ્ગોચર ( તેને વિષય કરનારૂં ) જ્ઞાન પણ તથાવિધ ( તેવી રીતનું ) છે એમ સમજવું. '**एकमेवाद्वितीयं ब्रह्म**' '**ब्रह्मविद् ब्रह्मैव भवति**' '**अशब्दमस्पर्शं**' ઇત્યાદિ શ્રુતિઓ પણ નિર્વિશેષ મુક્તિસ્વરૂપનું પ્રતિપાદન કરે છે. એટલા માટે, ઉપનિષદ્‌વાક્યવડે ઉત્પન્ન થવાવાળું જ્ઞાનજ અબાધિત વિષયક ( વિષયવાળું ) હોવાથી વિદ્યા છે; અને અન્ય માર્ગોવડે નિર્વિશેષ મુક્તિસ્વરૂપનો લાભ થતો નથી પણ જીવેશ્વરાદિ ભેદવિષયક ( વિષયવાળા ) થાય છે તેથી તે માર્ગોવડે ઉત્પન્ન થતા જ્ઞાનને બાધિતવિષય હોવાથી અવિદ્યારૂપ કહેલ છે; માટે તેમને મુક્તિનું સાધનત્વ (પણું) નથી.

તો ફરી એમ કહેશો કે, જો માર્ગાંતરવડે ઉત્પન્ન થવાવાળું જ્ઞાન, અવિદ્યા (અજ્ઞાન) છે એમ કહો તો, વળી પાછા તેમનું પ્રામાણ્ય શાનું ? અને પહેલાં તમે તો સર્વના વિષે અપ્રામાણ્યનો અભાવ બતાવ્યો છે વાસ્તે આ વિપરીત (ઉલટું કથન) લાગે છે; તો આનું સમાધાન સાંભળો.

મુકિત સિવાય અન્ય વિષયોવિષે, માર્ગાંતર (બીજા માર્ગો) નુ પ્રામાણ્ય સમજવું, પણ મુકિતના વિષયવિષે નહિ. તેમાં પણ પૂર્વ કહેલ સોપાન ક્રમવડે વેદમાર્ગપ્રાપ્તિદ્વારા પ્રામાણ્ય જાણવું. વેદાંત-વાકયોવડે પ્રતિપાદ્ય જે શિવ છે તે તો સાક્ષાત્ મુકિતપ્રદ છે; તેવા બીજા આગમોવિષે સ્થિત મુકિતદાયક નથી; પરંતુ ઉત્તરોત્તર વિશિષ્ટ માર્ગની પ્રાપ્તિ કરી દે છે. વાસ્તે સાક્ષાત્ મુકિતપ્રદ વેદમાર્ગનો પરિત્યાગ કરીને અન્ય માર્ગનો આશ્રય કરવો યુકત નથી. વેદમાર્ગના અનધિકારી જે બૌદ્ધઅર્હતાદિ અધિકારી વિશેષ, તેમને તે તે માર્ગનું પ્રામાણ્ય છેજ.

આના ઉપર એવી શંકા કરે છે કે, આ પૂર્વોક્ત પરસ્પર વિરૂદ્ધ અર્થના પ્રતિપાદક માર્ગોનું પ્રામાણ્યજ થઇ શકતું નથી. કારણ કે, તે સર્વ અત્યંત પ્રબળ એવા શ્રુતિપ્રમાણ વિરૂદ્ધ અર્થનુંજ પ્રતિપાદન કરે છે. જુઓ! ઇશ્વરના અને મુકિતના સ્વરૂપ વિષે આ માર્ગોની કેવા પ્રકારની વિરૂદ્ધતા છે. સાંખ્ય અને મીમાંસક 'ઇશ્વરજ નથી' એમ કહે છે. પાતંજળમતાનુયાયી કહે છે કે, અવિદ્યાદિ કલેશો, ધર્માધર્મ વિગેરે કર્મો, તેમનાં ફળો અને વાસનાસંસ્કાર એમના સંબંધથી રહિત, જે પુરૂષ વિશેષ છે તેજ ઇશ્વર છે. તાર્કિકોનું એવું કથન છે કે, ઇશ્વર નિત્યજ્ઞાનના આધાર છે. તે પ્રકારે સાંખ્યાદિ કહે છે કે, પ્રકૃતિપુરૂષના અવિવેકવડે, ક્ષેત્રજ્ઞ જે જીવાત્મા, તેને સંસાર પ્રાપ્ત થયેલ છે. તેને સ્વસંપાદિત પુણ્યપાપને લીધે બંધન થયું છે અને તેનું કારણ પ્રકૃતિજ છે; તેટલા માટેજ પ્રકૃતિપુરૂષના વિવેકજ્ઞાનવડે ભ્રમ દૂર થઇને' સ્વરૂપવડે અવસ્થાન (**સ્થિતિ**) રૂપ' મુક્તિ થાય છે. પ્રમાણ, પ્રમેય, વિગેરે સોળ પદાર્થના તત્ત્વજ્ઞાનવડેજ મોક્ષ એટલે આત્યંતિક દુઃખ નિવૃત્તિરૂપ મુકિતનો લાભ થાય છે એમ ન્યાય દર્શનકાર કહે છે. વૈશેષિક મતમાં, દ્રવ્ય ગુણ કર્મ ઇત્યાદિ ૭ પદાર્થોના તત્ત્વજ્ઞાનવડેજ જીવને નિઃશ્રેયસ એટલે અત્યંત દુઃખનિવૃત્તિની પ્રાપ્તિ થાય છે.

એવી રીતે બીજાપણ વાદિયોના મતવિષયમાં વેદાંતવિરુદ્ધતા દેખાઈ આવે છે. (વિસ્તાર અન્યગ્રંથોમાં જોઈ લેવો)

સમાધાનમાં સમજાવાય છે કે, અગર જો ઇશ્વરસ્વરૂપ, બંધહેતુ, જગત્કારણ, મુક્તિ, જ્ઞાન ઇત્યાદિ વિષયોવિષે તે માર્ગોની વેદાંતથી વિપરીતતા ( વિરુદ્ધ પ્રતિપાદન ) જણાઇ આવે છે તોપણ, અનાદિ માયાવડે મોહિત અને તેથીજ અલ્પબુદ્ધિવાળા, વેદના અનધિકારી બૌદ્ધાદિકોનામાં, પ્રથમથીજ અત્યંત સૂક્ષ્મ, પરશિવસ્વરૂપ ગ્રહણ કરવાનું સામર્થ્ય નથી એમ જાણીને, વેદ વિરુદ્ધ અર્થોનુંજ પ્રતિબંધક પાપના નાશને માટે અને તે તે લોકોની પ્રાપ્તિરૂપ ફળપ્રદાન કરીને વશીભૂત કરવા વાસ્તે ઇશ્વરે કથન કર્યું છે. જેવીરીતે ગાયને પકડીને વશીભૂત કરવાની હોય તો, પ્રથમ ઘાસાદિ તેને દેખાડીને, તેના લોભ વડે પાસે આવે છે કે તરતજ મનુષ્ય તેને પકડે છે. તે પ્રમાણે, પરમાત્મા પણ તે તે માર્ગોનુંરૂપ ઇષ્ટફળ આપીને વશ કરી લે છે અને તે માર્ગોક્તજ્ઞાનવડે પ્રતિબંધક પાપનો ક્ષય થયા પછી તેમને ચિત્તના પરિપાકાનુસાર નિઃશ્રેયસનું સાધન પરમપુરૂષાર્થભૂત (થયેલ) જ્ઞાન ક્રમવડે આપે છે. વાસ્તે તે સર્વ માર્ગને શિવેજ કહેલ હોવાથી તેમને પ્રમાણભૂત સમજવા યોગ્ય છે નહીંતો શિવને મૃષાવાદિત્વ ( મિથ્યા કથન કરવાપણું) પ્રાપ્ત થશે. '**इतिअलं विस्तरेण.**'

વિષ્ણુપક્ષમાં પણ ઉપર પ્રમાણેજ અન્વયાર્થ જાણી લેવો.

હવે માયિક ઇશ્વરનું પુરાણપ્રસિદ્ધ સ્વરૂપનું વર્ણન કરે છે.

**महोक्षः खट्वाङ्गं परशुरजिनं भस्मफणिनः ।**
**कपालं चेतीयत् तव वरद तन्त्रोपकरणम् ।**
**सुरास्तां तामृद्धिं दधति तु भवद्भ्रूप्रणिहितां ।**
**न हि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति ॥८॥**

**अन्वयः—हे वरद ! महोक्षः खट्वाङ्गं परशुः अजिनं भस्म फणिनः कपालं च इति इयत् तव तन्त्रोपकरणम् तु सुराः भवद्भ्रूप्रणिहितां तां तां ऋद्धिं दधति हि स्वात्मारामं विषयमृगतृष्णा न भ्रमयति ।**

**અર્થ:—હે ઇષ્ટિવરઆપનાર મહાદેવ! નંદી, ખટ્વાંગ નામનું શસ્ત્ર, પરશુ (કુહાડી), મૃગચર્મ ભસ્મ અને ખોપરી એટલાંજ તમારાં કુટુંબનિર્વાહક સાધન છે. તોપણ સર્વ દેવો કેવળ તમારા કૃપાકટાક્ષવડે પ્રાપ્ત થયેલી તે તે સંપત્તિને ધારણ કરે છે. કારણ કે વિષયરૂપી મૃગજળ, આત્મામાંજ રમમાણ થનારને ભમાવતું નથી.**

વિવરણ:—હે ઇષ્ટવર આપનાર મહાદેવ! તમે પરિપૂર્ણ અને પરમેશ્વર છો તોપણ ઘરડો બળદ. ખાટલાના અંગ જેવું એક હથિયાર, પરશુ, મૃગચર્મ, ચિતાભસ્મ, સર્પો અને નરકપાળ એ સાત પદાર્થોજ તમારા કુટુંબ પોષણનું સાધન છે. હવે, "તમે શંકરની ભકિત શા માટે કરો છો? તે પોતે તો દરિદ્રી છે. કદાચ તે પ્રસન્ન થાય તોપણ તમને શું આપશે?" એવી જો કોઇ શંકા કરે તો તેનો ઉત્તર આપે છે:—હે ભગવન્! તમે પોતે ભલે દરિદ્રીના વેષમાં હો પણ સર્વ દેવોને જે અસાધારણ સંપત્તિ પ્રાપ્ત થઇ છે તે કેવળ તમારા કૃપા કટાક્ષનુંજ ફળ છે. ઇન્દ્રાદિ દેવતાઓમાં પણ અલૌકિક તેજ અને સામર્થ્ય તમારી કૃપાવડેજ પ્રાપ્ત થયેલાં છે. તે ઉપરથીજ તમે દરિદ્રી છો કે કેમ તેનો ખુલાસો થાય છે. કારણ જે બીજાને ધનવાન્ બનાવે છે તે પોતે વિશેષ શ્રીમાન્ હોય છે એવો જગત્નો અનુભવ છે.

શંકર જો અતિશય ઐશ્વર્યવાળા છે તો પછી તેમનો પરિવાર આટલો અલ્પ કેમ હોઇ શકે? એવી જો કોઇ શંકા કરે તો તેનું સમાધાન કહે છે કે, સચ્ચિદાનંદસ્વરૂપ પોતાના આત્મામાંજ જે

હંમેશાં રમમાણ થાય છે તેને શબ્દસ્પર્શાદિ વિષયોની મિથ્યા ઇચ્છા મોહ પમાડી શકતી નથી. છતાં જેમ સપાટ મેદાનમાં પાણીનું એક બિંદુ પણ હોતું નથી. છતાંસૂર્યના કિરણોને લીધે ભ્રમવડે જળનો ભાસ થાય છે, અને પાણી પીવાની ઇચ્છાથી તે તરફ જતાં મનુષ્ય છેતરાય છે; તેમ વિષયો વસ્તુતઃ અતિશય દુઃખદાયી અને ઘાતક છે છતાં અજ્ઞ-પુરૂષોને તે સુખદ ભાસે છે, અને તેઓ તેમાં આસક્ત થાય છે. પણ આત્મજ્ઞપુરૂષ તેને કાકવિષ્ઠાની પેઠે તુચ્છ માને છે. યઃકશ્ચિત્ જીવ પણ જો આત્મજ્ઞાનવડે એટલો નિઃસ્પૃહ થાય છે તો પછી નિત્યમુક્ત સર્વેશ્વર, વિષયલંપટ ન થાય એમાં તે આશ્ચર્ય શું? કોઇ કવિએ કહ્યું છે કેઃ—

> भीतिर्नास्ति भुजंगपुंगवविषात् प्रीतिर्न चंद्रामृता-
> न्नाशौचं हि कपालदामलुलनाच्छौचं न गंगाजलात् ।
> नोद्वेगश्चितिभस्मना न च सुखं गौरीस्तनालिंगना-
> दात्मारामतया हिताहितसमः स्वस्थो हरः पातु वः ॥

ભૂષણરૂપ સર્પના વિષથી જેમને ભીતિ નથી અને મસ્તક ઉપર ધારણ કરેલા ચંદ્રના અમૃતમાં જેમને પ્રીતિ પણ નથી, નરકપાળ ધારણ કરવાથી જેઓ અપવિત્ર નથી અને ગંગા માથે છે તેના જળથી પવિત્ર પણ નથી. શરીરે લગાડેલ ચિતાભસ્મવડે જેમને ઉદ્વેગ થતો નથી અને અર્ધાંગિમાં ધારણ કરેલ પાર્વતીના આલિંગન-વડે સુખ પણ થતું નથી. એવા નિત્ય આત્મસ્વરૂપમાંજ રમમાણ થતા હોવાથી સુખ અને દુઃખમાં સમાનવૃત્તિવાળા ભગવાન્ મહાદેવ તમારું રક્ષણ કરો. સારાંશ, એવીરીતે આત્મસ્વરૂપમાંજ રમમાણ થયેલ શંકરને વિષયરૂપી મૃગતૃષ્ણા મોહિત નહી કરતી હોવાથી વિશેષ પરિવાર તથા આડંબરનો સ્વીકાર કર્યા સિવાયજ નંદી, ભસ્મ, અજીન વગેરે અલ્પ સાધનોનોજ પરમાત્મા અંગિકાર કરે છે. એવા વૃષભ-વાહન પરમેશ્વરની આરાધના કરવી. નંદી, ભસ્મ વગેરે શંકરની

વિભૂતીનું પુરાણોમાં વર્ણન કર્યું છે. વાસ્તવિક પુરૂષ, પ્રધાન, મહત્તત્વ અહંકાર, પંચતન્માત્રા, ઇન્દ્રિયો, પંચમહાભૂતો એ સાત પદાર્થોજ ઉપ કહેલા નંદી વગેરે સાત પદાર્થોના રૂપથી ગુપ્ત રહીને ભગવાન્ મહેશ્વરન સેવા કરે છે, એમ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. એ તત્ત્વોજ જગત્રૂપ કુટુંબનું ધારણ પોષણ કરવાનું સાધન છે.

[ હવે શંકર વૃષવાહન, ભુજગભૂષણ, ચંદ્રમૌલી, કપાલમાલી ગંગાધર, ભસ્મલેપી, અને વામાંગમાં ગૌરીધારણ કરે છે તેનો તાત્વિકાર શું સમજવાનો છે તે અધિકારી જીજ્ઞાસુજનોને માટે કહેવામાં આવ છે. કઠણ છે તોપણ ઉત્તમ છે. માટે બરાબર ધ્યાન આપવું જોઇએ.

પ્રથમ વૃષ (નંદી) શંકરનુંવાહન છે તેનો હેતુ આ સમજવો કેઃ-

**ब्रह्माद्या यत्र नारूढास्तमारोहति शंकरः ।**
**समाधिं धर्ममेघाख्यं तेनायं वृषवाहनः ॥**

બ્રહ્માદિદેવ જે સમાધિસ્થિતિને પ્રાપ્ત થયા નથી તે શાસ્ત્ર પ્રસિદ્ધ ધર્મમેઘાખ્ય ( ધર્મવૃષ્ટિ કરનારી ) સમાધિમાં પરમાત્મા શંક આરૂઢ થયેલ દેખાય છે. કારણકે તે સમાધિમાંજ તેની પ્રાપ્તિ થા છે. માટે પરમાત્મા શિવને વૃષવાહન (વૃષ એટલે સર્વ શ્રેષ્ઠ ધર્મમેઘ ખ્યસમાધિ વાહન-ગમન સાધન જેનું) એમ કહેલ છે. ઉપાસનામ '**मनो ब्रह्मेत्युपासीत**' એ શ્રુતિમાં મનઉપર બ્રહ્મત્વબુદ્ધિ કરવા માટે કહ્યું છે તદ્વત્ વૃષ (નંદી) ના ઉપર ધર્મમેઘાખ્ય સમાધિબુ અને શંકરઉપર બ્રહ્મઅભિન્ન-પ્રત્યગાત્મગુરૂબુદ્ધિ કરવી એ ભાવ છે વૃષનામ, ધર્મનું, શ્રેષ્ઠનું, અને બળદનું પણ છે. હવે ધર્મમેઘ સમા કહીએ છીએ. સંપ્રજ્ઞાતસમાધિનો અભ્યાસ કરવાથી વિવેકખ્યા ( પુરૂષ અને પ્રકૃતિનું જે ભિન્ન ભિન્ન જ્ઞાન ) નો લાભ થાય છે તથાપિ વિવેકાભ્યાસવડે જેમની શક્તિ નષ્ટ થવા લાગી છે તે પૂ સંસ્કારોવડે કદી કદી મધ્યમાં વિવેક શિથિલ થઇ જાય છે અને "આ હું છું, આ મ્હારૂં છે, આ હું જાણું છું અને આ નહિ" આ પ્રમા

અનેક પ્રત્યય ચિત્તમાં ઉત્પન્ન થાય છે. કારણ કે, અનાદિ કાળથી પ્રવૃત્ત જે વિક્ષેપ સંસ્કાર તે પ્રબળ અને વિવેક હાલ દુર્બળ છે. માટે વિવેકાભ્યાસરૂપ અગ્નિવડે પૂર્વસંસ્કાર દગ્ધ કરવામાં આવે તો અન્ય પ્રત્યય ઉત્પન્ન નહિ થાય. તથાપિ કેવળ વિવેકજ્ઞાનવડેજ પોતાને, યોગીઓએ કૃતકૃત્ય ન માનવા. તેનો પણ જ્યારે નિરોધ કરવામાં આવે ત્યારેજ જીવનમુક્તિની પરાકાષ્ઠારૂપ ધર્મમેઘસમાધિનો લાભ થાય છે, એમ પતંજલિએ કહ્યું છે. હવે તેનું સ્વરૂપ કહેવામાં આવે છે.

**"प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघःसमाधिः"**

જે સમયે બ્રહ્મનિષ્ઠયોગી પરવૈરાગ્યદ્વારા વિવેકખ્યાતિનું ફળ જે સર્વજ્ઞત્વાદિ તેને વિષે પણ વિરક્ત થઇ જાય છે, તે સમયે તેને નિરંતર એટલે વચમાં અન્ય પ્રત્યયોનો ઉદય ન થતાં વિવેકખ્યાતિનો લાભ થાય છે. એ જે દૃઢ અભ્યાસ અને પરવૈરાગ્યદ્વારા વ્યુત્થાન (વિક્ષેપ) સંસ્કારોના નાશપૂર્વક નિરંતર વિવેકખ્યાતિરૂપવડે ચિત્તનું અવસ્થાન તેનું નામ ધર્મમેઘ સમાધિ છે. " **प्रकृष्टं धर्मं मेहति सिंचतीति धर्ममेघः** " ઉત્કૃષ્ટ ધર્મની જે વૃષ્ટિ કરે છે તેનું નામ ધર્મમેઘ છે. ઉત્કૃષ્ટ ધર્મ કયો ? એવી આકાંક્ષા થાય, તો કહે છે કે **"अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्"** યોગવડે આત્માનો સાક્ષાત્કાર થવો તેજ પરમ ધર્મ છે, એમ યાજ્ઞવલ્ક્ય મહર્ષિનું વાક્ય છે. એવા પરમધર્મની વૃષ્ટિ જેમાં થાય છે તે ધર્મમેઘ સમાધિના લાભથી અવિદ્યાદિ ક્લેશ સમૂલ નષ્ટ થઇ જાય છે અને શુભાશુભ કર્મો પણ નષ્ટ થઇ જાય છે; તેમ ફરીથી તે યોગીને સંસારની પ્રાપ્તિ થતી નથી. આનો વિસ્તાર કૈવલ્યપાદમાં કરવામાં આવ્યો છે. તે જીજ્ઞાસુએ તે ઠેકાણે જોઇ લેવો યુક્ત છે. અહીંઆ આ ધર્મમેઘ સમાધિનું નામ આવવાથી પ્રસંગોપાત તેનું કિંચિત્ સ્વરૂપ દેખાડયું છે. તોપણ સામાન્ય વાચકવર્ગને કઠિનતા જણાશે.

હવે શંકર ભુજગભૂષણ કેમ ? એનો હેતુ આ સમજી લેવો કે:-

**योगिनः पवना...रास्तथा ...िबिलेशयाः ।**
**निजरूपे धृतास्तेन भुजंगाभरणो हरः ॥**

ભુજગ એટલે સર્પ (**भुजेन कौटिल्येन गच्छतीति भुजगः**) જે કુટિલતા–વક્રતાથી ગમન કરે છે. રસ્તાપરથી ગયેલો સર્પ વાંકો-ચૂંકો જાય છે એમ જોવામાં પણ આવે છે. યોગીઓ પણ ભુજગવત્ વક્રમાર્ગગામી હોય છે. કારણ કે—યોગપહાડપર ચઢવાનો માર્ગ વક્ર (કઠણ) હોય છે; નહિ કે રાજમાર્ગ સમાન સીધો જેથી હર કોઇ ગમન કરી શકે એવો. યોગનું પહાડરૂપવડે વર્ણન પણ કરેલું છે અને તેનાં સાધન પણ કઠણ છે. યોગ એ શબ્દમાંથી પણ '**यः अगः**' જે પહાડ છે એવો અર્થ નીકળે છે. "શ્રીદત્તપ્રબોધ કલ્પદ્રુમ પ્રથમ સ્કંધના દ્વિતીય ગુચ્છમાં તેનું વર્ણન કરવામાં આવ્યું છે." ભલે ! યોગીરૂપભુજગ, સર્પ જેવી રીતે વાયુનો આહાર–પાન–કરે છે તેવી રીતે, પ્રાણવાયુનો આહાર (**आह्रियते=वशीक्रियते**) એટલે તેને વશીભૂત કરે છે; અથવા કંદ, મૂળ ફળ. પર્ણ, જળાદિસમાન વાયુપાન પણ કરનારા હોય છે એમ સમજવું. તથા સર્પ જેમ ગિરિ (પર્વત)ના દરમાં નિવાસ કરે છે તેમ યોગીઓ પણ ગિરિ એટલે તત્ત્વજ્ઞાનથી જે પડે છે=નાશ પામે છે તે દેહ સમૂહના બિળમાં–દળમાં–શયન કરે છે. અર્થાત્ પોતાથી અભિન્ન પરમાત્મામાં જાગૃત રહે છે. આ પ્રમાણે યોગી અને ભુજંગ એ બંનેની એકરૂપતા થઇ. તે યોગીરૂપ ભુજંગને સ્વરૂપમાં ધારણ કરે છે એટલે સ્થાપન કરી દે છે. માટે વેદશાસ્ત્રાદિકોમાં શંકરની ભુજંગભૂષણતા પ્રતિપાદિત છે. વળી બીજું પણ જુઓ. જે કુંડલિની નામક જીવશકિત બધાના શરીરોમાં રહે છે તેને શંકરજીએ વશીભૂત કીધી છે. તેજ કુંડલિની શકિત સર્પશરીરમાં નિવાસ કરે છે. માટે સર્પોનું કુંડલાકારત્વ પ્રસિદ્ધ થયું છે અને તેજ સર્પો શંકરની શરીર-ભૂષણતાને પ્રાપ્ત થયા છે. કુંડલિનીજ જો શંકરને વશીભૂત થઈ છે તો તેનું નામ ધારણ કરીને પ્રસિદ્ધ થયેલા જે કુંડલી (સર્પ) તે કેમ

વશીભૂત નહિ થાય ? અને શિવના ભૂષણીભૂત નહીં થાય ? એમ યોગદૃષ્ટિથી પણ વિચાર થઇ શકે છે. (**कुंडलं कुंडलाकारतास्यास्तीति=कुंडली**) એમ આની વ્યુત્પત્તિ થાય છે. કુંડલવત્ વર્તુલાકાર જેનો છે તે કુંડલી એટલે સર્પ; તથા નાડીને પણ કુંડલી અથવા કુંડલિની કહે છે. હઠયોગપ્રદીપિકામાં કહ્યું છે કેઃ—

**कंदोर्ध्वे कुंडलीशक्तिः सुप्ता मोक्षाय योगिनां ।**
**बंधनाय च मूढानां यस्तां वेत्ति स योगवित् ॥**

કંદના ઉપર કુંડલિનીશક્તિ શયન કરે છે તેને જે યોગી લોકો જગાડે છે તેમને મોક્ષની પ્રાપ્તિમાં તે કારણીભૂત થાય છે અને જે મૂઢ તેનું ઉત્થાપન કરતા નથી, તેમને તે બંધનનો હેતુ થાય છે. જે તેને જગાડવાની યુક્તિ જાણે છે તેજ યોગકલાને યથાર્થ જાણનારો યોગી સમજવો. આ વાત ખ્યાલમાં આવવામાટે કિંચિત્ સ્પષ્ટીકરણ કરવામાં આવે છે.

શરીરમાં છ ચક્ર છે. એક મૂલાધાર ચતુર્દલવાળું છે; બીજું સ્વાધિષ્ઠાન ષડ્દલયુક્ત છે; ત્રીજું મણિપુર નામક દશદલયુક્ત છે; ચોથું અનાહત દ્વાદશદલવાળું છે; પાંચમું વિશુદ્ધ ષોડશદલયુક્ત છે; તથા છઠ્ઠું આજ્ઞા નામક ચક્ર (પદ્મ) દ્વિદલયુક્ત છે. પણ તેના ઉપર સહસ્ત્રદલોથી યુક્ત શુદ્ધસ્ફટિક સમાન બ્રહ્મરંધ્રચક્ર દશમદ્વારમાં સ્થિત છે.

**भुजंगाकाररूपेण मूलाधारं समाश्रिता ।**
**शक्तिः कुंडलिनी नाम बिसतंतुनिभा शुभा ॥**

મૂલાધારચક્રમાં કમળનાળતંતુની પેઠે અત્યંત કૃશ તથા કલ્યાણકારિણી કુંડલિની નામક શક્તિ ભુજંગના આકારવડે સુષુમ્ણાનાડીને પોતાના શરીરવડે સાડાત્રણ આંટાથી વેષ્ટનકરીને પોતાના પુચ્છને મુખવડે ગ્રહણકરીને સ્થિત થએલી છે. તેથી સુષુમ્ણાનાડીમાં પ્રાણ પ્રવેશ કરી શકતા નથી. જેમ કુંચીદ્વારા તાળું ખુલે છે અને દરવાજો

ઉઘડે છે તેમ કુંડલિનીને જગાડવાથી બ્રહ્મદ્વાર ખુલી જાય છે. તે કુંડલિનીને જાગૃત કરવાસારૂં જાળંધરબંધ. ઉડ્ડિયાનબંધ, મૂળબંધ-પૂર્વક પ્રાણાયામ કરવો પડે છે. તેથી પ્રાણાપાનની એકતા થઇને જઠરાનળ ઘણો પ્રદીપ્ત થાય છે. અને તેની ઉષ્ણતાથી કુંડલિની વ્યાકુળ થઇને સુષુમ્ણાનું મુખદ્વાર છોડી દે છે. ત્યારબાદ, જેવીરીતે સર્પ દરમાં જાય છે તેવીરીતે કુંડલિની સીધી થઇને સુષુમ્ણામાં પ્રવિષ્ટ થઇને બ્રહ્મરંધ્ર તરફ ચાલી જાય છે. તેના પછી પ્રાણ પણ, ઉર્ણનાભિ (કરોળિયો) જંતુ જેમ તંતુઉપર ચઢે છે તેમ સુષુમ્ણાદ્વારા બ્રહ્મરંધ્રમાં આરોહણ કરે છે અને ત્યાંજ સ્થિત થાય છે, તેથી સમાધિ થાય છે.

**सहस्रकमले शक्तिः शिवेन सह मोदते ।**
**सा चावस्था परा ज्ञेया सैव निर्वृतिकारणम् ॥**

તે સહસ્ત્રદલકમળમાં પૂર્વે કહેલી કુંડલિનીશક્તિ, પરબ્રહ્મ શિવની સાથે અક્યભાવને પ્રાપ્ત થઇને આનંદિત થાય છે. તેજ સર્વથી શ્રેષ્ઠ અવસ્થા અને તેજ મોક્ષનું કારણ કહ્યું છે. તાત્પર્ય, ઉપર કહેલા માર્ગવડે સાધક પુરૂષ શિવશક્તિસ્વરૂપ થઇને નિત્યશુદ્ધબુદ્ધમુક્ત બ્રહ્મરૂપવડે પ્રકાશિત થાય છે. એજ કૈવલ્યપદની પ્રાપ્તિ સમજવી. ઉપર કહેલી કુંડલિનીશક્તિ સાક્ષાત્ ભગવતી જગદંબાનુંજ રૂપ છે એમ સમજવું. પ્રમાણ માટે ભગવત્ પૂજ્યપાદ શંકરાચાર્યજીએ જે દેવીનું સ્તવન કીધું છે તેજ થોડું બતાવીએ છીએ.

**अवाप्य स्वां भूमिं भुजगनिभमध्युष्टवलयं ।**
**स्वमात्मानं कृत्वा स्वपिषि कुलकुंडे कुहरिणी ॥**

(આનો અર્થ ઉપર આવી ગયો છેજ તોપણ અંશમાત્ર કહેવામાં આવે છે.) હે ભગવતિ ! તું પોતાના શરીરને ભુજગસમાન સાડાત્રણ આંટાવડે વેષ્ટન કરી દે છે અને પોતાનું શયનસ્થાન કુળકુંડગુફામાં આવીને સુઇ જાય છે. કમળકંદના મધ્યમાં રહેલું છિદ્રરામાન મૂલા-

ધારકમળના મધ્યમાં રહેલ બિંદુનું નામ કુળકુંડ. તેજ ગુફા (ગુપ્ત સ્થાન)ની સમાન ભગવતીનું સ્વાપસ્થાન છે એમ વર્ણન છે. "આ બધો વિષય ગુરૂમુખદ્વારાએ જાણી લેવાનો છે. પુસ્તકમાં ઉદ્‌ઘાટન કરી શકાય તેવો નથી. રસિક વાચકો માટે કેવળ માહિતી આપી શકાય તો શબ્દાર્થ સમજવામાં સુલભતા થાય માટે આટલો પણ અંશ લખવો પડયો છે.

આ ઉપર એક શંકા થશે કે—પહેલાં તમે કહ્યું છે કે, કુંડલિનીના નામવડે સર્પોની પ્રસિદ્ધિ થઈ અને હમણાં ઉપર કહેલા શ્લોકમાં તે ભુજગાકાર કુંડલિની એમ કહ્યું છે તો કુંડલિનીની ઉપમા ભુજગને માનવી ? અથવા ભુજગની ઉપમા કુંડલિનીને માનવી ! આના સમાધાનમાં સમજવું ઉચિત છે કે, યદ્યપિ ભુજગવત્ કુંડલિની અને કુંડલિનીવત્ ભુજંગ એમ વર્ણન આવેલું છે તોપણ જે વખતે જેનું વર્ણન થાય છે તે વખતે તેની સમાનતા દર્શાવવાને માટે અન્ય વસ્તુની, ઉપમા આપવાની પધ્ધતિ છે; પરસ્પરની ઉપમા પરસ્પરને આપવામાં પહેલો કોણ અને પાછળથી કોણ એ ભાવ હોતો નથી. તથાપિ પ્રકૃત સ્થળમાં જોવું હોય તો પ્રથમ કુંડલિનીજ (ભગવતી બ્રહ્મરૂપિણી શક્તિ) હોવાથી સર્પોની ઉત્પત્તિ તેના પછીથીજ બલ્કે તે શક્તિએજ કરી છે અને તે જીવનશક્તિ સર્પોના શરીરમાં પણ નિવાસ કરે છે એમ પહેલાં કહી પણ દીધું છે. તેથી શંકાને અવસરજ નથી. અસ્તુ ! હવે સિંહાવલોકન કરો; કારણ કે આગળ ઘણા આવી ગયા છીએ. હવે શંકરના ભુજગ ભૂષણનો સાકાર ઉપાસકોના મતાનુસાર વિચાર કરીશું.

**अनंतवासुकी शंभोः कर्णकुंडलतां गतौ ।**
**तत्प्रधानतयाऽन्येपि ख्याताः कुंडलिसंज्ञया ॥**

વાસુકી અને અનંત એ બે સર્પ શંકરના કર્ણમાં કુંડલ નામના ભૂષણ (અલંકાર) રૂપથી નિવાસ કરે છે તેમની પ્રધાનતાથી, બીજા

ન્યાય તુલ્ય, બીજા સર્પ, કુંડલી એ નામ વડે પ્રસિદ્ધ થયા છે. અનેક લોકોના સમુદાયમાં એકજ મનુષ્ય જો કે છત્રી લઇને ચાલતો હોય તોપણ વ્યવહારમાં "છત્રીવાળા લોકો જઇ રહ્યા છે" એમ કહેવાય છે. એકની છત્રીવડે, ઘણાઓના વિષે "છત્રીવાળા" એવો પ્રયોગ થાય છે તે પ્રમાણે, અનંત વાસુકીના કર્ણ કુંડલ ઉપરથી બીજા સઘળા સર્પોને કુંડલી નામ હોવું સંભવિત છે. આ છત્રી ન્યાય છે. સઘળા સર્પોના નાયક વાસુકી અને અનંત એ બન્ને જો ભૂષણીભૂત થયા તો પછી બાકી રહેલા બીજા સર્વો પણ શિવને ભૂષણીભૂત (અલંકારરૂપ) કેમ ન થાય? અર્થાત્ થાયજ.

હવે ચંદ્રચૂડ એ પ્રમાણે જે શિવને કહેવામાં આવે છે તેને માટે એવો વિચાર કહેલ છે કે.

**नश्यंत्यस्य कलाः सर्वाः सा कला नैव नश्यति ।**
**यार्ऽर्पिता शंकरे भक्त्या चंद्रचूडस्तया हरः ॥**

અંતઃકરણ પ્રતિબિંબિત ચૈતન્યરૂપ ચંદ્રમાની અખિલ કલા નાશ થઇ જાય છે; પરંતુ તેણે ભક્તિ (પ્રેમ) વડે સકળ જગદાનંદકર શંકરસ્વરૂપમાં જે અર્પણ કરી એટલે કે જેને તદાકારતા સંપાદન કરાવી દીધી, તે કળા (ચિત્તવૃત્તિ) નાશ પામતી નથી. ચિદાભાસવિષે ચંદ્રત્વ, ચંદ્રની સોળ કળાની પેઠે, પંચ કર્મેન્દ્રિય, પંચજ્ઞાનેન્દ્રિય, પંચ પ્રાણ, અને મન ઇત્યાદિ સોળ કળાઓ (અવયવો) વડે પ્રાપ્ત થયેલું છે. શિવાકાર કરેલી ચિત્તવૃત્તિ, શિવરૂપ બની જવાથી અવિનાશી છે; અને તે વૃત્તિવડેજ, સર્વ દ્વૈતહરણશીલ (સર્વ દ્વૈતનું હરણ કરવાના સ્વભાવવાળા) પ્રત્યગભિન્ન પરમાત્મા હર, ચંદ્રચૂડ (ચંદ્રકળા, મસ્તકવત્ એક દેશમાં છે જેના) એ પ્રમાણે લોકમાં તથા શાસ્ત્રમાં વર્ણન કરાયેલ છે એમ જાણવું. જુઓ મુંડકોપનિષદ્. "**गताः कलाः पंचदश प्रतिष्ठाः**" **इति.**

હવે શંકરજીના ગળામાં મુંડમાળા છે તેના વિષે એમ સમજવું યુક્ત છે કે:—

**अनंतमृतब्रह्मांडमुंडमालाविधारणे ।**
**अनाद्यनंतरूपत्वात् समर्थः शिव एव हि ॥**

આજ સુધી અનંત (જેમની ગણત્રી થઇ શકે નહિ એટલા) બ્રહ્માંડોનો નાશ થયો છે; તેમાં જે અપરિમિતમુંડ (મસ્તક, કપાળ) તેમની માળા કંઠમાં ધારણ કરવામાટે, અનાદિ અને અનંત (જન્મ મરણરહિત. જેની ઉત્પત્તિ તેનોજ નાશ થાય છે. પણ સર્વ સૃષ્ટિનું ઉપાદાન અને નિમિત્ત કારણ જે શંકર તે જન્મરહિત છે. તેમનો જન્મ જો અંગિકાર કરો તો, કોણ ઉપાદાન અને નિમિત્ત કારણ થઇ શકે? શ્રુતિમાં પણ કહ્યું છે કે, '**न तस्य कश्चिज्जनिता न चाधिपः**' તેનો કોઇ ઉત્પાદક તથા સ્વામી છે નહિ. એવા) શિવજી વિના અન્ય કોણ સમર્થ થાય? કોઇપણ નહિ. કેમકે, બીજા બધા સાદિ અને સાંત (જન્મ મરણયુક્ત) છે. અતએવ પ્રત્યગભિન્ન પરમાત્મા બ્રહ્મરૂપ શંકરજ એક સમર્થ છે એમ સમજવું. અન્યત્ર પણ કહ્યું છે કે, "**निवसंति यस्य रोम्णि ब्रह्मकटाहा यथावकाशेन,**" જેના કેશમાં અનેક બ્રહ્માંડ યથાસ્થિત (વિસ્તૃત રીતિથી) નિવાસ કરે છે. સારાંશ, અખિલ બ્રહ્માંડોત્પાદક અને લયકર્તા શિવજી હોવાથી તેમનાજ સ્વરૂપમાં (ગળામાં) અનંત મુંડમાળારૂપવડે બ્રહ્માંડોનો નિવાસ થવો યુક્ત છે એમ જાણી લેવું. હવે શિવનું ગંગાધરપણું જે કહેલ છે તે કેવી રીતે તે જુઓ।

**ब्रह्मलोका च या गंगा सुषुम्णा शीतलद्रवा ।**
**मस्तके राजते यस्य तेन गंगाधरो हरः ॥**

જે પ્રમાણે ગંગાનું જળ શીતળ, શુભ્ર (સ્વચ્છ), સંતતવહન-શીલ (અખંડ વહેવાવાળું) અને તાપનાશક હોય છે, તે પ્રમાણે

સુષુમ્ણાનાડી અને "અહંબ્રહ્માસ્મિ" હું બ્રહ્મ છું એ પ્રમાણે પ્રમારૂપ (યથાર્થ જ્ઞાન) વૃત્તિ, બ્રહ્મ વસ્તુની પ્રકાશક છે. અને શીતળ આનંદ રસને સંતત ધારણકરીને ચાલ્યા કરેછે વાસ્તે તાપત્રય નિવર્તક છે. તથા ગંગાની પેઠે આ વૃત્તિ નિર્મળ (અવિદ્યારૂપી મળથી રહિત) પણ હોય છે, એવો આત્મજ્ઞાનસંપન્ન વિદ્વાનોનો અનુભવ પણ છે. આ સુષુમ્ણા તથા પ્રમાવૃત્તિ જે બ્રહ્મરૂપ શિવના, મસ્તકવત્ એકદેશમાં પ્રકાશિત થાય છે વાસ્તે, અખિલ દ્વૈતપ્રપંચના બાધનો અવધિ જે પ્રત્યગભિન્ન બ્રહ્મરૂપ શિવ, તે ગંગાધર (અહંબ્રહ્માસ્મિ=હું બ્રહ્મ છું એવી પ્રમાવૃત્તિના અને સુષુમ્ણાના ધારક) છે એ પ્રકારે લોકમાં અને શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે.

દેહના વામભાગ (ડાબા ભાગ) માં રહેલી ઇડાનાડી છે તેને પિતૃયાન કહે છે. દક્ષિણભાગ (જમણા ભાગ)માં સ્થિત પિંગલાનાડી છે તેને દેવાયાન કહે છે. અને આ બન્નેના મધ્યભાગમાં રહેલ સૂક્ષ્મરૂપવાળી જે સુષુમ્ણા નાડી છે, તેના વિષે બ્રહ્મજ્યોતિ વિરાજે છે એમ યોગશાસ્ત્રમાં લખેલું છે. સાધક, (**वायुना सह गत्वोर्ध्वं ज्ञानी मोक्षमवाप्नुयात**) પ્રાણવાયુની સાથે સુષુમ્ણાની સહાયતાવડે ઉર્ધ્વગમન કરીને મુક્તિપદને પ્રાપ્ત કરી શકે છે. આ નાડી મૂલાધાર કમલના મધ્યમાં જે કંદ છે તેમાંથી નીકળીને બ્રહ્મરંધ્રપર્યંત ગયેલી છે. વિદ્યુત્ (વીજળી) માળાના જેવો જેનો પ્રકાશ છે, જે શુદ્ધ જ્ઞાનનો ઉદય કરવાવાળી છે. અખિલ સુખવાળી અને શુદ્ધ જ્ઞાનસ્વભાવ વાળી છે, વાસ્તે યોગશાસ્ત્રમાં જેને બ્રહ્મનાડી એમ કહેલું છે. સારાંશ, 'અહંબ્રહ્માસ્મિ પ્રમાવૃત્તિ' સમાન આ સુષુમ્ણા બ્રહ્મને જણાવનારી છે એમ જાણવું. વિસ્તાર બીજા ગ્રંથમાં જોવો યોગ્ય છે.

શિવના ભસ્મ લેપનનું જે લૌકિક તથા શાસ્ત્રોમાં વર્ણન છે તેને વિષે આ પ્રમાણે વિચાર કરવો યોગ્ય છે કેઃ—

**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते किल ।**
**तेनैव भस्मना गात्रमुद्धूलयति धूर्जटिः ॥**

મહાવાક્યોત્પન્ન જીવબ્રહ્મૈક્ય વિષયકજ્ઞાન અખિલકર્મોને દગ્ધ કરી દે છે માટે તે અગ્નિતુલ્ય છે. તે જ્ઞાનાગ્નિ, પ્રત્યગભિન્નપરમાત્મ શિવગુરૂના સમષ્ટિ વ્યષ્ટિ દેહદ્વયસહિત ચિદાભાસે અહંપ્રતીતિવડે કરેલાં સકળ કર્મો (સંચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ) ને ભસ્મ કરી દે છે. જુઓ! મુંડકશ્રુતિ "**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे.**" તે સર્વજ્ઞ સંસારરહિત, પરાવરપરમાત્માને (કારણરૂપવડે પર અને કાર્યરૂપવડે અવર અક્ષર બ્રહ્મને) સાક્ષાત્ કરવામાં આવે તો સકળ કર્મક્ષીણ–નષ્ટ થઇ જાય છે. તે ભસ્મવડે શિવ પોતાના ગાત્ર–શરીર–(બુદ્ધિ ઇંદ્રિયના પાલક સચ્ચિદાનંદ બ્રહ્મ પણ શંકરનું શરીર છે તેને) ને લેપ કરે છે. બાધિત (મિથ્યા) સર્વ કર્મોની, જે પ્રત્યગભિન્ન પરમાત્મા શિવમાં પણ, અધિષ્ઠાનઅધિષ્ઠેયરૂપવડે લોકદષ્ટિમાં પ્રતીતિ તેજ ભસ્મવિલેપન જાણવું. જે પ્રકારે અગ્નિ કાષ્ઠોને ભસ્મ કરી દે છે અને તેને પોતાના શરીરપર ધારણ કરે છે, તે પ્રકારે શિવરૂપ જ્ઞાન કર્મોને ભસ્મ કરી તેને પોતાના વિષે ધારણ કરે છે, (જ્ઞાન અને શિવ ભિન્ન નથી; તેનું રૂપજ છે.) માટે શિવને ધૂર્જટિ (ધૂમ્રવર્ણની જટા જેની) એમ કહ્યું છે. અહિંઆ સાંખ્ય, વેદાંત, યોગ ઇત્યાદિકને જટાસ્થાનમાં જાણવાં. મૂઢની દષ્ટિમાં તે ભસ્મનો અને શિવનો ભેદ પ્રતીત થાય છે પણ તે મિથ્યા છે.

**भासते भिन्नभावानामपि भेदो न भस्मनि।**
**स्वस्वभावस्वभावेन भस्म भर्गस्य वल्लभम् ॥**

ભિન્ન અંતઃકરણ છે જેમનું તેમને પ્રત્યગભિન્ન પરમાત્મા શિવ અને બાધિત કર્મકર્તૃરૂપ પ્રપંચનામક વિભૂતિ, તેમાં ભેદ ભાસે છે તથાપિ વસ્તુતઃ નથીજ. શા પરથી? તો જુઓ. ભર્ગ (**भर्जति संसारबीजं दहतीति भर्गः**) એટલે સંસારબીજને દગ્ધ કરવાવાળા શંકરને પોતાના સ્વભાવ તુલ્ય (**जगद्बीजदाहकधर्मवत्**) તે ભસ્મનો

સ્વભાવ હોવાથી તે ભસ્મ અબાધરૂપ છે તેથી પ્રિય છે. બાધિત કર્મોવડે સંસારોત્પત્તિ થતી નથી. માટે આત્મરૂપ શિવમાં અને બાધિત કર્મરૂપ ભસ્મમાં ભેદ નથી. કારણ કે તે આત્મત્વથીજ પ્રિય છે, એમ દેખાઇ આવે છે. જુઓ ભગવદ્‌ગીતા અ. ૪. શ્લો. ૨૪. **"ब्रह्मार्पणं ब्रह्महविः"**

હવે ગૌરી શિવના વામ અંગમાં છે એને માટે એમ કહ્યું છે કે:-

**सा स्वभावेन वामैव मनोवाचामगोचरा ।**
**वामांगी वामदेवस्य वामे गौरी विराजते ॥**

વેદાંતશાસ્ત્રમાં તથા વિદ્વજ્જનોવિષે અનુભવવડે પ્રસિદ્ધ, અને નામ રૂપાતીત બ્રહ્મવિષયક હોવાથી, મનવાણીને અગોચર એવી **'अहंब्रह्मास्मि प्रमावृत्ति'** (યથાર્થજ્ઞાન) સુખરૂપ હોવાથી સ્વરૂપવડેજ સુંદર છે. જે વસ્તુ સ્વાભાવિક સુંદર હોય પરંતુ દુઃખદાયી થાય તો તે સૌંદર્ય શા કામનું ? જેની અંદર સુખરૂપત્વ (સુખરૂપપણું) છે, તેનુંજ યથાર્થ સૌંદર્ય જાણવું. તે પ્રમાવૃત્તિ તો, માયા અવિદ્યારહિત બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મવિષયક હોવાથી શુદ્ધ છે અને તેથીજ તેને ગૌરી કહી છે. કેવળ તનુ (શરીર) ગૌર હોય અને અંતર માલિન્યયુક્ત (મલિનતાવાળું) હોય તો, તે ગૌરપણું, કાંઇ કામનું નથી. પરંતુ આ વૃત્તિ તો અંતર્ બાહ્ય નિર્મળ, માટે યથાર્થ ગૌરી છે.

તે **"વામ-દેવના"** સુખરૂપતાવડે સુંદર અને ચિન્માત્ર, બ્રહ્માભિન્ન પ્રત્યગાત્મરૂપ શિવના, **"વામ-અંગમાં"** સુંદર સુખરૂપ અંગમાં પ્રકાશિત થાય છે, અર્થાત્ કેવળ આનંદમાત્રવડેજ સ્ફુરિત થાય છે; આ હેતુથી, **'વામાંગી'** (સુખરૂપ સુંદર સ્વરૂપ છે જેનું) એ પ્રમાણે લોકમાં અને શાસ્ત્રમાં તેની પ્રસિદ્ધિ છે એમ જાણવું. કેવળ દેહના સૌંદર્યવડે ગૌરી વામાંગી થઈ છે એમ નહિ.

**विष्णुपक्षे अन्वयः—हे वरद ! महः अक्षः, भस्मफणिनः अजिनं खट्वा, ( तस्यैव ) अंगं कपालं, परशुः इति इयत् तव तंत्रापकरणं सुराः तु भवद्भ्रूप्रणिहितां तां तां ऋद्धिं दधति हि स्वात्मा विषयमृगतृष्णा रामं न भ्रमयति ।**

વિવરણસહ અર્થઃ—હે પ્રભો ! તેજરૂપ ચક્ર, ભસ્મની પેઠે શુભ્ર અને કોમલાંગ જે સર્પ એટલે શેષ તેની શરીર ત્વચા એજ શય્યા તથા તેનું સ્હેજ ઉંચું રહેતું અંગ એજ ઓશીકું (**कं शिरः पाल्यतेऽनेनेति कपालं**) તેમજ પરશુરામ અવતારનું શસ્ત્ર જે ફરશી એટલુંજ તમારૂં કુટુંબપોષણનું સાધન છે. પરંતુ ઇન્દ્રાદિ દેવો તમારા કૃપાકટાક્ષવડે તે તે ઐશ્વર્યને ધારણ કરે છે; એવું જેનું સામર્થ્ય તે તમારૂં સાધન આટલું અલ્પ કેમ ? એવી જો કોઇ શંકા કરે તો કહે છે કે–વિષયરૂપી મૃગતૃષ્ણા, અંતઃકરણરૂપ ઉપાધિમાં પ્રતિબિંબિત થયેલા જીવને મોહિત કરે છે, પણ અનંત અને આનંદ રૂપ હોવાથી સર્વ યોગિઓને આનંદ આપનાર રામ (**रमयतीति रामः**) જે તમે, તે તમને મોહિત કરતી નથી. ઉપાધિનું પરિણામ પ્રતિબિંબ ઉપર જણાય છે. ઉપાધી કેવી છે ? તો સ્વાત્મા (**स्वः सच्चिदानंदात्मकस्त्वमेवात्मा स्वरूपं यस्याः सा**) એટલે સચ્ચિદાનંદરૂપ તમેજ છો સ્વરૂપ જેનું એવી છે. તમારામાં કલ્પિત માયા તમારા વડેજ કાર્યવાળી થાય છે તો તે તમને કેમ મોહિત કરે ? ચક્રાદિ શ્રી ભગવાન્ વિષ્ણુની વિભૂતિ છે એ વિષ્ણુપુરાણ આદિમાં પ્રસિદ્ધ છે.

આવી રીતે સ્તવનને યોગ્ય એવા હરિહરનું નિર્ગુણ તથા સગુણ સ્વરૂપ નિરૂપણ કર્યું છે. હવે સ્તુતિના પ્રકાર દેખાડી સ્તવન કરે છે:–

**ध्रुवं कश्चित् सर्वं सकलमपरस्त्वध्रुवमिदं ।**
**परो ध्रौव्याध्रौव्ये जगति गदति व्यस्तविषये ।**

समस्तेऽप्येतस्मिन् पुरमथन तैर्विस्मित इव ।
स्तुवन् जिन्हेमि त्वां न खलु ननु धृष्टा मुखरता ॥९॥

अन्वय:—हे पुरमथन! कश्चित् सर्वं इदं ध्रुवं अपरः तु सकलं अध्रुवं परः एतस्मिन् समस्तेऽपि व्यस्तविषये जगति ध्रौव्याध्रौव्ये गदति (अहं) तैः विस्मित इव त्वां स्तुवन् न जिन्हेमि खलु ननु मुखरता धृष्टा ।

અર્થ:—હે ત્રિપુરહર, કોઇ આ સર્વ નિત્ય છે એમ કહે છે. બીજા કેટલાક તો સગળું અનિત્ય છે એમ કહે છે. વળી બીજા કેટલાક, જુદા જુદા વિષયોથી વ્યાપ્ત થએલા આ સર્વ જગતમાં કાંઇ નિત્ય અને કાંઇ અનિત્ય છે એમ કહે છે. હું આવીરીતે તેમના જૂદાં જાદાં મતોથી જાણે વિસ્મય પામતો હોઉં તેમ તમારી સ્તુતિ કરતાં શરમાતો નથી. ખરેખર! વાચાલતા ઘણી નિર્લજ્જ હોય છે.

વિવરણ:—હે પુરમથન, સાંખ્ય અને પાતંજલ મતના અનુયાયીઓ આ સર્વ જગત્ જન્મ અને નાશથી રહિત તથા સત્ય છે એમ સ્પષ્ટ પ્રતિપાદન કરે છે. શશશૃંગ, વંધ્યાપુત્ર તેમજ મનુષ્યના શીંગડાની પેઠે જે વસ્તુ અસત્ એટલે અવિદ્યમાન હોય છે તેની ઉત્પત્તિ થતી નથી અને સત્ એટલે આત્મા જેવી વિદ્યમાન વસ્તૂનો નાશ પણ કદી થતો નથી. કારણ અસત્‌ની જો ઉત્પત્તિ થાય તો તે અસત્ નહિ અને સત્‌નો જો નાશ થાય તો તે સત નહિ. અર્થાત્ જગત્‌ની જે વ્યક્ત્ અવસ્થા તેજ ઉત્પત્તિ અને અવ્યક્ત અવસ્થા એજ નાશ છે. અને ઈશ્વર પણ તે વ્યક્ત તથા અવ્યક્ત અવસ્થાનો નિયામક છે. તે અસત્‌ની ઉત્પત્તિ તથા સત્‌નો નાશ કરનાર નથી. 'જગત્ એ સત્ય છે' એમ કહેનારનો આ એક પક્ષ થયો. સાંખ્ય

દર્શન સત્કાર્યવાદને માને છે. સત્કાર્યવાદમાં, કાર્ય કારણથી ભિન્ન નથી, પણ કેવળ કારણની વ્યક્ત અવસ્થાજ છે. આ જગત્ પ્રલયકાળવિષે અવ્યક્ત રહે છે અને સૃષ્ટિકાલ વિષે વ્યક્ત થઇ જાય છે. વાસ્તે કારણ સત્ છે અને એના પરિણામવડે ઉત્પન્ન થયેલ કાર્ય પણ સત્ છે. આ તેનો સિદ્ધાંત છે.

તેમજ બુદ્ધમતનો અનુયાયી કોઈ એમ કહે છે કે, આ સર્વ અનિત્ય એટલે ક્ષણિક છે. ઘટાદિક સત્ વસ્તુ કદી સ્થિર (નિત્ય) હોતી નથી. પદાર્થમાં સફલ ક્રિયાપણું હોવું એટલે ક્ષણિક જલપાનથી ક્ષણિક તૃષાશાંતિ, ક્ષણિક ભોજનથી ક્ષણિક ક્ષુધાતૃપ્તિ વગેરે જે સફલતા હોવી તેજ પદાર્થનું સત્પણું છે. પણ એ ક્ષણિક પદાર્થની સફલ ક્રિયા એક ક્ષણમાં સમાપ્ત થાય છે અને ઉત્તર ક્ષણમાં તેનું અસત્પણુંજ હોય છે. ક્ષણિક વિજ્ઞાનનો પ્રવાહ એ પરમાત્માનું પણ રૂપ હોવાથી, તે અસદ્રૂપ ઉત્પત્તિનો શાસ્તા છે. સત્વસ્તુ સ્થિર રહે તેને માટે તે નિયામક નથી. 'સર્વ ક્ષણિક છે' એમ કહેનાર વાદીનો આ બીજો પક્ષ થયો.

આ બન્નેપક્ષના યુક્તિવાદને સહન ન કરનાર ત્રીજો તાર્કિક એટલે તર્કશાસ્ત્રનું અવલંબન કરનાર વાદી એમ પ્રતિપાદન કરે છે કે, સર્વ સૃષ્ટિમાં કેટલાક નિત્ય અને કેટલાક અનિત્ય એમ ભિન્ન ભિન્ન ધર્મવાળા પદાર્થો છે. આકાશ, કાળ, દિશા, આત્મા, મન અને પૃથિવ્યાદિના પરમાણુ નિત્ય છે અને સર્વ કાર્ય દ્રવ્યો અનિત્ય છે. ઈશ્વર અનિત્ય પદાર્થની ઉત્પત્તિ તથા નાશનો નિયામક છે. નિત્ય દ્રવ્યનો નિયામક નથી. એવો આ ત્રીજો પક્ષ થયો.

આરંભવાદી ન્યાયવૈશેષિક અસત્કાર્યવાદી છે. આ મતમાં જગત્નું મૂળકારણ ચતુર્વિધ પરમાણુઓજ સત્ય છે, અને કાર્યસમૂહ સાક્ષાત્ અગર પરંપરાવડે સત્ પરમાણુમાંથી ઉત્પન્ન થયો છે. કાર્ય સમૂહ ઉત્પત્તિની પહેલાં નહોતો વાસ્તે તે અસત્ છે એમ કહ્યું છે.

આ અસત્કાર્યવાદ છે. વેદાંતમાં અસત્કાર્યવાદ અને સત્કાર્યવાદ પણ નથી પરંતુ સત્કારણવાદ છે. એમાં કારણરૂપી બ્રહ્મજ સત્ છે અને કાર્યરૂપી જગત્, મૃગજળવત્ (ઝાંઝવાના પાણીની પેઠે) ભ્રમમાત્ર છે, અને કારણ ઉપરજ વિવર્તમાત્ર છે એવો સિદ્ધાંત છે. આ સર્વ ભિન્ન ભિન્ન મતોનું વર્ણન શારીરક ભાષ્યમાં વિસ્તૃતરૂપવડે કર્યું છે અને અનેક યુક્તિદ્વારા ખંડન પણ કર્યું છે. (બ્રહ્મસૂત્ર શારીરક ભાષ્ય. અધ્યાય બીજો જીજ્ઞાસુઓને માટે જોવા યોગ્ય છે)

આ ત્રણે પક્ષમાં દ્વૈતનો અંગિકાર કરેલો છે અને સત્સ્વરૂપ અદ્વિતીય પરમાત્માનો ગંધ પણ નથી. માટે ઉપાધિયુક્ત તથા સંકુચિત એવા સ્વરૂપના વર્ણનવડે ઇશ્વરની સ્તુતિ કરવી એ સર્વથા લજ્જાસ્પદ છે. પણ તે રીતે તમારી સ્તુતિ કરતાં હું લજ્જા પામતો નથી. કારણ તમારૂં ઐશ્વર્ય જોઇ હું આશ્ચર્યથી ચકિત થયો છું. જેમ કોઈ મનુષ્ય અદ્દભુત ચમત્કાર દેખીને વિસ્મય પામે છે અને દેહભાન પણ ભૂલી જાય છે તથા બીજા મનુષ્યો આપણો ઉપહાસ કરશે એ તરફ તેનો ખ્યાલ પણ હોતો નથી તેથી તે ગમે તે રીતે વર્તે છે. તેવીરીતે હું પણ " આને સ્તુતિ કરતાં આવડતી નથી " એવી રીતે લોકો મને હસે તે તરફ ધ્યાન ન આપતાં તમારી સ્તુતી કરવાને પ્રવૃત્ત થયો છું. એનું કારણ વાચાળતા એ નિર્લજ્જ છે. લજ્જાશીલ મનુષ્યને પણ તે નિર્લજ્જ બનાવે છે. આવીરીતે સર્વપ્રકારના વાદિઓના મતો ભ્રમમૂલક છે એમ કહી અદ્વૈતવાદજ લજ્જાસ્પદ નથી અને સત્ય છે એમ સૂચિત કર્યું છે.

વિષ્ણુપક્ષમાં પણ અન્વયાર્થ એવોજ સમજવાનો છે.

નવશ્લોકમાં ઇશ્વરની સ્તુતિ કેમ કરવી તે કથન કર્યું. અને હવે સ્તુતિકરવામાં પ્રવૃત્ત થતાં, પ્રભાવવાનમાં શ્રેષ્ઠ એવા જે વિષ્ણુ અને બ્રહ્મદેવ તેમને પણ ઇશ્વરના પ્રસાદથીજ તેનો સાક્ષાત્કાર થયો છે એમ કહી તેનું અસીમમાહાત્મ્ય પ્રકટ કરવા માટે ગંધર્વરાજ સ્તુતિ કરે છેઃ—

तवैश्वर्यं यत्नाद्यदुपरि विरंचिर्हरिरधः ।
परिच्छेत्तुं यातावनलमनलस्कंधवपुषः ।
ततो भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्यां गिरिश य-।
त्स्वयं तस्थे ताभ्यां तव किमनुवृत्तिर्न फलति ॥१०॥

अन्वयः—हे गिरिश, यत अनलस्कंधवपुषः तव ऐश्वर्यं परिच्छेत्तुं विरंचिः उपरि हरिः अधः यत्नात यातौ (किंतु) अनलम् ततः भक्तिश्रद्धाभरगुरुगृणभ्द्यां ताभ्यां स्वयं तस्थे तस्मात् तव अनुवृत्तिः किं न फलति ।

**અર્થ:**—હે શંકર, દેદીપ્યમાન શરીરવાળા આપનું ઐશ્વર્ય માપવાને બ્રહ્મદેવ ઉપર અને વિષ્ણુ નીચે પ્રયત્નવડે ગયા પણ તેઓ તેમાં સફળ થયા નહી. ત્યાર પછી તેમણે અત્યંત ભકિત અને શ્રદ્ધાવડે શ્રેષ્ઠ સ્તુતિ કરતાં, તમે પોતે પ્રકાશિત થયા. તેથી તમારી સેવા શું ફલ આપતી નથી ?

વિવરણ:—હે ભગવન્ ! તેજસ્વી આકારથી યુક્ત એવા તમારા સ્થૂલસ્વરૂપનું પરિમાણ કરવાને (માપવાને) બ્રહ્મદેવ સત્યલોક પર્યંત ઉર્ધ્વલોકમાં જઇ અને પ્રત્યક્ષ વિષ્ણુ પાતાલ સુધી અધોલોકમાં જઈ મહાપ્રયત્નથી તમારો શોધ કરતા હતા. પોતાની ગતિ કુંઠિત થાય ત્યાંસુધી એમણે શોધ કરી તોપણ તમારા સ્વરૂપનો અંત તેઓ જાણી શકયા નહી. સ્થૂલરૂપનો જો અંત લાગ્યો નહી તો પછી સૂક્ષ્મરૂપની સીમા જાણવી કેટલી દુર્ઘટ વાત છે ? વિષ્ણુ અને બ્રહ્મદેવ જેવા મહા પ્રભાવશાલી દેવોની જો આ દશા તો બીજા પુરૂષોની શી કથા ? આવીરીતે, જો સેવા ન કરી હોય તો ફલ મળતું નથી એ વ્યતિરેક બતાવી જો સેવા કરી હોય તો ફલ મળે છે એ અન્વય બતાવે છે. આવીરીતે તે બન્ને દેવો પોતાના પ્રયત્નો નિષ્ફળ થયા એ જોઈ

હતાશ થઇ દૃઢ શ્રદ્ધા તથા અનન્યભક્તિથી તમારી સ્તુતિ કરવા લાગ્યા. મૂળમાં જે '**भक्तिश्रद्धा**' એવું પદ છે તેનો અર્થ, ભક્તિ એટલે કાયિકી સેવા, શ્રદ્ધા એટલે આસ્તિક્યબુદ્ધિ એ માનસિક સેવા અને સ્તુતિથી વાચિકી સેવા સમજવી. આ પ્રમાણે ત્રિવિધ સેવા કરવાથી તમે પોતે પ્રસન્ન થઇ તેમને દર્શન દીધું. ગુરૂશબ્દવડે એવો ધ્વનિ નિકળે છે કે, શિલા વગેરે જે ભારી પદાર્થો છે તે જેમ પર્જન્ય-વૃષ્ટિ તથા પવનાદિકોથી ચલિત થતા નથી તેમ શ્રદ્ધા અને ભક્તિવડે ગુરૂત્વધર્મ (ભાર) વાળી સ્તુતિ, સેવા અનેક વિઘ્નોવડે ચલિત થાય નહી. સારાંશ, બ્રહ્મદેવ અને વિષ્ણુએ કરેલી સ્તુતિ અચલ હોવાથી સફળ થઇ. બ્રહ્મદેવ અને વિષ્ણુ શિવસ્વરૂપનો અંત લગાડવા માટે ગયા તે વિષે એવો વૃત્તાંત છે કેઃ—

એક વખતે બ્રહ્મદેવ અને વિષ્ણુમાં એવો વાદવિવાદ થયો કે-આપણા બેમાં શ્રેષ્ઠ કોણ ? વિષ્ણુએ કહ્યું કે હું શ્રેષ્ઠ છું. બ્રહ્મદેવ કહે કે, હું શ્રેષ્ઠ છું. આવો વાદવિવાદ ચાલે છે તેટલામાં ત્યાં અનંત અગ્નિજ્વાલાથી યુક્ત અલૌકિક તેજોરૂપ લિંગ પ્રકટ થયું. તે લિંગને જોઇ બન્નેને આશ્ચર્ય થયું. વિષ્ણુએ કહ્યું, હે બ્રહ્મા ! આ લિંગનો અંત જણાતો નથી માટે તમે હંસનું રૂપ ધારણ કરી ઉપર આકાશમાં જઈ આ લિંગનો છેડો જોઇ આવો. હું વરાહરૂપ લઇ નીચે પાતાલમાં જઇ એનું મૂળ જોઇ આવું છું. એમ કહી વિષ્ણુ શ્વેત વરાહનુંરૂપ ધારણ કરી વાયુવેગથી નીચે ગયા અને બ્રહ્મદેવ હંસનુ રૂપ ધારણ કરી મનોવેગથી ઉપર ગયા. એમ બન્નેજણા હજાર વર્ષ સુધી તે અલૌકિક તેજોરૂપ લિંગનો અંત જાણવા માટે ઉપર નીચે જઇ પ્રયત્ન કરતાં હતા; પણ વિષ્ણુને તેના મૂળનો અંત લાગ્યો નહિ અને બ્રહ્મદેવ તેના ઉપરના અંતને પામી શકયા નહી. આખરે થાકીને વિષ્ણુ તથા બ્રહ્મદેવ પૂર્વસ્થાનમાં આવ્યા. અને તે તેજોરૂપ લિંગને નમસ્કાર કરી પ્રાર્થના કરવા લાગ્યા.

એમ પ્રાર્થના કરતા સો વર્ષ વીતી ગયા પછી તે લિંગમાંથી મહાદેવ પ્રગટ થયા અને એમણે બન્નેને ૐકારનો ઉપદેશ કર્યો. કાશીખંડના ચોત્રીસમા અધ્યાયમાં આ કથા ભિન્ન વર્ણન કરી છે તેપણ થોડી બતાવીએ છીએ.

યોગ માયાએ બ્રહ્મા વિષ્ણુને ભ્રમિત કરી દેવાથી, તેમને ગર્વ થયો અને પરસ્પરમાં વાદવિવાદ શરૂ થયો. બ્રહ્મદેવ કહે છે કે અખિલ ચરાચરનો ઉત્પાદક હું હોવાથી, પરબ્રહ્મસ્વરૂપ હું છું. મ્હારાથી બીજો કોઇપણ દેવ શ્રેષ્ઠ નથી. વિષ્ણુએ કહ્યું કે તમને તથા ચરાચર વિશ્વને મ્હારો આધાર હોવાથી હું શ્રેષ્ઠ છું. એટલામાં નારદ ત્યાં આવીને તેમને પ્રણામ કરીને બોલ્યા કે, બ્રહ્મકલ્પની સંખ્યા પૂરી થઇ અને વિનાશસમય પાસે આવ્યો વાસ્તે તમને આ બુદ્ધિ ઉત્પન્ન થઇ. તમારા બન્નેમાં કોણ શ્રેષ્ઠ છે તેનો નિકાલ બદરિકાશ્રમ નિવાસી ઋષિલોક કરશે વાસ્તે ત્યાં જાઓ. નારદના વચનથી બન્ને બદરિકાશ્રમમાં ગયા. ત્યાં વસિષ્ઠ વામદેવ અત્રિ, માર્કંડેયાદિ મહર્ષિ બેઠા હતા તેમની પાસે જઇને વિષ્ણુએ કહ્યું કે, અમે બન્નેમાંથી પરબ્રહ્મસ્વરૂપ કોણ છે તે કહો. ત્યારેઅત્રિએ કહ્યું કે, વેદાદિકોને અગોચર એવા જે શિવ છે, તેજ બ્રહ્મરૂપ છે. માર્કંડેયે કહ્યું કે, અનંત પ્રલય થઇ જાય તથાપિ શિવસ્વરૂપ અચળ રહે છે એવો વેદોનો સિદ્ધાંત છે અને તદનુસાર ચાલવાવાળાને મોક્ષ મળે છે. હવે તમે જો પોતાને બ્રહ્મસ્વરૂપ જાણો છો તો વેદોની તરફ જઇને ' હું બ્રહ્મ છું ' એવું લખીને લાવો તો હું તમનેજ બ્રહ્મરૂપ સમજીને તમારી ઉપાસનામાં નિત્ય પ્રવૃત્ત થઇશ.

પછી તે બન્ને મેરૂ પહાડપરની વેદપુરીમાં ગયા અને અમારામાં કોણ બ્રહ્મરૂપ છે એમ, વૈખરી, મધ્યમા, પશ્યંતી અને પરાવાણીના અધિપતિ જે ઋગ્, યજુ, સામ, અથર્વાદિ વેદ તેમને પ્રશ્ન કર્યો. ત્યારે સર્વેએ કહ્યું કે પરબ્રહ્મરૂપ શિવજ છે. તેમની ઇચ્છારૂપી માયાએ તમને ઉત્પન્ન કર્યા છે અને સૃષ્ટિકાર્યમાં પ્રવૃત્ત કર્યા છે. આ સાંભળીને

બન્નેએ કહ્યું કે, તમને બ્રહ્મ વિદિત નથી. પછી તેમને, અથર્વણ વેદે ઓંકારની અને ગાયત્રીની પાસ જવા માટે કહ્યું અને તેઓ પણ ગયા ત્યારે, ત્યાં ઓંકાર તેમને શિવસ્વરૂપ પ્રતીત થયો. ઓંકાર અને ત્રિપદા ગાયત્રી, એકરૂપજ છે. તે ત્રિપદા ગાયત્રીએ અને ઓંકારે બ્રહ્માવિષ્ણુને આગમનનો હેતુ પૂછ્યો ત્યારે તેમણે, તેમને પૂર્વની પેઠે પ્રશ્ન કર્યો કે 'અમારામાં બ્રહ્મરૂપ કોણ છે? તે કહો;' આજ અમારા આવવાનું કારણ છે. ગાયત્રીએ કહ્યું કે, વિષ્ણુ બ્રહ્મદેવ તમે બન્ને માયાવડે ઉત્પન્ન થયા છો અને માયા સાથે તમારો અંત થાય છે પરંતુ, એક બ્રહ્મરૂપ શિવજ અવશિષ્ટ રહે છે. તમે બન્ને તેને જાણી શકશો નહિ. મ્હારી સ્થિતિ તે શિવના મુગટમાં છે તથાપિ મ્હને પણ તે અગમ્ય છે. આ સાંભળી બન્ને બોલ્યા કે, તમને કોઇને નિર્ગુણ બ્રહ્મનું યથાર્થ જ્ઞાન નથી. હું પરિપૂર્ણ પરમાત્મા બ્રહ્મરૂપ છું એ પ્રમાણે બન્નેએ તેનો નિષેધ કરીને કહ્યું. એટલામાં શિવ ક્રોધ યુક્ત થયાને તેમણે પોતાનો હાથ પછાડયો તો એ ભુજદંડમાંથી એક મહાકાળપુરૂષ ઉત્પન્ન થયો. તેણે શિવને હાથ જોડીને પૂછયું કે, શું આજ્ઞા છે? મ્હને શા માટે ઉત્પન્ન કર્યો? તે કહો. ત્યારે શિવજીએ બ્રહ્મા વિષ્ણુનો સકળ વૃતાન્ત નિવેદન કરીને તેના નિર્ણય કરવા માટે તેને વેદપુરીમાં, જ્યાં બ્રહ્મા વિષ્ણુ હતા ત્યાં મોકલી દીધો.

આ કાળભૈરવ, બ્રહ્મદેવ વિષ્ણુની મધ્યમાં એકાએક ઉભો આવીને રહ્યો. તેને તેમણે પૂછ્યું કે, તું અકસ્માત્ આવવાવાળો કોણ? તેણે જવાબ દીધો કે સૃષ્ટિમાં જ્યાં ક્યાંઈ વાદવિવાદ થાય છે ત્યાં જૂઠ અગર સત્ય કહેવાવાળો પુરૂષ હું છું. આટલું સાંભળ્યા પછી બન્ને દેવોએ પૂછ્યું કે, તો પછી સત્ય કહી દે કે અમારા બન્નેમાં બ્રહ્મ-રૂપ કોણ છે? તે કાળભૈરવે કહ્યું કે, હે વિષ્ણો! તું મ્હારૂં ચરણ સાત પાતાળમાં છે તે જોવાને માટે જા અને હે બ્રહ્મદેવ! તું મ્હારો મુગટ એકવીસ સ્વર્ગમાં છે તે જોવાને જા. તમારા બન્નેમાં

જે પહેલો આવે તેજ શ્રેષ્ઠ અને બ્રહ્મરૂપ સમજાઇ જશે. આ વાત બંનેને માન્ય થઇ અને હરિ, પાતાળમાં અને બ્રહ્મદેવ સ્વર્ગમાં જવા માંડયા. તેમને આ ભૈરવ અખિલ બ્રહ્માંડમાં દેખાતો હતો.

પાતાળમાં શ્રીહરિ ગયા પરંતુ પગનો પતો નહીં લાગવાથી થાકી ગયા. આગળ ગજાનન, કમળાસન ઉપર ધ્યાનસ્થ બેઠા હતા તેને દેખીને વિષ્ણુએ પૂછયું કે, તું કોણ છે ? ત્યારે તેણે મ્હારૂં નામ ગજાનન છે અને હું અહીંઆ પરબ્રહ્મસ્વરૂપનું ધ્યાન તથા જપ કરતો બેઠો છું એમ હરિને કહ્યું. ગજાનને પણ પૂછયું કે તમે કોણ છો ? અને કયાં જાઓ છો ? ત્યારે વિષ્ણુએ, બ્રહ્મદેવની સાથે જે વાદ થયો હતો તે અને મ્હારૂં નામ વિષ્ણુ એમ કહી દીધું. ગજાનને પૂછયું કે તમે કયા વિષ્ણુ ? ત્યારે તો આશ્ચર્યભરિત થઇને વિષ્ણુએ કહ્યું કે. વૈકુંઠાધિપતિ જે મહા વિષ્ણુ તે હું છું. ગજાનન કહેવા લાગ્યા કે, શિવ પાદુકા જોવાને માટે તમે નીકળ્યા તેને કેટલો સમય લાગ્યો ? વિષ્ણુએ કહ્યું કે શતાવધિ વર્ષ થઇ ગયા. ગજાનન બોલ્યા કે આટલાં વર્ષ જ્યારે વીતી ગયાં ત્યારે તમે આ બ્રહ્માંડમાં આવ્યા, પણ આવાં અનંત બ્રહ્માંડ શિવના ચરણમાં છે. મ્હારી સમક્ષ મ્હારૂં અવમાન કરીને અનંત વિષ્ણુ શિવપદને જોવા માટે ગયા તે હજી સુધી પાછા આવ્યા નથી. હું આમજ અહિંઆ બ્રહ્મરૂપ શિવનું ધ્યાન કરતો બેઠો છું. તમે કેવી રીતે શિવ પદને દેખી શકશો ? અનંતર, હરિ ગજાનનને ગુરૂ કરીને ઉપદેશ લેવા માંડયો ત્યારે તેણે શિવચરણને પોતાના હૃદયમાં જોયો. આ પ્રકારે ગજાનને ઉપદેશ કરીને જ્યારે માયાનું પટળ દૂર કર્યું ત્યારે કાળ ભૈરવની પાસે આવીને તેને નમસ્કાર કર્યો. આ પ્રકારે શિવચરણનો પત્તો વિષ્ણુને લાગ્યો નહિ.

અહિં ઉપર સ્વર્ગલોકમાં બ્રહ્મદેવ ચાલ્યા ગયા, તેને પણ ઘણાં વર્ષ વીતી ગયાં તથાપિ પતો લાગ્યો નહિ કે શિવ મસ્તકનો મુકુટ

ક્યાં છે? અભિમાનવડે આગળ જતાં જતાં, કામધેનુ અને કેતકી બન્નેને બેઠેલી બ્રહ્મદેવે જોઇ. કામધેનુએ, ક્યાં જાઓ છો? એમ પ્રશ્ન કર્યો. ત્યારે બ્રહ્મદેવે આદિથી અંતસુધીનું વૃતાન્ત સમજાવ્યું અને શિવ મુગુટ જોવા માટે જાઉં છું એમ કહી દીધું. તેણીએ કહ્યું કે હે બ્રહ્મદેવ! આટલા વર્ષ વીત્યા ત્યારે તમે અહીં આવ્યા છો, પણ આવા અનંત બ્રહ્માંડ જેના રોમરંધ્રમાં છે તેવા શિવના મુગુટનો પતો તમને કેવી રીતે લાગશે? અસંખ્ય બ્રહ્મદેવ આ માર્ગે થઇને મુકુટની શોધ વાસ્તે ગયા તેને મ્હેં દીઠા છે. એમાંના કોઇ એકને પણ હજી સુધી પાછો આવ્યો હોય એમ દીઠો નથી. આ સાંભળી બ્રહ્મદેવને ચિંતા ઉત્પન્ન થઇ કે, શિવમસ્તકના મુકુટનો મ્હને પતો નહીં લાગવાથી હવે વિષ્ણુ શ્રેષ્ઠ થશે. અનંતર તેણે ગાયત્રી (કામધેનુ) ની પ્રાર્થના કરીને કહ્યું કે, તમે બન્ને સાક્ષી દેજો કે મ્હેં મુકુટ જોયો છે. પહેલાં તો ગાયત્રી તથા કેતકી બન્નેએ ખોટી સાક્ષી દેવા માટે આનાકાની કરી પરંતુ આખર કબૂલ કર્યું કે અમે કહેશું કે, તમે મુકુટ જોયો છે.

આના પછી તે બન્નેની સાથે બ્રહ્મદેવ કાળ ભૈરવની પાસ આવી પહોંચ્યા અને પોતાની પહેલાં વિષ્ણુ આવીને ત્યાં સ્થિત છે એમ જોઇને તેમણે કહ્યું કે મેં મુકુટ જોયો છે. આ બન્ને સાક્ષી-આપનારને પૂછો. ત્યારે કાળભૈરવે ગાયત્રીને પૂછ્યું કે આ વાત સાચી છે? ગાયત્રી બોલી કે બ્રહ્મદેવે મુકુટ દીઠો છે. ત્યારે તો કાળ-ભૈરવ અતીવ કુપિત થયા અને ડાબા હાથના નખવડે બ્રહ્મદેવનો શિરચ્છેદ કરીને ગાયત્રીને શ્રાપ દીધો કે, તેં ખોટી સાક્ષી દીધી વાસ્તે તારૂં મુખ અપવિત્ર થશે અને જીભની ઉપર કંટક રહેશે. તારાં છાણ, મૂત્ર, દૂધ પવિત્ર થઇને તારાં અનેક કરંગ થશે. પછી કેતકીને પણ કહ્યું કે, તારા સર્વ શરીરે કંટક ઉત્પન્ન થશે અને શિવના મસ્તકપર તને કોઇ ચઢાવશે નહિ. આટલી બાબત થઇ ત્યારે શંકર

પોતાના ગણોની સાથે ત્યાં આવ્યા અને કાળભૈરવને કહ્યું કે, બ્રહ્મદેવને મારીને તેં બ્રહ્મહત્યાનું પાતક સંપાદન કર્યું. હવે તું તીર્થયાત્રા કરવા માટે જા. આ બ્રહ્મકપાલ તારી બ્રહ્મહત્યા દૂર થશે ત્યાંસુધી તારા હાથે ચોંટી રહેશે. શિવની આજ્ઞાનુસાર કાળભૈરવ તીર્થયાત્રાએ ચાલ્યા ગયા.

અનંતર મણિ કર્ણિકાના જળવડે શિવજીએ બ્રહ્મદેવને સજીવન કર્યા. વીરભદ્રે ડમરૂ લઇને શિવમંત્રોચ્ચાર કર્યો ત્યારે તેને ચાર મુખ ઉત્પન્ન થયાં. અનંતર શિવજીના સ્પર્શથી અખિલ ભ્રાંતિ દૂર થઇ અને નમસ્કાર કરીને અપરાધની ક્ષમા માંગી. આ પ્રમાણે વિષ્ણુ બ્રહ્મદેવના વાદવિવાદનું વૃત્ત કથન કર્યું છે.

સારાંશઃ—પરમાત્માની સેવા સકળ કામનાપૂરણ કરવાવાળી થાય છે. યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે,

**यावन्नानुग्रहः साक्षाज्जायते परमेश्वरात् ।**
**तावन्न सद्गुरुं कश्चित् सच्छास्त्रं वापि नो लभेत् ॥**

સાક્ષાત્ પરમેશ્વરનો અનુગ્રહ જ્યાંસુધી થતો નથી ત્યાંસુધી સચ્છાસ્ત્ર અથવા સદ્‌ગુરૂની પ્રાપ્તિ થતી નથી.

કાળ ભૈરવ એ શિવનો અવતાર છે એમ સમજે છે માટે આ વૃતાન્ત અનુસાર સમજવું હોય તો મૂળશ્લોકના **'अनलस्कंधवपुषः'** એ પદનો અર્થ, ' તેજઃપુંજ અગ્નિવત્ હાથથી ઉત્પન્ન થયેલ સ્થૂળ-શરીરના ઐશ્વર્યને' જાણવું. વિશેષ કાંઇ ફરક નથી તોપણ બતાવ્યો છે.

**विष्णुपक्षे अन्वयः—हे गिरिश ! यत् अनलस्कंधवपुषः तव ऐश्वर्यं परिच्छेत्तुं उपरि विरंचिः अधः हरिः यत्नात यातौ ( किंतु ) अनलं; ततः भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्यां ताभ्यां स्वयं तस्थे. तस्मात् तव अनुवृत्तिः किं न फलति ?**

વિવરણ સહિત અર્થઃ—હે ગિરિશ, ( **गिरौ गोवर्धनाख्ये शेते गोपी रमयन्निति गिरिशः** અથવા **गिरिं मन्दरं श्यति तनू-**

**करोति क्षीरोदं मथ्नन्निति गिरिशः तत्संबुद्धिः )** "ગોવર્ધન પર્વત ઉપર ગોપીઓની સાથે ક્રીડા કરતા જે શયન કરે છે તે ગિરિશ એટલે વિષ્ણુ, કૃષ્ણ. અથવા સમુદ્રમથન કરતીવખતે ગિરિ એટલે મંદરપર્વતને જે કૃશ કરે છે તે ગિરિશ એટલે વિષ્ણુ" હે વિષ્ણો ! દેદીપ્યમાન શરીરવાળા તમારૂં ઐશ્વર્ય જાણવા માટે ઉપર નાભિકમળમાં રહેલા બ્રહ્મદેવ અને શરીરતળે શય્યારૂપથી રહેલા શેષ, એમણે ઘણો પ્રયત્ન કર્યો; તોપણ તમારી મહત્તાને તેઓ જાણી શકયા નહી; પરંતુ ભક્તિ અને શ્રદ્ધાવડે જયારે તેમણે તમારી સ્તુતિ કરી, ત્યારે તમે પોતે પ્રગટ થઈ દર્શન દીધું. આ સંબંધી પુરાણમાં આવી આખ્યાયિકા છેઃ—

ભગવાનના નાભિકમલમાંથી વેદમય બ્રહ્મા ઉત્પન્ન થયા. તે કમલની કળીમાં બેઠેલા બ્રહ્માએ કોઇપણ લોકને દીઠો નહિ. એટલે તેમણે પોતાની ડોક ચારે દિશાએ ફેરવી અને નેત્રો પહોળાં કરીને દિશા તરફ જોયું કે, તેને ચારમુખ થયા. પછી બ્રહ્માએ વિચાર કર્યો કે, હું જે આ કમળ ઉપર બેઠો છું તે કોણ છું ? આ કમળ જેને આધારે રહેલું છે તેની નીચેના ભાગમાં કોઇ સત્યવસ્તુ અવશ્ય હોવીજ જોઇએ. એવો વિચાર કરી બ્રહ્મા કાંટાવાળા કમળના નાળના મળને શોધવા માટે નાળના છિદ્રવાટે તે કમળમાં નીચે ઉતર્યા, અને ઘણો પ્રયત્ન કર્યો પણ કમળનું મૂળ મળ્યું નહી. આવી રીતે કમળના નાળમાં પોતના કારણનો શોધ કરતાં કરતાં બ્રહ્માને સો વર્ષના જેવડો મોટો કાલ વીતી ગયો; પણ જ્યારે પોતાનો મનોરથ પાર પડયો નહી ત્યારે બ્રહ્મા ફરીને પોતાના કમળાસનપર આવી બેઠા, અને સો વર્ષ સુધી યોગસાધન કર્યું. તે યોગસિદ્ધ થયા પછી પરમાત્માએ પોતે પ્રકટ થઇ બ્રહ્માને દર્શન દીધાં. સારાંશ--આવી રીતે હે પરમાત્મન્ ! તમારી મહત્તા જાણવા માટે બ્રહ્મદેવે ઘણો પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ થયા. આખરે યોગસાધનરૂપી તમારી તપશ્ચર્યા કરી ત્યારે તમે દર્શન દીધાં.

તેમજ શેષને પણ પોતાના વક્તૃત્વ માટે ઘણું અભિમાન હતું વક્તૃત્વકલાથી પરમાત્માના ગુણોનું યથાર્થ વર્ણન કરી પરમાત્માનો પ્રસાદ સંપાદન કરૂં, એવી ઇચ્છાથી તેણે પણ, હે ભગવન્! તમારૂં ઘણું વર્ણન કર્યું; પરંતુ તમારી લીલા અનંત તથા તમારા ગુણો અનંત હોવાથી શેષ યથાર્થ વર્ણન કરી શક્યો નહી. એવીરીતે તમારૂ ઐશ્વર્ય તથા તમારી મહત્તાનો પાર પામવા માટે જે એની ઇચ્છા તે નિષ્ફળ થઈ. છેવટે તે જ્યારે શ્રદ્ધાભક્તિપૂર્વક તમારા ચરણમાં શરણ આવ્યો ત્યારે તમે તેને દર્શન દીધું અને પોતાની શય્યા બનાવી તેના ઉપર કૃપા કરી. આવીરીતે તે બંન્ને જણાઓએ જ્યારે ભક્તિપૂર્વક તમારી સ્તુતિ કરી ત્યારે તમારો અનુગ્રહ તેમના ઉપર થયો. સારાંશ–તમારી સેવા શું ફલ આપતી નથી?

હવે અસુર કુલોત્પન્ન બલિરાજા અને રાવણ એમના ઉપર ઈશ્વરનો અનુગ્રહ થયો તે બતાવી સ્તુતિ કરે છે.

अयत्नादापाद्य त्रिभुवनमवैरव्यतिकरं ।
दशास्यो यद्बाहूनभृत रणकंडूपरवशान् ।
शिरःपद्मश्रेणीरचितचरणाम्भोरुहबलेः ।
स्थिरायास्त्वभ्द्क्तेस्त्रिपुरहर विस्फूर्जितमिदम् ॥ ११ ॥

**अन्वयः**—हे त्रिपुरहर, अवैरव्यतिकरं त्रिभुवनं अयत्नात् आपाद्य यत् दशास्यः रणकण्डूपरवशान् बाहून् अभृत (तत्) शिरःपद्मश्रेणीरचितचरणाम्भोरुहबलेः स्थिरायाः त्वभ्द्क्तेः इदं विस्फूर्जितम् ।

**અર્થ:**—હે ત્રિપુરહર, અનાયાસે સર્વનો પરાભવ કરવાથી વૈરવ[illegible]ું થએલું ત્રિભુવન પામીને રાવણ જે લડાઇની ચટપટીવાળા બાહુઓને ધારણ કરતો હતો તે

**મસ્તકરૂપી કમળની પંક્તિવડે તમારા ચરણકમલની જે પૂજા કરી તે દઢભક્તિનો પ્રભાવ છે.**

વિવરણ:—રાવણે શંકરની પ્રસન્નતા થવા માટે અનેક વર્ષ ઘોર તપ કર્યું, અને પોતાના હાથે પોતાના નવ મસ્તકો કાપી તે મસ્તકરૂપી કમલની માલા શ્રીમહાદેવજીના ચરણમાં સમર્પણ કરી; એ વાત પુરાણમાં પ્રસિદ્ધ છે. તેને તેવી એકનિષ્ઠ અને દઢસેવાનું ફલ શું મળ્યું ? તો કહે છે કે, શંકરના વરથી અતિ બલવાન્ અને પ્રમત્ત થએલા રાવણે અનાયાસથી સર્વ ત્રૈલોક્યને જીતી લીધું. ત્રિલોકીમાં કોઇપણ શત્રુ તેની સામે આવી શકતો નહી. તેનો પરાક્રમ સાંભળીનેજ પોતાના દર્પાદિ છોડી દેતા હતા. તેને ઇંદ્રાદિક દેવોને પણ જીતીને પોતાના દાસ બનાવ્યા હતા અને તેમના પાસેથી ગૃહકાર્ય કરાવી લેતા હતા. દેવેંદ્ર માળીનું કામ કરતા હતા. ચંદ્ર શિરપર છત્ર પકડતા હતા, અગ્નિ રસોઈ કરતા હતા, પવન કચરા વગેરે કાઢતા હતા, વરૂણ જલાનયન તથા સંમાર્જનાદિ ક્રિયા કરતા હતા, સૂર્ય રાવણના આગળ મશાલ પકડતા હતા, ગણપતિ ઢોરને ચરાવતા હતા એવી બધા દેવોની પાસે સેવા કરી લેતા હતા. તેથી અનાયાસે શત્રુરહિત થયેલું ત્રૈલોક્ય તેને મળ્યું. ત્રૈલોક્યમાં કોઇપણ વીર લઢાઇને માટે તેની સાથે સમર્થ ન હોવાથી તેના વીસબાહુની રણવિષેની અતિશયિત ઉત્કંઠા પુરી થઈ નહોતી. આટલું બધું સામર્થ્ય રાવણમાં જે આવ્યું હતું તે, હે ઈશ્વર ! તમારા ભક્તિનોજ પ્રભાવ છે.

**विष्णुपक्षे अन्वयः—हे त्रिपुरहर ! अयत्नात् अवैरव्यतिकरं त्रिभुवनं आपाद्य यत् दशास्यः रणकंडूपरवशान बाहून् अभृत ( तत् ) स्थिरायाः त्वद्भक्तेः इदं विस्फूर्जितम् हे बलेः-शिरपद्मश्रेणीरचितचरणांभोरुह ? इदं स्थिरायाः त्वद्भक्तेः विस्फूर्जितम्,**

વિવરણ સહિત અર્થઃ—ભકતોના જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ નામક ત્રણ પુરોને સાક્ષાત્ દર્શનથી હરણ કરે છે માટે વિષ્ણુ પણ ત્રિપુરહર છે. હે મોક્ષદાયક વિષ્ણો ! રાવણમાં જે અલૌકિક પરાક્રમ હતું તે તેણે પૂર્વે કરેલી તમારી સેવાનુંજ ફળ છે. જ્યારે તે વૈકુંઠમાં દ્વારપાલ હતો તે વખતે તેણે જે તમારી સેવા કરી. તેનુંજ ફલ બ્રાહ્મણના શાપથી અને તમારી ઇચ્છાથી રાક્ષસયોનિમાં ઉત્પન્ન થએલા આ રાવણને અલૌકિક પરાક્રમના રૂપમાં મળ્યું છે. આ ઉપરથી પરમાત્માની સેવા કદાપી વ્યર્થ થતી નથી એ સિદ્ધ થાય છે. વિશેષ પ્રતિબંધ હોવાથી કદાચ તાત્કાલ ફલ ન મળે તોપણ પ્રતિબંધનો નાશ થતાંજ શુદ્ધ ભકિતનું ફળ પ્રાપ્ત થાય છે એ નિઃસંશય છે.

હવે જયવિજય દ્વારપાળને સનત્કુમારનો શાપ વિષ્ણુની ઇચ્છાથીજ થયો તેના વિષે થોડું વૃત્તાન્ત કરીએ છીએ.

એક સમય ભગવાન્ વિષ્ણુ યોગનિદ્રામાં સ્થિત હતા. તે વખતે લક્ષ્મીજી અંદર જતાં હતાં. તેને જયવિજયે પ્રતિબંધ કર્યો. ત્યારે લક્ષ્મીજી ગુસ્સે થઇને બોલ્યાં કે, તમે એકાદ વખત બ્રાહ્મણોને આવોજ પ્રતિબંધ કરશો અને તેઓ તમને શાપ આપશે. તથા તમે મ્હારી વિરોધભકિત કરશો અને તે ભકિતવડે બ્રાહ્મણોના અપમાન કરવાથી થયેલ દોષ દૂર થઇને થોડાજ સમયમાં તમે ફરી મ્હારી પાસ પાછા આવશો. આને કેટલોક સમય વીત્યો ત્યારે સનકાદિ મુનિયોના અંતરમાં ઇશ્વરદર્શનની ઇચ્છા ઉત્પન્ન થઇ અને તેઓ યોગ સામર્થ્યવડે વૈકુંઠમાં આવી પહોંચ્યાં તે ચારે આત્મતત્ત્વસાક્ષાત્કારસંપન્ન હતા તથા વયોવૃદ્ધ હતા, તોપણ પાંચ વર્ષનાં બાળકોના જેવી જેમની આકૃતિ દેખાતી હતી. તેઓ જ્યારે ભગવાનની પાસે સીધા જવા લાગ્યા ત્યારે જયવિજય દ્વારપાલોએ તેમને છડીવડે પ્રતિબંધ કર્યો. કારણકે તેમનાં સ્વરૂપને તે બન્નેએ ઓળખ્યાં નહિ. ત્યારે સનત્કુમારોની દૃષ્ટિ ક્રોધવડે વ્યાપ્ત થઇ અને તેઓ બોલ્યા કે, ઉત્તમ આરાધના કરવાવાળાજ

અહિં આવે છે અને તેઓ સૌ ભાગવતધર્મ પાલન કરે છે. તમારામાં પક્ષપાતી સ્વભાવ દેખાઇ આવે છે વાસ્તે તમે અમને પ્રતિબંધ કર્યો. ભગવાનનો કોઇની સાથે વિરોધ નથી પરંતુ તમારો છે. તમે જાતથી ધૂર્ત કપટી છો વાસ્તે તમારા મનમાં આવો ભાવ ઉત્પન્ન થયો કે, અહીં બીજો કોઈ કપટી અંદર જશે.

ભયની શંકાનું કારણ જે ભેદબુદ્ધિ તે અહિં બીલકુલ છેજ નહિ. વિદ્વાન્ પુરૂષ ઇશ્વરના વિષે અને પોતાના વિષે ભેદબુદ્ધિ રાખતા નથી; પણ સમજે છે કે, મહાકાશમાં જેમ ઘટાકાશ છે તે પ્રમાણે અમે પરમાત્મામાં છઇએ. અસ્તુ ! તમે પરમેશ્વરને માટે ભેદભાવ મનમાં લાવ્યા અને સમદૃષ્ટિવાળા અમારામાં વિષમભાવ ધારણ કરીને પ્રતિબંધ કર્યો માટે, દ્વિતીયભાવ મનમાં રાખવાવાળા મનુષ્યોને જ્યાં કામ ક્રોધ લોભ વિગેરે ઉત્પન્ન થાય છે તેવા પાપી લોકમાં આ વૈકુંઠ લોકમાંથી ચાલ્યા જવું. અનંતર જયવિજય ભયભીત થયા અને પોતાના અપરાધની ક્ષમા માગીને અનુગ્રહ વાસ્તે તેમની પ્રાર્થના કરવા માંડયા. ત્યારે સનકાદિકોએ કહ્યું કે, તમારો પૃથ્વીની ઉપર ત્રણ વખત જન્મ થશે અને ફરી આ પૂર્વસ્થળમાં આવશો.

આ સર્વ પ્રકાર પરમાત્માની ઇચ્છાવડેજ થયો એમ સમજવું યોગ્ય છે. કેમકે પ્રથમ સનત્કુમારોને ક્રોધની ઉત્પત્તિનો અસંભવ, કારણ તેઓ મહા સત્વશાલી પુરૂષ હતા. બીજું, ભગવાનના દ્વારપાળ બ્રાહ્મણોને પ્રતિકૂળ કદી વર્તન કરે નહિ. ત્રીજું, ભગવાન્ પોતાના ભક્તોને માટે ઉદાસીનતા દેખાડવાવાળા નથી; ચોથા વૈકુંઠમાં ગયેલ લોકોને પુનર્જન્મ નથી; અગર જો કે આ ચારે પ્રકાર યથાર્થ છે તોપણ, ભગવાનને સૃષ્ટિ કરવાની ઇચ્છા થાય છે તેમ એક સમય યુદ્ધ કરવાની ઇચ્છા થઈ; યુદ્ધ કરવાને સમાન યોદ્ધો, થોડો સમય પર્યંત તોપણ ધીરજ વડે લડે એવો કોઈ જોઇએ. પાર્ષદ વિના બીજો કોઇ સમર્થ નહોતાં અને પાર્ષદ મંડળ તો પોતાની સાથ શત્રુતા ધારણ

ફરીને લડાઈમાં કદી ઉભો રહેશે નહિ વાસ્તે પરમાત્માએ એવી યુક્તિ કરી કે, સનત્કુમારો વિષે ક્રોધનો આવિર્ભાવ કરાવ્યો અને તેમના-વડે જયવિજયને શાપ દેવરાવ્યો. કેમકે, '**शापो मयैव निमित-स्तदवैत विप्राः**' એટલે, કે બ્રાહ્મણો ? તમે જે શાપ દીધો તે મ્હેંજ નિર્માણ કરીને તમારી દ્વારા દેવરાવ્યો છે એમ સમજો. આ પ્રકાર ભગવાનનું વચનપણ પ્રમાણીભૂત છે. તથા જયવિજયને ભગવાનેજ કહ્યું છે કે,

**ब्रह्मतेजः समर्थोऽपि हंतुं नेच्छे मतं तु मे ।**

બ્રાહ્મણના શાપનું નિરસન કરવાનું મ્હારૂં સામર્થ્ય છે તોપણ, આ બનેલી વાત મ્હને અભીષ્ટ (ગમતી) હોવાથી તેને હું દૂર કરતો નથી. આ ઉપરથી પરમાત્માનીજ ઇચ્છાવડે જયવિજય રાવણ કુંભકર્ણ થયા અને તેમની સાથે શ્રીરામનું ઘનઘોર યુદ્ધ થયું. એથીજ પુષ્પદંત કહે છે કે, હે પરમાત્મન્ વિષ્ણો ! તમારી સેવાનુંજ ફલ, તમારી ઇચ્છાથી, રાવણને અલૌકિક સામર્થ્ય તથા વૈભવ પ્રાપ્ત થયાં હતાં. અસ્તુ !

તેમજ હે મહા વિષ્ણો ! બલિરાજાના શિરકમલરૂપ નિશ્રેણી (પગથી) ઉપર તમે પોતાનું ચરણ કમલ મૂક્યું. તમારી અર્ધ્ય પાદ્ય પૂજા વગેરે પ્રત્યક્ષ સેવા કરવાથી દુર્લભ એવો તમારો સ્પર્શ જે રાજા બલિને પ્રાપ્ત થયો તે પણ તમારી દૃઢ ભક્તિનું ફલ છે. બલિના યજ્ઞમાં ભગવાન્ શ્રી વિષ્ણુ વામનનું રૂપ ધારણ કરીને ગયા. પરમાત્માનો સંતોષ કરવાને વામનની યાચના ઉપરથી બલિએ ત્રિપાદભૂમિનું ઉદક વામનના હાથ ઉપર છોડયું. પરમાત્માએ બે પગલાંથી સર્વ ત્રૈલોક્ય વ્યાપ્ત કરવાથી ત્રીજું પદ મુકવાને સ્થાન રહ્યું નહી. ત્યારે બલિએ પોતાનું વચન સત્ય કરવા માટે પોતાનું શિરકમળ આગળ કર્યું; અને તે ઉપર પરમાત્માએ ત્રીજું પગલું મૂકયું. સારાંશ, જે પરમાત્માના ચરણનો સ્પર્શ બ્રહ્માદિક દેવોને પણ દુર્લભ છે તે બલિરાજાને પ્રાપ્ત થયો એ શું કારણ વગર હોઇ શકે ખરૂં ? તો તે પણ તમારી એક-

નિષ્ઠાથી કરેલી સેવાનુંજ ફલ છે. ( **बले: शिर एव पद्ममयी श्रेणी पादविक्षेपभूमिका तस्यां रचितं अर्पितं चरणांभोरुहं येन स: तत्संबुध्दौ** ) 'બલિનું મસ્તક એજ ચરણ મૂકવાનું સ્થાન. ત્યાં મૂકેલું છે ચરણ કમલ જેમણે એવા હે વિષ્ણો ! એવી રીતે આ સમાસનો વિગ્રહ તથા અર્થ છે.' પરમાત્માના ચરણકમલ યોગપ્રસિદ્ધ પદ્માસનઉ પર રહે છે એમ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. માટે અહીં ભગવાનના ચરણ કમલને આધારભૂત થયેલું રાજા બલિનું શિર પદ્મપીઠરૂપથી નિરૂપણ કર્યું છે એમ સમજવું.

આવી રીતે દૃઢભક્તિને લીધે રાવણ અને બલિરાજા ઉપર પરમાત્માનો અનુગ્રહ થયો એ બતાવી હવે અભિમાન ધારણ કરવાથી તેમનો નિગ્રહ કેમ થયો એ બતાવે છે.

अमुष्य त्वत्सेवासमधिगतसारं भुजवनं ।
बलात्कैलासेऽपि त्वदधिवसतौ विक्रमयतः ।
अलभ्या पातालेप्यलसचलितांगुष्टशिरसि ।
प्रतिष्टा त्वय्यासीद्ध्रुवमुपचितो मुह्यति खलः॥ १२॥

**अन्वय:**—हे त्रिपुरहर ! त्वदधिवसतौ कैलासे अपि त्वत्सेवासमधिगतसारं भुजवनं बलात् विक्रमयतः अमुष्य त्वयि अलसचलिताङ्गुष्ठशिरसि सति पातालेअपि प्रतिष्ठा अलभ्या आसीत. ध्रुवम् उपचितः खलः मुह्यति।

**અર્થ:**—હે મહાદેવ ! તમારૂં નિવાસસ્થાન જે કૈલાસ તેના ઉપર, તમારી સેવાથીજ બળવાન્ થએલા બાહુના પરાક્રમ ચલાવનાર રાવણને, તમે જરા અંગુઠાનું ટેરવું હલાવ્યું, એટલામાં તો પાતાલમાં પણ સ્થિતિ મળવી મુશ્કેલ થઈ પડી. ખરેખર, સમૃદ્ધિપામેલો નીચપુરૂષ ઉપકાર ભૂલી જાય છે.

**વિવરણઃ**—રાવણની માતા જે કૈકસી તેનો એવો નિયમ હતો કે, પ્રતિદિવસ પ્રાતઃકાળમાં સમુદ્રસ્નાન કરી, સમુદ્રકિનારે પંચ ધાન્યના લોટનું શિવલિંગ તૈયાર કરી તેની હાથઉપર ષોડશોપચારથી પૂજા કરવી. આવી રીતે નિત્ય નિયમાનુસાર એક દિવસે તે પૂજા કરી ધ્યાનમાં નિમગ્ન હતી. એટલામાં ઇન્દ્ર રાક્ષસના વેષથી ત્યાં આવ્યો, અને તેણે કૈકસીના હાથ ઉપરનું લિંગ ધીમેથી લઇને સમુદ્રમાં ફેંકી દીધું અને પોતે સ્વર્ગમાં ગયો. તે શિવલિંગ લોટનું બનાવેલું હતું તો પણ કૈકસીની ભક્તિથી દૃઢ થયું હતું. તેથી તેનો નાશ કરવાને અથવા જલમાં રાખવાને સમુદ્ર સમર્થ થયો નહી. તેથી તેણે પોતાના તરંગોવડે તે લિંગ કિનારાપર લાવી રાખ્યું. આ તરફ ધ્યાન વિસર્જન કરી કૈકસીએ જોયું તો હાથ ઉપર શિવલિંગ નથી. ત્યારે તેને ઘણી ચિંતા થઇ અને આજે આવી રીતે નિયમનો ભંગ થયો એવા વિચારથી શોક કરવા લાગી.

રાવણને માતા શોક કરે છે એમ સમજાતાંજ, તે તેની પાસે આવીને પૂછવા લાગ્યો કે, હે માતા! તમે શા માટે શોક કરો છો? કૈકસીએ કહ્યું કે, હું નિત્ય નિયમ પ્રમાણે પાર્થિવલિંગની પૂજા કરી ધ્યાનમાં બેઠી હતી. એટલામાં કોઈ મારા હાથઉપરનું તે લિંગ ઉઠાવી ગયું; તેથી મને ઘણું દુઃખ થાય છે. કારણ, આજે મારા નિયમનો ભંગ થયો. માટે ગમે તે ઉપાયથી તે લિંગ જો પાછું મળે તોજ મ્હારૂં સમાધાન થાય. રાવણે કહ્યું, હવે તે ગએલું લિંગ પાછું શી રીતે મળે? પણ આપણે ત્યાં શિવનું એક રત્નલિંગ છે, તે હું તમને આપું છું, તેની પૂજા કરો. કૈકસીએ કહ્યું, પુત્ર! શંકરના આત્મલિંગશિવાય બીજું કોઇપણ લિંગ પાર્થિવલિંગની બરાબરી કરી શકે નહી. મ્હારૂં પાર્થિવલિંગ જો મને ન મળે તો હું પ્રાણત્યાગ કરીશ. કારણ પાર્થિવ પૂજાનો નાશ અશુભકારક છે. આવું માતાનું નિશ્ચયાત્મક વચન સાંભળી રાવણે કહ્યું, હે માતા! તમારૂં પાર્થિવલિંગ

પાછું મળવું મુશ્કેલ છે, પણ હું કલૌસ પર્વતપર જઇ પ્રત્યક્ષ મહાદેવનું આત્મલિંગજ લઇ આવું છું. એમ કહી રાવણ ત્યાંથી નીકળ્યો તે કૈલાસ પર્વત પાસે આવ્યો. તેણે પોતાના બાહુબળની પરીક્ષા કરવા માટે કૈલાસ પર્વતને ઉખેડવાનો વિચાર કર્યો. તે મહા પરાક્રમી હોવાથી પોતાના વીસ બાહુવડે કૈલાસને ગદ્ગદ્ હલાવવા લાગ્યો, ત્યારે પાર્વતી ભયચકિત થઇ શંકરને પૂછવા લાગ્યા કે, આ કૈલાસ કેમ કંપિત થાય છે? શિવજીએ કહ્યું કે, એતો આપણો બાલક રાવણ ક્રીડા કરે છે. પાર્વતીએ કહ્યું, આવી તે ક્રીડા હોય? મને એથી ભય લાગે છે. ત્યારે શિવજીએ પાર્વતીની ભીતિ દૂર કરવાને કૈલાસને સ્હેજ લીલાથી અંગુષ્ઠના અગ્રભાગવડે દબાવ્યો કે તરતજ રાવણ નીચે દબાઇ પાતાળમાં જવા લાગ્યો. પછી રાવણે દીનતાથી પ્રાર્થના કરવાથી શંકરજીએ તેનો ઉદ્ધાર કર્યો.

આ પુરાણપ્રસિદ્ધ કથાનો નિર્દેશ કરી પુષ્પદંત કહે છે, હે ભગવન્! તમારી સેવાથીજ રાવણના બાહુમાં બળ પ્રાપ્ત થયું હતું, તથાપિ તમારૂં વસતિસ્થાન જે કૈલાસ તેના ઉપરજ તે બાહુબળને અજમાવવા લાગ્યો. પરંતુ તમે જરા અંગુષ્ઠનો અગ્રભાગ હલાવ્યો, એટલામાં તો તેને પાતાળમાં પણ સ્થિતિ મળવી મુસ્કેલ થઈ પડી. તમારા અંગુષ્ઠના કંપનમાં પણ આટલો પ્રભાવ છે કે, જેથી મહાવીર અને અભિમાની રાવણ પણ પતાળમાં દબાયો. હવે, પરમાત્માના પ્રસાદથીજ બલવાન્ થએલો રાવણ પરમાત્માને કેમ ભૂલી ગયોં? એવી જો કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છે કે, ખરેખર સમૃદ્ધિ પામેલો દુષ્ટ પુરૂષ ઉપકાર કરનારને ભૂલી જાય છે અને તેના ઉપરજ અપકાર કરે છે. જુઓ! પરમાત્માના પ્રસાદથીજ રાવણને બળ પ્રાપ્ત થયું હતું અને તે બળનો ઉપયોગ પણ પરમા-માનું ગૃહ જે [1]કૈલાસ તેને ઉખેડવામાંજ કર્યો. આવી કૃતઘ્નતા દુષ્ટ

---

૧ શંકરને કૈલાસવાસી કહે છે તેનો અભિપ્રાય આ છે કે:—

(આગલા પાનાપર જુઓ)

મનુષ્ય વગર કોણ કરે ? સારાંશ-નીચ પુરૂષને સમૃદ્ધિ પ્રાપ્ત થાય એટલે એ પાછળની બધી આપત્તિ ભૂલી જાય છે.

વિષ્ણુપક્ષીય અન્વયમાં '**कैलासे**' આ પદ સંબોધન કરવાનું અને બાકી પૂર્વવત્ સમજવાનું છે.

વિવરણ સહિત અર્થઃ—[**केलिः क्रीडा सैव प्रयोजनम् अस्य इति कैलः, कैलः असिः खड्गः यस्य सः कैलासि. तत्संबुध्दौ हे कैलासे।**] ક્રીડા એજ જેનું પ્રયોજન છે તે કૈલ અને કૈલ એજ ખડ્ગ છે જેનો તે કૈલાસિ. તેનું સંબોધન હે કૈલાસે. હે વિષ્ણો! ઇચ્છામાત્રથી તમે સર્વ શત્રુઓને જીતતા હોવાથી નંદક નામનું ખડ્ગ જે તમે ધારણ કર્યું છે તેનું કારણ ક્રીડાજ છે. હે ભગવન્! આ જગત્ વસ્તુતઃ તમારૂં વસતિસ્થાન છે, તથાપિ આ મ્હારૂં છે, એવા ખોટા અભિમાનથી બલિરાજા તમારા હાથઉપર ત્રિપાદભૂમિદાનનું જલ અર્પણ કરવા લાગ્યો. ઉદારચિત્તથી તેણે પોતાનું સ્વત્વ છોડી, ગ્રહણ કરનાર જે તમે તે તમારા હસ્તઉપર તેણે દાનોદક અર્પણ કર્યું. દાનોદકનું અર્પણ કરવારૂપી જે તમારી સેવા તેથી તે ઉદકને ઘણી શોભા પ્રાપ્ત થઇ હતી. એટલે તે દાનોદક તમારા હસ્તકમલના સંનિધાનથી ઘણું સુશોભિત દેખાતું હતું. સર્વ જગતના આધારરૂપ તમે છો, આ જગત્ વસ્તુતઃ તમારૂં છે, છતાં તે મ્હારૂં છે એમ

---

**कैवल्ये लसते रुद्रस्तद्भक्ता अपि सर्वदा।**
**तत्कैवल्यविलासेन कैलासं शंभुमंदिरम्॥**

નં. ૩૬ (માયાથી જીવને દુઃખી કરે છે તે) પરમાત્મા કૈવલ્યમાં "**केवलस्य भावः कैवल्यं**" અખંડૈકરસ બ્રહ્મરૂપમાં સ્વયંપ્રકાશમાનતાથી વર્તે છે, તથા તેના ભક્તો પણ નિરંતર તે કૈવલ્યમાં (નિત્ય શુદ્ધબુદ્ધમુક્ત સ્વરૂપમાં) રહે છે; એવા કૈવલ્યમાં ક્રીડા કરવાના હેતુથી તે શંભુ (સમસ્ત જગત્સુખ કારણ)નું કૈલાસ (અખંડૈકરસ સ્વયંપ્રકાશન) મંદિરવત્ વસતિસ્થાન જાણવું.

માની તે તમને આપવા લાગ્યો, એ બલિએ મ્હોટો અપરાધ કર્યો. તો પણ તમે અતિ દયાળૂ છો માટે, પ્રતિજ્ઞા કર્યા મુજબ કેવલ ત્રિપાદ ભૂમિનું દાન કરવાને તે કેવો અસમર્થ હતો એ તમે રાજા બલિને બતાવી આપ્યું અને તેની પ્રમત્તતા દૂર થવા માટે યોગ્ય એવીજ શિક્ષા કરી. તમે લીલાથી સ્હેજ તેના મસ્તક ઉપર ચરણાંગુષ્ઠના અગ્રભાગનો સ્પર્શ કર્યો એટલામાંતો તેને પાતાળમાં પણ સ્થિતિ દુર્લભ થઈ પડી. તો પછી સ્વર્ગ અને મર્ત્યલોકની વાતજ ક્યાં? અથવા એમ પણ થાય છે કે, પાતાળમાં બલિરાજા રહેતો હતો તોપણ ભગવાનના સાંનિધ્યથી ઇંદ્રાદિક દેવોને પણ દુર્લભ એવી પ્રતિષ્ઠા ( માન, કીર્તિ વગેરે ) નો તેને લાભ થયો. તે અસુર દુષ્ટ હોવાથી રાજ્યાદિસંપત્તિથી અતિ પ્રમત્ત થયો હતો, માટે તેનો ભ્રમ દૂર કરવાને પરમાત્માએ ત્રિપાદ ભૂમિ દાનના નિમિત્તથી તેનું સર્વસ્વ હરણ કર્યું. કારણ, શ્રીમદ્‌ભાગવતમાં પરમાત્માએ કહ્યું છે કેઃ—

**ब्रह्मन् यमनुगृण्हामि तद्विशो विधुनोम्यहं ।**
**यन्मदः पुरुषस्तब्धो लोकं मां चावमन्यते ॥**

હું જેના ઉપર અનુગ્રહ કરૂં છું, તેનું દ્રવ્ય પ્રથમ હરણ કરૂં છું. કારણ, દ્રવ્ય જો પાસે હોય તો તેના મદથી તે પુરૂષ મારૂં તથા લોકોનું અપમાન કરે છે. સારાંશ, કર્માનુસાર અનેક યોનિમાં ભટકતાં દુર્લભ મનુષ્યયોનિને પ્રાપ્ત થઇ ધન, વિદ્યા, યૌવન, સૌંદર્ય, ઐશ્વર્ય ઇત્યાદિ વિષે જેના અંતઃકરણમાં લોભ હોતો નથી તેજ મારી કૃપાને પ્રાપ્ત કરી શકે છે. તેથી ધનાદિનો નાશ કરવો એ ભક્તો ઉપર મારી કૃપાજ છે. અન્ય પક્ષમાં જેનું ચિત્ત મારામાં રમી ગયું છે તેને ગમે તેટલું દ્રવ્ય કેમ ન મળે? તેથી તેની કોઇ જાતની હાની થતી નથી. તેથી ધ્રુવાદિ ભક્તોને મ્હેં સંપત્તિ પણ આપેલી છે; પરંતુ અભક્તને ભક્ત કરવા માટે સંપત્તિ હરણ કરવાની પણ આવશ્યક્તા હોય છે, તે કારણથી સંપત્તિ હરણ કરવી એ ભક્તો

ઉપર મારી કૃપાજ છે. તાત્પર્ય બલિરાજા ઉપર અનુગ્રહ કરવા માટેજ પરમાત્માએ પ્રથમતઃ તેનું સર્વસ્વ હરણ કર્યું.

પૂર્વ શ્લોકમાં રાવણ અને રાજા બલિ મત્ત થઇ પરમાત્માની સાથે ઉદ્ધત વર્તન કરવા લાગ્યા ત્યારે પરમાત્માએ તેમનો ગર્વ કેવી રીતે ઉતાર્યો તે બતાવ્યું. હવે ઈશ્વર વિષે અવનત થયેલા બાણાસુર અને ઇંદ્રની ઉન્નતિ બતાવતાં સ્તુતિ કરે છેઃ—

यदृद्धिं सुत्राम्णो वरद परमोच्चैरपि सती ।
मधश्चक्रे बाणः परिजनविधेयत्रिभुवनः ।
न तच्चित्रं तस्मिन्वरिवसितरि त्वच्चरणयो-।
र्न कस्या उन्नत्यै भवति शिरसस्त्वय्यवनतिः ॥१३॥

अन्वयः—हे वरद! परिजनविधेयत्रिभुवनः बाणः सुत्राम्णः परमोच्चैः अपि सतींऋद्धिं यत् अधः चक्रे तत् त्वच्चरणयोः वरिवसितरि तस्मिन् न चित्रं त्वयि शिरसः अवनतिः कस्यै उन्नत्यै न भवति ।

અર્થઃ—હે વરઆપનાર ઇશ્વર! જેણે દાસની પેઠે સઘળું ત્રૈલોકય વશ કરી લીધું છે એવો બાણાસુર, ઇંદ્રની અત્યંત શ્રેષ્ઠ એવી સંપત્તિને પણ જે તુચ્છ ગણતો હતો તે આપના ચરણમાં નમસ્કાર કરનાર બાણાસુર વિષે આશ્ચર્યકારક નથી. આપને મસ્તકવડે નમન કરવાથી કઇ ઉન્નતિ મળતી નથી?

વિવરણઃ—હે વરદ, સ્વર્ગાધિપતિ ઇંદ્રની અતિશય ઉત્કૃષ્ટ સંપત્તિને પણ બાણાસુર તુચ્છ ગણતો હતો, એટલે ઇંદ્રના કરતાં પણ વિશેષ સંપત્તિ બાણાસુર પાસે હોવાથી તે ઇંદ્રના ઐશ્વર્યને તુચ્છ

માનતો હતો, એમાં વિશેષ આશ્ચર્ય નથી. કારણ તેણે સર્વ જગત્ જીતી ત્રિભુવનને પોતાના દાસની પેઠે વશ કરી લીધું હતું. એ તમારી ભક્તિનો પ્રભાવ છે. કેવલ ઇંદ્રની સંપત્તિને તુચ્છ ગણવી એજ કેવળ તમારી સેવાનું પૂર્ણ ફળ નથી પણ ફળનો એક દેશ છે. કારણ મનુષ્ય ઇશ્વરને ભક્તિપૂર્વક શરણ જાય તો કોઇ પ્રકારની ઉન્નતિ બાકી રહેતી નથી. મોક્ષપર્યંત સર્વ પ્રકારનો ઉત્કર્ષ ઇશ્વરની પ્રસન્નતાથી પ્રાપ્ત થાય છે. માટે બાણાસુરે ઇંદ્રના કરતાં વિશેષ સંપત્તિ સંપાદન કરી તેમાં વિશેષ આશ્ચર્ય કરવાનું કાંઇ નથી. કારણ તે તમારી સેવા કરતો હતો. સારાંશ, એ ઉપરથી ઇશ્વરનો પ્રભાવ અને સર્વોત્કૃષ્ટતા સૂચિત થાય છે.

અહિંઆ થોડોક બાણાસુરનો વૃત્તાન્ત પ્રસંગોપાત્ત કહીએ છીએ. બાણાસુર એ પરમોદાર રાજા બલિના સો પુત્ર મધ્યે જ્યેષ્ઠ પુત્ર હતો. એ શોણિત નામની નગરીમાં રાજ્ય કરતો હતો. તે નિત્ય સહસ્ત્ર કમલોવડે ભગવાન્ શ્રી શંકરની પૂજા કૈલાસ પર્વતની ઉપર વિમાનમાં બેસીને જઇને કરતો હતો. શંકરની કૃપાવડે, એને સહસ્ત્ર કિરણ (સૂર્ય) ની પેઠે અથવા સહસ્ત્રાર્જુનતુલ્ય સહસ્ત્ર બાહુ પ્રાપ્ત થયા હતા. રાવણની જેમ અખિલ દેવ જેની આગળ સેવક સમાન વર્તતા હતા. શંકર જેને પોતાનો આ વરદ પુત્રજ છે એમ કહ્યા કરતા હતા, અને જેને વરદાન કર્યું હતું તેથીજ એની નગરીનું જાતે રક્ષણ પણ કરતાં હતા. આ પ્રકારે શંકરની કૃપાપાત્ર થયેલ બાણાસુરને એક વખત ગર્વવડે ગાંડો થયો તેથી દુર્બુદ્ધિ થઇ; અને તેણે પોતાના બાહુઓની કંડુ (ખજવાળ; ચેળ) શમન કરે એવો યોધ્ધો મ્હને પ્રાપ્ત કરી દ્યો એમ યાચના કરી. ત્યારે શંકરજીએ કહ્યું કે, તમારા ધ્વજસ્તંભની ઉપરનો મોર જ્યારે જમીનપર પડી જશે અને ધ્વજ તૂટી જશે તે વખતે તમારા બાહુઓના મદનું શમનકરવાવાળો મ્હારા સમાન મહાન્ યોદ્ધાની સાથે મુલાકાત થશે.

અનંતર એની કન્યા ઉષા ( ઉખા ) એ ગૌરીના વરદાનથી સ્વપ્નમાં દીઠેલા પુરૂષને, પોતાની સખી ચિત્રલેખા દ્વારા દ્વારકામાંથી લાવ્યો હતો અને તેની સાથે તેણી ગાંધર્વ વિધિવડે વિવાહિત થઇને ગુપ્તરૂપથી મંદિરમાં રહેતી હતી. આ વાત દૂતોની દ્વારા જ્યારે બાણાસુરના સમજવામાં આવી ત્યારે તેણે સૈન્ય લઇને તેની સાથે લડીને નાગપાશવડે બંધન કર્યો અને તેને કારાગૃહમાં રાખ્યો.

એટલામાં આકાશવાણી પણ થઈ અને ધ્વજસ્તંભનો મોર પડી ગયો. ત્યારે તો બાણાસુર, સમાન યોદ્ધો પોતાને લડવાને મળશે વાસ્તે આનંદિત થયો અને સાવધાન રહેવા લાગ્યો. જેને પકડયો હતો તે પ્રદ્યુમ્નનો ( કૃષ્ણ પુત્રનો ) પુત્ર અનિરુદ્ધ હતો. ચાર માસ સુધી જ્યારે તેનો કયાંઈ પતો લાગ્યો નહિ ત્યારે સૌએ ચિંતામાં પડયાં. મોટા કુટુંબમાં એમજ બને છે કે કોઇની કોઇને ખબર ન હોય. કૃષ્ણનું અને યાદવોનું કુટુંબ મોટું ત્યાં અનિરૂદ્ધની ખબર જલદી કેવી રીતે મળે ? જ્યારે કામ પડયું ત્યારે તેની શોધ થવા માંડી. એટલામાં નારદે આવીને બાણાસુરની કેદમાં છે એમ કહી દીધું. ત્યારે સૌએ યાદવ કૃષ્ણ સહિત સૈન્ય લઇને બાણાસુરની સાથે લડવા માંડ્યા. બાણાસુરના રક્ષણવાસ્તે શંકર પણ પોતાનું સૈન્ય લઇને તૈયાર થયા. કૃષ્ણનો તથા શંકરનો ઘનઘોર સંગ્રામ (યુદ્ધ) થયો પરંતુ પૃથ્વીનો ભાર ઉતારવા માટે શ્રી કૃષ્ણનો અવતાર થયો છે એમ સમજીને અને બાણાસુરનો ગર્વ હરણકરવાવાસ્તે શિવજી કૃષ્ણનાં અસ્ત્રોવડે મોહિત થયા. એટલામાં શ્રી કૃષ્ણે બાણાસુરના હજાર હાથને વૃક્ષની શાખાસમાન તોડવા શરૂ કર્યા પરંતુ શંકરના કહેવાથી ચારજ હાથ રહેવા દીધા અને તેનો પ્રાણ બચાવ્યો. કેમકે ભગવાને પ્રલ્હાદને વરદાન દીધું હતું કે **'न वध्यो मे तवान्वयः'** હું તમારા વંશજોનો વધ કરીશ નહિ. એથીજ બાણાસુરને માર્યો નહિ. અનંતર બાણાસુરે અનિરૂદ્ધને કન્યાસમેત શ્રી કૃષ્ણની પાસે લાવીને સ્વાધીન કર્યો અને શંકરના અનુમોદનથી સૌએ દ્વારકામાં આવ્યા ગયા.

સારાંશઃ--આ પ્રકારે બાણાસુરને સંપત્તિ, પરાક્રમ વગેરે સર્વ ગુણ શિવજીની કૃપાવડેજ પ્રાપ્ત થયાં હતાં એ ચરિત્ર આ શ્લોકમાં વર્ણન કરી બતાવ્યું છે. પરંતુ એને પણ ગર્વ થયો ત્યારે એવી દુર્દશા થઈ, વાસ્તે ઇશ કૃપાવડે જો રૂપ, ગુણ, ઐશ્વર્ય, શારીરિકબળ વગેરે પ્રાપ્ત થયાં હોય તોપણ તેને લીધે ઉન્મત્ત ન થઈ જવું કેમકે, ગર્વ આ પ્રકારની હાની કરવાવાળો છે. એટલા માટે સદૈવ ( હંમેશાં ) શિવના ચરણારવિંદમાં અવનતિ ( નમસ્કાર ) પૂર્વક અવનત થવું. એમ કરવાથીજ આ લોક તથા પરલોકમાં આનંદ અક્ષય્ય પ્રાપ્ત થશે.

**विष्णुपक्षे अन्वयः—हे वरद ! परम ! सुत्राम्णः परिजनविधेयत्रिभुवनः बाणः एकः अपि अधः अपि सतीं ऋद्धिं उच्चैः चकृवान्** ( બાકીનું પૂર્વવત્ ).

વિવરણ સહિત અર્થઃ—હે પરમ દયાલો ! ભગવન્ ! સર્વ ત્રિભુવન જેને દાસની પેઠે વશ છે એવું જે ઇંદ્રનું એકજ બાણ તેણે ગમે તે ઠેકાણે પડી રહેલી સંપત્તિને ત્રિભુવનવ્યાપિની કરી, એમાં આશ્ચર્ય કરવા જેવું કાંઇ નથી. તમારા પ્રસાદથીજ સર્વ અસુરોને એક બાણવડેજ જીતી ઇંદ્રે ત્રૈલોકયનું રાજ્ય સંપાદન કર્યું અને સર્વ સંપત્તિવડે ત્રૈલોકય વ્યાપ્ત કર્યું એવો ભાવ સમજવાનો છે. પણ એમાં કાંઇ નવાઈ નથી. કારણ તે તમારા ચરણનો સેવક છે. તમારી સેવા કરનાર પુરૂષને કઇ ઉન્નતિ પ્રાપ્ત થતી નથી ? તો સર્વ પ્રકારની પ્રાપ્ત થાય છે.

હવે કાલકૂટ વિષપાન કરનાર અને પ્રલયકાળના જલનું શોષણ-કરનાર શંકર તથા વિષ્ણુની સ્તુતી કરે છે—

**अकाण्डब्रह्माण्डक्षयचकितदेवासुरकृपा-।**
**विधेयस्यासीद्यस्त्रिनयन विषं संहृतवतः ।**

स कल्माषः कंठे तव न कुरुते न श्रियमहो ।
विकारोऽपि श्लाघ्यो भुवनभयभङ्गव्यसनिनः ॥१४॥

**अन्वयः—हे त्रिनयन ! अकाण्डब्रम्हाण्डक्षयचकितदेवासुरकृपाविधेयस्य विषं संहृतवतः तव कंठे यः कल्माषः आसीत् सः श्रियं न कुरुते इति न ( अपि तु कुरुते एव ) अहो ! भूवनभयभंगव्यसनिनः विकारोऽपि श्लाघ्यः ।**

**અર્થઃ—હે ત્રિલોચન ! અકાલમાં બ્રમ્હાણ્ડનો નાશ થાય છે એમ જોઈ ભીતિથી ચકિત થએલા દેવદૈત્યો ઉપર તમને દયા આવી અને તે દયાને વશ થઇ તમે વિષનું પાન કર્યું. તે વિષનો કલંક તમારા કંઠમાં શોભતો નથી એમ નથી, તો શોભે છે. મોટું આશ્ચર્ય છે ! કે જગતનુ ભય દૂર કરવાનું જેમને વ્યસન છે એવા પુરૂષોનો વિકાર પણ વખાણવા લાયક થાય છે.**

વિવરણઃ—હે ત્રિનયન ! મહાદેવ ! કાલકૂટ નામના વિષનું પાન કરવાવાળા આપના કંઠમાં તે વિષને લીધે જે કાલિમા (કાળપ) આવી એણે કરીને આપના કંઠમાં શોભા નથી એમ નહિ. ઉલટું એ કાલિમાવડે વિશેષ શોભા બનીને નીલકંઠ એ આપનું નામ સુપ્રસિદ્ધ થયું. હવે અહીં શંકા થશે કે, દૂરદર્શી ભગવાને મહા અનર્થનો હેતુ જે વિષ તે કેમ પીધું ? તો સમાધાનમાં સમજવું યોગ્ય છે કે, વિષની જવાલાઓવડે સમયવિનાજ બ્રહ્માંડનો પ્રલય થાય છે એમ દેખીને દેવો તથા દૈત્યો ભયભીત થયા. તેમના ઉપરની દયાવડે વશીભૂત થયેલ ભગવાન્ વિચારવા લાગ્યા કે 'આ વિષનું પાન કરવાનું બીજા કોઇનું સામર્થ્ય નથી, હું જો ઉપેક્ષા કરૂં તો સકળ વિશ્વ ભસ્મીભૂત થઇ જાય, માટે જગતની રક્ષામાટે મ્હારે પોતાએજ

વિષપાન કરવું જોઇએ.' આ કારણથી ઉગ્ર વિષનું પાન કર્યું. પરંતુ તેમ કરવાથી ગળામાં નીલપ થઇ. તે નીલિમા (નીલપ) અર્થાત્ કલંકજ કંઠમાં શોભા આપનાર કેવી રીતે થયું ? એમ કોઇ પૂછે વાસ્તે કહે છે કે, આ તો મોટી આશ્ચર્યની વાત છે! લોકોના ભય નિવારણ કરવાનું જેને વ્યસન લાગ્યું છે એવા પરમેશ્વરનો વિકાર પણ પ્રશંસનીય થાય છે. જગતના ઉપર ઉપકાર કરતી વખતે થયેલ હોય જે દૂષણ તે ભૂષણજ બને છે. વ્યવહારમાં પણ એવો અનુભવ થાય છે કે, પરોપકારનિરત પુરૂષોનાં કેટલાંક દૂષણને ભૂષણીભૂત સમજે છે. હવે પુરાણમાં વિષપાન સંબંધી જે કથા (વાર્તા) છે તે અજ્ઞમનુષ્યોની સમજણ માટે થોડીક બતાવીએ છીએ.

મહર્ષિ દુર્વાસાએ એક દિવસે ઇંદ્રને રસ્તામાં જતા જોઇને પોતાના કંઠમાં પહેરેલી માળા ઇંદ્રને આપી. ઇંદ્રે તે માળા લઇને લક્ષ્મીના મદથી પોતાના કંઠમાં ન પહેરતાં હાથીના કુંભસ્થળ ઉપર મૂકી દીધી. એટલે હાથીએ તે માળાને સુંઢવતી ઉછાળીને જમીન ઉપર નાંખી અને પગવતી કચરી નાંખી. તે જોઇ દુર્વાસાને દુઃખ લાગ્યું અને તેણે ઇંદ્રને શાપ આપ્યો કે—"તું ત્રણ લોકોની સહિત નિર્ધન થા." એવી રીતે દુર્વાસાના શાપથી ઇંદ્રની લક્ષ્મી નષ્ટ થઇ. ત્યારે સર્વ દેવો બ્રહ્માને શરણે ગયા. બ્રહ્મદેવ એ સર્વ દેવોને સાથે લઇ વૈકુંઠમાં આવ્યા અને વિષ્ણુની સ્તુતિ કરી, ત્યારે તેમણે પ્રસન્ન થઇને કહ્યું કે તમે દૈત્યોની મદદથી સમુદ્રનું મંથન કરો એટલે તેમાંથી તમને સંપત્તિ પ્રાપ્ત થશે. સ્હેલું કામ હોય તે દૈત્યોને કહેવું, એટલે તેઓ ગર્વથી સ્હેલું કામ કરવાની ના પાડશે અને ભારે કામ કરશે. હું પણ તમને સહાય કરીશ. એવી રીતે વિષ્ણુનું વચન સાંભળી સર્વ દેવો પોતાના સ્થાનમાં ગયા. પછી ઇંદ્રે પોતાનું કાર્ય સાધવાને બલિરાજાને ત્યાં જઇ સમુદ્રમંથન કરવાની ઇચ્છા બતાવી કહ્યું કે, બલિરાજ! આપણે બધા મળી જો સમુદ્રમંથન કરીશું તો એમાંથી

જે નીકળે તે સરખે ભાગે વહેંચી લેશું. એવી રીતે કહેતાં બલિરાજાએ દૈત્યો સાથે મંથનમાં મદદ કરવાનું કબુલ કર્યું. ત્યારપછી સર્વ દેવ-દૈત્યોએ મળી મંદરાચળને રવૈ કરી, વાસુકીનાગને તેનું નેતરૂં બનાવી મંદળાચળની આસપાસ વીંટાળીને સમુદ્રમંથન કરવા લાગ્યા. ત્યારે તેમાંથી ઉચ્ચૈઃશ્રવા, ઐરાવતી, કૌસ્તુભમણિ, કલ્પવૃક્ષ વગેરે નાના પ્રકારના રત્નો નીકળવા લાગ્યાં. તેમજ મહા ભયંકર એવું કાલકૂટ નામક વિષ નીકળ્યું તે વિષ નીકળતાંજ ત્રિભુવનનો દાહ થવા લાગ્યો. ત્યારે દેવો ગભરાયા અને શંકરની પાસે જઇ તેમની સ્તુતિ કરવા લાગ્યા. દેવો દુઃખથી સ્તુતિ કરે છે તે જોઇ શંકરના અંતરમાં દયા ઉત્પન્ન થઇ અને તેમણે દેવોને આશ્વાસન આપ્યું અને પોતે કાલકૂટ વિષપાન કર્યું. નીલકંઠ ચંપૂકાર કહે છે કેઃ—

**दृष्ट्वा कौस्तुभमप्सरोगणमपि प्रक्रान्तवादामुहु-।**
**गीर्वाणाः कति वा न संति भुवने भारा दिवः केवलम्।**
**निष्क्रान्ते गरले द्रुते सुरगणे निश्चेष्टिते विष्टपे।**
**मा भैष्टेति गिराऽऽविरास धुरि यो देवस्तमेव स्तुमः॥**

કૌસ્તુભમણિ, અપ્સરા વિગેરે રત્નોને જોઈ વાદવિવાદ કરતા અને સ્વર્ગને ભારભૂત એવા દેવો ઘણાએ છે, પણ જે વખતે સમુદ્ર-માંથી કાળકૂટ વિષ નીકળ્યું, દેવો ભય પામી ભાગી જવા લાગ્યા અને પ્રજાઓ મૂર્છિત થઈ, તે વખતે 'બ્હીશો નહિ' એવી રીતે આશ્વાસન આપી જેમણે વિષપાન કરી સર્વની ભીતિ દૂર કરી તે મહાદેવજ સત્ય દેવ છે અને તેમની અમે સ્તુતિ કરીએ છીએ.

હવે સમુદ્રમંથનની કથા (વાર્તામાં) માં શું સાર છે તે થોડોક દેખાડવામાં આવે છે. તે ધ્યાનમાં લઇને દૈવી સંપત્તિને ધારણ કરવી તોજ ભગવદ્રૂપ મોહિની (મોહક કથા) ના આશ્રયવડે અમૃત (બ્રહ્મા-નંદરસ) પાન કરવા માટે નિઃસંશય મળશે અને પ્રારબ્ધનો ક્ષય થાય ત્યાંસુધી શંકરના વિષતુલ્ય, સ્ત્રિયાદિવિષનું પાન (સેવન) કરાય

થાય તો પણ, તેમની પેઠે આપણે પણ મૃત્યુંજ્ય થશું એટલે કે જન્મમરણરૂપ સંસારથી નિર્મુક્ત થશું.

દેવદૈત્યોના સમુદ્રમંથનની પેઠે દૈવાસુરસંપત્તિવાળા (સદ્‌ગુણી અને દુર્ગુણી) પુરૂષો આ સંસારસમુદ્રનું મથન કરે છે. ધૈર્યરૂપ. મંદરાચળને અહંકારરૂપી વાસુકીનાગનું નેત્રું લપેટવામાં આવ્યું છે અને જેનો આગલો ભાગ આસુરી લોકના હાથમાં છે એમ જાણવું.

મતલબ એ છે કે આસુરી લોકોમાં સર્પતુલ્ય અહંકાર ફૂ ફૂ કરે છે અને દૈવી લોકોના હાથમાં કાંઇક આખરનો ભાગ રહ્યો છે, જો કે થોડા સમયમાં નષ્ટ થવાવાળો છે. સાત્વિક રાજસ તામસ એમ ત્રણ પ્રકારના અહંકાર છે. તામસી અસુરજનોમાં તામસ અહંકાર અને સાત્વિક દૈવીસંપતિવાળાઓમાં સાત્વિક અહંકાર. અગર જો કે મુક્તિને માટે તો સર્વ પ્રકારનો અહંભાવ નષ્ટ થવો જોઇએ તો પણ, તેમાં પણ ઉત્તમ અધમ ભાવ છે; સાત્વિક ઉત્તમ અને તામસ અધમ. ઇશ અને ગુરૂકૃપાવડે દૈવીજનોનો સાત્વિક અહંકાર અલ્પકાળમાં નષ્ટ થવાવાળો, છૂટવાવાળો માટે તેમના હાથમાં પુચ્છ (પૂંછડા) નો ભાગ કહ્યો છે. સમુદ્રમંથન સમય એવુંજ હતું કે, અસુરોના હાથમાં વાસુકીનું મુખ અને દેવોના હાથમાં તેનું પૂંછડું. વ્યવહારમાં શું જોતા નથી કે, આસુરી સ્વભાવવાળા તમોગુણી લોક સર્પની પેઠે, કેવો 'હું હું' ફૂત્કાર ( ફુંફાડો ) કરે છે. ? તથા દૈવીગુણસંપન્ન 'હુંના' આખર ભાગમાં હોય છે. ? અસ્તુ ! આ પ્રકારના મથનવડે દેવદૈત્યોની સમાનજ દૈવાસુરસ્વભાવવાળા લોકોના મથનવડે નીકળેલાં રત્નાદિકોની પ્રાપ્તિ થાય છે. પહેલાં એમને શું શું મળ્યું તે જુઓ ! પછી આપણું જોશું.

અમૃત, ધન્વંતરી, ચંદ્રમા, રંભા, પારિજાતક, ઉચ્ચૈશ્રવા, ઐરાવતી ઇત્યાદિ સાત રત્ન ઇંદ્રાદિ દેવોને મળ્યાં અને દેવાધિપતિ વિષ્ણુને લક્ષ્મી, કૌસ્તુભ, શાર્ઙ્ગ ધનુ અને શંખ એ ચાર મળ્યાં. તથા

વસિષ્ઠને કામધેનુ, વિષ શંકરને, અને મદ્ય અસુરોને, એ પ્રમાણે વર્ણન છે. તદનુસાર દૈવાસુરસ્વભાવવાળાઓને આ સંસારસમુદ્રમથન-વડે લાભ થાય છે તે પણ જુઓ.

દેવ એટલે દૈવીસ્વભાવસંપન્ન પુરૂષનેજ અમૃત (બ્રહ્મ), સદ્‌ગુરૂ-ધન્વંતરી, ચંદ્રતુલ્ય સમચિત્તત્વ (સમચિત્તપણું), રંભાવત્ સુંદર, અનુકૂળ, સત્કુલપ્રસૂત (સારાકુળમાં જન્મેલી), સુશીલસંપન્ન (સારા સ્વભાવવાળી) સ્ત્રી, ઉચ્ચૈઃશ્રવા (સર્વત્ર ઉત્કૃષ્ટ કીર્તિ), ઐરા-વતીવત્ મદોન્મત્ત અને સર્વત્ર અવિશૃંખલ ગતિ કરવાવાળું મન એ વાહન એટલે મનોજય. કોઇપણ અશ્વાદિ વાહનને જીત્યા વિના અને એના કરતાં વિશેષ સામર્થ્ય શરીરમાં હોવાવગર તે પોતાનાપર બીજાને સવાર કેમ થવા દે ? દૈવીપુરૂષ મનપર સવાર થાય છે અને આસુરીલોકોપર મન સવાર થાય છે. અસ્તુ ! આવા દૈવીપુરૂષ, ભગવાન્ વિષ્ણુના ભક્ત થાય છેજ અને ભક્ત તથા દેવ એકરૂપ છે એવું વર્ણન પણ મળી આવે છે; પરંતુ સત્ય ભક્ત બનવું જોઇએ તોજ ભગવદ્‌રૂપપણું; નહીં તો નામ માત્રના ભક્ત જગતમાં શું થોડા દેખવામાં આવે છે ? ઘણાજ. એથીજ એવા ભક્તોને વિષ્ણુની પેઠે, પરમ શાંતિરૂપ લક્ષ્મી, કૌસ્તુભતુલ્ય ઉજ્જ્વળ હૃદયપ્રદેશમાં બોધ, ક્ષમારૂપ શાર્ઙ્ગધનુ અને શંખતુલ્ય પવિત્રતા મળે છે. દેવ-પૂજા કરીને આખરમાં શંખોદક દેવની ઉપર ફેરવીને પોતાના અથવા બીજાના માથા ઉપર સિંચન કરે છે. એનો હેતુ એ છે કે, તેમ કરવાથી મનુષ્યોનાં પાપ નાશ થાય છે. તે પ્રમાણે ભક્તજનો વિષે સ્થિત જે પવિત્ર જ્ઞાન તેના ઉપદેશરૂપ સિંચનવડે અન્ય લોક પવિત્ર થાય છે. જાતે જે અપવિત્ર તે બીજાને શું પાવન કરે ? દૈવી-સંપત્તિયુક્ત પુરૂષ અંતર્બાહ્ય શુદ્ધ હોય છે એજ શુભ્ર શંખ-તુલ્યતા સમજી લેવી. પરંતુ તમોગુણી આસુરસ્વભાવવાળા લોકોને વિષયરૂપ મદ્યનીજ પ્રાપ્તિ થાય છે. એટલે કે સંસારમાં વિષયસેવનવડે

તે લોકો મદ્યતુલ્ય કેફી હોય છે, અને તેથી મદાંધ બની જાય છે. તથા વસિષ્ટ એટલે શ્રેષ્ઠ જનોને કામધેનુ જેવાં સદા સત્સંગ, વિષય વિરક્તિ વગેરે પ્રાપ્ત થાય છે અને શંકરની સમાન તેઓ સમર્થ હોવાથી અગર જો કે તેમણે સ્ત્રીરૂપી વિષ સેવન કર્યું હોય તોપણ પચાવવાની શક્તિ તેમનામાં હોય છે, 'હું અને મ્હારૂં' આ મારક (નાશ કરનાર) વિષ છે; એને કાઢી નાંખ્યું તો વિષયાદિમાં મારકત્વ (બંધન કરવાપણું) રહેતું નથી. સારો વૈદ્ય જેમ વચ્છનાગ વિગેરે વિષોનું નાશ કરવાપણું દૂર કરી દે છે અને તેમનો ઔષધમાં ઉપયોગ કરે છે તો તેના સેવનવડે નુકસાન થતું નથી. તદનુસાર દૈવીસંપત્તિવાળો મનુષ્ય, સકળકામપ્રપૂરક (સર્વ ઇચ્છા પાર પાડનાર) સત્સંગવડે "હું મ્હારૂં" એ ઝેરને કાઢી નાખે છે. અને દૈવાનુસાર (પ્રારબ્ધ યોગવડે) સ્ત્રી વિગેરે વિષયનું સેવન કરે છે તોપણ તેઓનું સેવન, વિષની પેઠે, દાહક (બાળનાર) અને નાશકારક થતું નથી એમ સમજવું. પરંતુ અસત્સંગી, તામસી, આસુરી લોક, સામર્થ્ય વગર 'શંકરે કર્યું અમે પણ કરશું; એમાં શું છે? એમ સમજીને' જો સ્ત્રીરૂપ વિષપાન કરે છે તો તેમને કેટલો દાહ થાય છે અને પ્રસંગે મરવું પણ પડે છે તે શું નજરમાં આવતું નથી? શંકર તો વિષપાનવડે મૃત્યુંજય થયા પરંતુ આને તો દેહ છોડવો પડે છે. સારાંશ, આ સંસારનું મથન કરવાવાળાઓએ એટલે કે સંસારમાં રહીને વ્યવહાર કરવાવાળાઓએ દૈવીસંપદ્વાળા થવું જોઇએ તોજ ક્રમથી અનેક રત્નો સહિત આખર ઈશ કૃપાવડે અમૃત (બ્રહ્મ) નો લાભ થશે એ નક્કી જાણવું.

આ પ્રમાણે સમુદ્ર મંથનની કથામાં સમજવું યોગ્ય છે અને અનુભવ પણ તે પ્રમાણેજ આવે છે.

**विष्णुपक्षीय अन्वयः**—શિવપક્ષીય અન્વયમાં '**तव**' આ પદની આગળ આવો ફરક કરવો. **यः कल्माषः आसीत सः (स्तोतॄणां)** **कंठे** બાકીનું પૂર્વવત્.

વિવરણ સહિત અર્થઃ—ત્રણ લોકને નેત્રની પેઠે જ્ઞાનકળાવડે જ્ઞાનવાન્ કરનાર હે ઇશ્વર ! પ્રલય ચાર પ્રકારના હોય છે. નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃતિક અને આત્યંતિક. તેમાંના દૈનંદિનપ્રલયના જળથી અકાળે બ્રહ્માંડનો ક્ષય થાય છે એમ જોઇ ભય પામેલા સ્વાયંભુવ મન્વાદિકોની ભીતિ દૂર કરવામાટે દયાને વશ થઇ તમે વરાહરૂપ લઇ જળને ઉડાડી કાદવ બનાવી સુકાવી નાંખ્યાં. તે વખતે તમારૂં શરીર પંક ( કાદવ ) થી ખરડાએલું હોવાથી મલિન થઇ ગયું હતું. તે મલિનતારૂપ કલંકનું વર્ણન કરતાં સ્તવનકરનારનો કંઠ (વાણી) અત્યંત શોભે છે. જગતનું કલ્યાણકરવામાં તત્પર એવા પુરૂષોનો વિકાર પણ વખાણવા યોગ્ય થાય છે.

હવે કામદેવની ઉત્પત્તિ અને નાશ કહી હરિહરની સ્તુતિ કરેછે.

असिद्धार्था नैव क्वचिदपि सदेवासुरनरे ।
निवर्तन्ते नित्यं जगति जयनो यस्य विशिखाः ।
स पश्यन्नीश त्वामितरसुरसाधारणमभूत् ।
स्मरः स्मर्तव्यात्मा न हि वशिषु पथ्यः परिभवः ॥ १५ ॥

**अन्वयः—हे ईश ! यस्य जयिनः विशिखाः सदेवासुरनरे जगति नित्यं क्वचिदपि असिद्धार्थाः नैव निवर्तन्ते, सः त्वां इतरसुरसाधारणं पश्यन् स्मरः स्मर्तव्यात्मा अभूत् हि वशिषु परिभवः पथ्यः न ।**

અર્થઃ—હે ઇશ્વર ! સદા વિજયમેળવનાર એવા મદનના બાણો દેવ દૈત્ય તથા મનુષ્યોથી યુક્ત એવા આ જગતમાં કોઇપણ ઠેકાણે વ્યર્થ થઇને પાછા ફરતા નથી. તે મદન, તમે બીજા દેવોની પેઠે સાધારણ છો એમ જોયાથી

**કેવળ સ્મૃતિનો વિષય થયો. કારણ જીતેન્દ્રિય પુરૂષોનો તિરસ્કાર કલ્યાણકારક થતો નથી.**

વિવરણઃ—હે ઇશ્વર ! સદા વિજયશાળી એવા મદનના બાણ, દેવ, રાક્ષસ, અને મનુષ્ય સહિત જગતમાં કોઇપણ ઠેકાણે નિષ્ફળ થઇ પાછાં ફરતાં નથી; તો તે સર્વત્ર વિજયી થાય છે. એવા મહાપરાક્રમી તે મદને 'જેમ બીજાઓને અનેકવાર જીત્યા છે તેમ મહાદેવને પણ જીતીશ' એવો વિચાર કરી તમારા તપમાં ભંગ પાડવાને આવ્યો; પણ બીજા દેવોની પેઠે તમે પણ એક સાધારણ દેવ છો એવી મૂર્ખતા ભરેલી સમજણને લીધે તે બળીને ભસ્મ થયો. કારણ જીતેંદ્રિય એવા સાધારણ પુરૂષની સાથે જો ઉદ્ધત વર્તન કરવામાં આવે તો તે પણ અહિતકારક થાય છે; તો પછી પરમ જીતેન્દ્રિય ઈશ્વર જે તમે, તે તમારો તિરસ્કાર અહિતકારક થાય એમાં શું કહેવું ? શંકરે મદનને બાળી નાંખ્યો તે સંબંધી પુરાણમાં આવી કથા કહી છે કેઃ—

પૂર્વે તારકાસુર બ્રહ્મદેવના વરથી પ્રમત્ત થઇ દેવાદિકોને ઘણોજ ત્રાસ આપવા લાગ્યો. ત્યારે સર્વ દેવ બ્રહ્મદેવને શરણે ગયા અને તારકાસુરના નાશનો ઉપાય બતાવવાને પ્રર્થના કરવા લાગ્યા. ત્યારે બ્રહ્મદેવે કહ્યું કે જો પાર્વતી અને શંકર એઓ એકત્ર થાય તો તેમનાથી જે પુત્ર થશે તેજ તારકાસુરનો નાશ કરી શકે. માટે એમનો સમાગમ થાય એવો કોઇ ઉપાય કરો. પછી ઇન્દ્રે મદનને બોલાવી આજ્ઞા કરી કે. હે મિત્ર ! હિમાલય ઉપર મહાદેવજી તપ કરે છે તો તમે તેમને મોહિત કરી તપનો ભંગ કરો અને પાર્વતી શિવનું ઐક્ય કરો, ત્યારે મદને કહ્યું કે, ઓહો ! એમાં શું છે ? એક ક્ષણમાત્રમાં હું તેમને જીતી લઇશ. પછી મદન વસંત અને રતીને સાથે લઇ શિવજી પાસે હિમાલયપર ગયો. વસંતે વનને પ્રફુલ્લ કર્યું, રતીએ પાર્વતીના સ્વરૂપમાં પ્રવેશ કર્યો, અને શંકરને જીતવા માટે મદને બાણ તાક્યું, તેથી તેમના

ધ્યાનમાં વિક્ષેપ થયો. પાર્વતીજી મદનની પાછળ ઉભાં હતાં. મહાદેવે નેત્ર ઉઘાડીને જોયું તો આગળ મદન ઉભો છે. ત્યારે તેઓ ઘણા કુપિત થયા.

**पुरो गीर्वाणानां निजभुजबलाहोपुरुषिका-।**
**महोकारं कारं पुरभिदि शरं संमुखयतः।**
**स्मरस्य स्वर्बालानयनशुभमालार्चन पदं।**
**वपुः सद्यो भालानलभसितजालास्पदमभूत्॥**

દેવોની આગળ જે પોતાના બાહુબળની બડાઈ મારતો હતો તે મદને શંકરની સામે બાણ તાક્યું. સમાધીનો ભંગ કરવાથી કોપ પામેલા શંકરના તૃતીય નેત્રમાંથી અગ્નિજ્વાળા નીકળી તેવડે, દેવ કન્યાઓના નયનરૂપી કમળની માળાવડે પૂજવા યોગ્ય એટલે દેવ કન્યાઓ પણ જેને ચાહે છે એવું મદનનું સુંદર શરીર બળીને ભસ્મ થયું. મદનને ભસ્મ થએલો જોઇ મદનપત્ની રતી શોક કરવા લાગી ત્યારે, ઇંદ્રે આશ્વાસન આપ્યું કે, હે રતિ! કૃષ્ણાવતારમાં તમારો પતિ રૂક્મિણીના ઉદરથી જન્મ ધારણ કરશે ત્યારે તમને તે પ્રાપ્ત થશે; માટે શોક કરશો નહી સારાંશ. આવી રીતે મદને મહાપ્રભાવ-શાલી મહાદેવને પણ જીતવાનો વિચાર કર્યો, તેથી તે ભસ્મ થયો. તાત્પર્યમાં સમજવાનું કે ઇતર દેવતાસમાન પરમેશ્વરને સાધારણ સમજી દર્શન કરાય તોપણ વિનાશકારક થાય છે તો પછી પરાભવ, તિરસ્કાર કરવાથી નાશ થાય એમાં શું આશ્ચર્ય!

**विष्णुपक्षे अन्वयः—हे ईश! हे इतरसुर! जगति नित्यं जयिनः यस्य विशिखाः सदेवासुरनरे क्वचिदपि असिद्धार्थाः नैव निवर्तन्ते, स्मर्तव्यात्मा सः स्मरः त्वां पश्यन् साधारणं अभूत् हि वशिषु सः न पथ्यः परिभवः।**

વિવરણ સહિત અર્થઃ—હે ભગવન્! હે સર્વ દેવથી વિલક્ષણ ઇશ્વર! સદા વિજયશાલી એવા જે મદનનાં બાણો દેવ, રાક્ષસ,

મનુષ્ય ઈત્યાદિકથી યુકત આ જગતમાં કોઈ ઠેકાણે પણ વ્યર્થ થઈ પાછાં ફરતાં નથી તે સ્મૃતિરૂપ અવશિષ્ટ રહેલો, એટલે મહાદેવજીએ બાળી નાંખવાથી સ્મરણમાંજ શેષ રહેલો. તે મદન તમારાથી ઉત્પન્ન થયો તેથી તે તમને જોવાને સમર્થ થયો. પુત્રનો જન્મ થાય કે તરતજ પિતા તેને જોવાને આવે છે એવો આચાર છે. હવે પિતા જો પુત્રને જુએ તો પુત્ર પણ પિતાને જુએજ. તેથી ઉપર કહ્યું છે કે, **'स त्वां पश्यन् अभूत्'** એટલે તે તમને જોવાને સમર્થ થયો. કારણ, પહેલાં જો તે અનંગ હતો તો અંગવાળો થયા વગર તમને શી રીતે જોઈ શકે? તેથી તમારાથી તે ઉત્પન્ન થયો અને તમને જોઇ શક્યો એ ભાવ. તેનું સ્વરૂપ તમારા જેવુંજ હતું. **'आत्मा वै पुत्रनामासि'** (આત્મા એ પુત્રરૂપ છે) એમ શ્રુતિ કહે છે. હવે કોઇને શંકા થાય કે. શું તે સર્વ રીતે પરમાત્મા જેવો છે? વળી એમ કહો તો **'न तस्य प्रतिमास्ति'** ઇત્યાદિ શ્રુતિ સાથે વિરોધ આવે છે. તો તેનું સમાધાન કરતા કહે છે કે. મદનનું અને તમારૂં સ્વરૂપ જો કે સરખું છે, તોપણ તમારામાં અને તેમાં ઘણો ફરક છે. કારણ, મદન જીતેન્દ્રિય પુરૂષોને અકલ્યાણકારક છે; એટલે તે તેમને વિષયાસક્ત બનાવી જન્મમરણરૂપી સંસારની પ્રાપ્તી કરી આપે છે; પણ તમે પરમેશ્વર તો આ અનર્થકારક સંસારબંધનમાંથી સર્વથા મુકત કરો છો. મદન જન્મની કથા હરિવંશ, ભાગવત, વિષ્ણુપુરાણાદિમાં આ પ્રમાણે છે:—

રૂકિમણી અને શ્રીકૃષ્ણપરમાત્માનો વિવાહ થયા પછી ઘણા દિવસ સુધી રૂકિમણીને પુત્ર થયો ન હતો. તેથી તે ઘણી ખિન્ન થઈ હતી. ત્યારે શ્રીકૃષ્ણ પુત્રપ્રાપ્તિમાટે ભગવાન શંકરની તપશ્ચર્યા કરવાને હિમાલયપર ગયા. ત્યાં તપશ્ચર્યા કરવાથી ભગવાન્ મહાદેવ પ્રસન્ન થયા અને શી ઇચ્છા છે એમ શ્રીકૃષ્ણને પૂછ્યું. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે, ભગવન્! આપની કૃપાથી મને સર્વ અનુકૂળતા છે પણ પુત્ર નથી. માટે પુત્ર પ્રાપ્ત થાય એવું વરપ્રદાન આપો ત્યારે

મહાદેવજીએ કહ્યું કે, પૂર્વે મ્હારા તૃતીય નેત્રની અગ્નિજ્વાલાથી મદન ભસ્તીભૂત થયો છે. તેજ તમારે ત્યાં પુત્રરૂપે અવતરશે. એવી રીતે મહાદેવનું વરપ્રદાન સાંભળી શ્રીકૃષ્ણ પરમાત્મા દ્વારકામાં પાછા આવ્યા. થોડા દિવસપછી શંકરજીના વચનાનુસાર તેમને ત્યાં મદન પુત્રરૂપે અવતર્યો અને પ્રદ્યુમ્ન નામથી પ્રસિદ્ધ થયો.

જગતનું રક્ષણકરવામાટે નર્તનકરતા તથા અવતારલેતા હરિહરની સ્તુતિ કરે છે:—

महीपादाघाताद्व्रजति सहसा संशयपदं ।
पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् ।
मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा ।
जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥१६॥

अन्वयः—महीपादाघातात् सहसा संशयपदं व्रजति (तथा) भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् विष्णोः पदं (संशयपदं व्रजति, तथा) अनिभृतजटाताडिततटा द्यौः मुहुः दौस्थ्यं याति त्वं जगद्रक्षायै नटसि ननु विभुता वामा एव ।

અર્થ:—ચરણના આઘાતથી પૃથ્વી એકાએક સંકટમાં આવી પડે છે. તેમજ પરિઘ એટલે ભોગળ જેવા લાંબા હાથ અફળાવાથી જેની અંદરના ગ્રહ સમૂહ પીડા પામે છે એવું આકાશ પણ સંકટમાં આવી પડે છે. તેમજ છૂટી જટાઓથી તાડિત થએલા પ્રદેશોથી યુકત એવો સ્વર્ગલોક પણ સંકટમાં પડે છે. તમે જગતનું રક્ષણ કરવાને નૃત્ય કરો છો. ખરેખર, પ્રભુતા, એ ઉલટીજ છે.

વિવરણ:—હે ઇશ્વર! તમારા વરથી સંધિકાલમાં પ્રબલ થઇ જગતનો સંહાર કરવાને ઇચ્છતા રાક્ષસને પોતાના તાંડવનૃત્યથી તમે મોહિત કરો છો. જગતના કલ્યાણમાટે તમે આ નૃત્ય કરો છો; પણ તે તમારી સહજ ક્રીડાથી જગતની શી દશા થાય છે તે જુઓ. નૃત્ય કરતીવખતે તમારા ચરણના પ્રહારોથી પૃથ્વી મ્હોટા સંકટમાં આવી પડે છે; એટલે પૃથ્વીનો નાશ થશે કે શું એવો સંશય ઉત્પન્ન થાય છે. દૃઢ, દીર્ઘ અને પુષ્ટ એવા તમારા બાહુરૂપી પરિઘના અથડાવાથી નક્ષત્રસમૂહ પીડા પામી સર્વ અંતરિક્ષમંડળ સંકટાવસ્થામ સપડાય છે. અર્થાત્ નૃત્ય કરતીવખતે તમારા હાથના ભ્રમણથ ગ્રહગણોને પીડા થાય છે. અને તમારી છૂટી જટાઓ પ્રાંતપ્રદેશમ અફળાવાથી સ્વર્ગ પણ ખળભળી ઉઠે છે. અર્થાત્ ઘણી કષ્ટકાર દશાને પામે છે. આવીરીતે તમારી નૃત્યલીલા થાય છે, પણ તેથ ત્રણે લોક પીડા પામે છે. હવે ઇશ્વર સર્વજ્ઞ અને દીનદયાળુ છે છત લોકોને દુ:ખદાયક એવા તાંડવ નૃત્યમાં કેમ પ્રસન્ન થાય છે એમ કો શંકા કરે તો કહે છે, **'ननु वामैव विभुता'** પ્રભુતા એ ઉલટી હોય છે. ઇશ્વર સર્વદા અનુકૂલ આચરણ કરે છે એ ખરૂં છે; ત પણ પ્રતિકૂલ આચરણ કર્યા વિના આપણી પ્રભુતા સિદ્ધ નહી થા એવી શંકાથીજ કે શું તે એવું પ્રતિકૂલ આચરણ કરે છે. કો સાધારણ રાજાપણ પોતાના દેશનું રક્ષણ કરવા માટેજ સૈન્યસા કરે છે તથાપિ તેથી પ્રજાને કેટલો ત્રાસ થાય છે? તો પછી સ સૃષ્ટિના રાજા જે પરમાત્મા તેની વાતજ શી? સારાંશ, પ્રભુતા વિષમ છે. હવે શંકર સ્ત્રી (ગૌરી)ની આગળ જે તાંડવ કરે છે એ શિવપુરાણમાં વર્ણન કરેલું છે તેનો હેતુ કોઇ કવિ આ પ્રમાણે ! છે કે:—

**रामाग्रतो विरचयन्स . गीतनृत्यं ।**
**नित्यं नयेदुपनतं पुरुषः प्रदोषं ।**

**संशिक्षयन्निति जनान् भगवान्म ेशः ।**
**शक्रादिभिः किमिव नृत्यति भृत्यवर्गैः ॥**

મનુષ્યના હાથવડે કાંઇને કાંઇ પ્ર–દોષ (દુષ્ટકર્મ પાતકાદિ) થાયજ છે. તેણે તે ઉત્પન્ન થયેલ દોષનો નાશ કરવા માટે રામની આગળ ભક્તજનોની સાથે સદા પ્રેમથી નર્તન ગાયન વગેરે કરવું. એવી રીતે ભક્તવર્ય, મહાવૈષ્ણવ, જયદેવપંડિત પગમાં ઘુઘરા વગેરે બાંધીને નિત્ય પોતાની ઉપાસ્ય દેવતા પદ્માવતી નામની દેવીની આગળ નાચ તથા ગાયન કરતા હતા. હાલપણ કેટલાક ભક્ત મંદિરમાં નાચે છે ગાય છે એમ દેખવામાં આવે છે. કહેવાની મતલબ એ છે કે દેવની આગળ નાચવું એ લૌકિક વેસ્યા અથવા નાટકના નાચ સમાન નથી. ઠીક! આવા સપ્રેમ નર્તનગાયનવડે નિત્ય ઉત્પન્ન થવાવાળા દોષોને દૂર કરવા. ગૃહસ્થાશ્રમીને પંચસૂના (હત્યા) દૂર કરવા માટે જેમ પંચ મહાયજ્ઞનું વિધાન કર્યું છે તેવીજ રીતે, બીજા દોષોના નાશમાટે ભકિતમાર્ગમાં પ્રભુની આગળ પ્રીતિયુક્ત થઇ ભક્તજનોની સાથે ગાયન નર્તન કરવા માટે કહ્યું છે, આ પ્રકારે લોકોને શિક્ષણ દેતા શંકર રામા (સ્ત્રી–ગૌરી)ની આગળ ઇંદ્રાદિ દેવતાઓની સાથે તાંડવ (નર્તન) કરીને નિત્ય ઉત્પન્ન થવાવાળો જે પ્રદોષ (કાળ) તેને દૂર કરે છે, (ક્રમણ કરે છે) એમ સમજવું. આ શ્લોકમાં **'रामाग्रतः'** એ પદ શ્લિષ્ટ છે અને તેમાં ચમત્કાર છે. **'राम** અને **रामा'** એ પ્રમાણે પદ નીકળે છે અને તેનો અર્થ 'રામચંદ્ર અને સ્ત્રી' એમ થાય છે. રામચંદ્રની આગળ એમ જો કે અહિંઆ દ્વિઅર્થ (બે અર્થ) સાધવા માટે કહેલ છે તોપણ, તે પદવડે જેનું જે ઉપાસ્ય, તેનેજ ગ્રહણ કરવું. કેવળ રામજ ન સમજવા, અથવા આ પણ સમજવું યોગ્ય છે કેઃ—

**नित्यं नृत्यति पार्वत्याः पुरतः परमेश्वरः ।**
**यदंतस्तादृशं प्रेम तदग्रे किं न नृत्यतु ॥**

પરમેશ્વર નિત્ય પાર્વતીની આગળ નાચે છે તે યોગ્ય છે. કેમકે જેના અંતરમાં તેને માટે અનન્યસાધારણ પ્રેમ છે તેની આગળ તે શું નહીં નાચે ? નાચેજ. તાત્વિક અર્થમાં સમજવું જવું જોઇએ કે, કાર્યકારણાતીત ઇશ્વર એટલે બ્રહ્માભિન્ન પ્રત્યગાત્મશિવ, તમો મોહાદિ પંચપર્વનો વિસ્તારકરવાવાળો જે પર્વ[1]-ત અર્થાત્ અજ્ઞાન એનાથી ઉત્પન્નહોવાવાળી જે પ્રમા (યથાર્થજ્ઞાન) વૃત્તિ તેજ પાર્વતી, તેની આગળ સર્વકાળ નૃત્યકર્યાસમાન સમાન સ્ફુરે છે. કેમકે, જે પ્રમા-વૃત્તિરૂપ પાર્વતીના અંતરમાં શિવનું સ્ફુરણ થવા માટે યોગ્ય પ્રેમ હોય છે, તે વૃત્તિપાર્વતીની આગળ કેમ તે ન નાચે ? નાચશેજ; અર્થાત તે વૃત્તિમાં આનંદરૂપવડે નિરંતર સ્ફુરિત થશે એ ભાવ.

હવે તે પાર્વતીનો પૂર્વકથિત (કહેલો) અનન્યસાધારણ જે શિવ (બ્રહ્માત્મ) વિષયવાળો પ્રેમ તેનું કથન કરીએ છીએ.

**मम प्रियो मम स्वामी ममाऽऽत्मा मे गृहेश्वरः ।**
**इति यस्याः शिवे भावः सा धन्या शैलकन्यका ॥**

જેનો શંકરમાં આ પ્રકારનો ભાવ કે, આજ મ્હને ઇષ્ટ છે, આજ મ્હારા સ્વામી, તથા આત્મા અને ગૃહના નિયંતા છે; તે શૈલ-કન્યા પાર્વતીની ધન્યતા (ધન્યપણું) શું વર્ણન કરવી ! અર્થાત્ એ! શિવવિના અન્યત્ર જેનો કયાંઇ પણ પ્રેમ નથી. શિવથી ભિન્ન કાંઇ જાણવામાં દેખવામાં આવે તોજ પ્રેમ હોઇ શકે; પરંતુ જેની શિવ-મયતા થઈ એનો શિવવિના બીજે ઠેકાણે કેમ પ્રેમ થાય ? નહીં. તાત્વિકાર્થમાં સમજવું કે, જે બ્રહ્મવિષયવૃત્તિ (બ્રહ્મને વિષય કરવાવાળી વૃત્તિ)નો ભાવ એવો થઇ જાય કે, આ બ્રહ્માત્મશિવજ આનંદરૂ-હોવાથી મ્હારા પ્રિય છે તથા મ્હારા સ્વામી એટલે પાળક છે. એની સત્તાવડેજ મ્હારી સત્તા છે; એના વિના હું ક્ષણભર પણ મ્હારૂં પોતાનું

---

૧ **तमोमोहादीनि पंच पर्वाणि तनोति, विस्तारयतीति पर्वतोऽज्ञानं तस्मादुत्पन्ना पार्वती-प्रमावृत्तिः** (અર્થ ઉપર છેજ

અસ્તિત્વ (હોવાપણું) પ્રકટ કરી શકું નહિ. અને આ મ્હારો આત્મા અર્થાત્ પારમાર્થિકરૂપ છે, તથા ગૃહનિયંતા એટલે બ્રહ્મત્વ ગ્રહણકરવું પણ જેને આધીન છે. એ પ્રકારે આનંદરૂપ અદ્વિતીય આત્મામાં જે શૈલ કન્યા (દુ:ખદમોહની પુત્રી પ્રમાવૃત્તિરૂપ) પાર્વતીનો પ્રેમ છે ને કૃતકૃત્ય કેમ ન થાય ? અને તેની આગળ પૂર્વ કથિત પ્રકારથી શિવ (બ્રહ્માત્મા) આનંદરૂપવડે નર્તન કર્યાસમાન સદૈવ સ્ફુરિત કેમ ન થાય ? એટલા માટે આપણે પણ તે પ્રકારે શિવનેજ દેખ્યા હોય, શિવનેજ આલિંગન દીધું હોય, તેનોજ ભોગ (અનુભવ) કર્યો હોય તથા તેનુંજ આદરયુક્ત પૂજન કર્યું હોય અને ધ્યાન કર્યું હોય તો આપણી (વૃત્તિની) આગળ તે શિવ ( આનંદાત્મા ) શું ન હમેશાં નાચે ? અર્થાત્ સ્ફુરિત થાયજ એમ સમજવું.

અગર જો કે શિવજીનું સ્ત્રીની આગળ નાચવું એ વૈષયિક દૃષ્ટિથી નિંદ્ય લાગે છે તોપણ, મહાસમર્થ પ્રભુનું એવું કર્મ કરવામાં કોઇને કોઇ વિશેષ હેતુ હોય છે એમ સમજવું; પરંતુ આ પ્રકારની દૃષ્ટિ અથવા બુદ્ધિ પૂર્વ પૂણ્યના સંચય વિના કેવી રીતે પ્રાપ્ત થશે ? જેના ધ્યાનપ્રભાવવડે, નામસ્મરણવડે ઉપાસક વિરક્ત થાય છે તે પ્રભુમાં સ્ત્રૈણ (બાયલાપણું) ભાવની સંભાવના પાપી, વિષયી પુરૂષો વિના અન્ય કોણ કરી શકે ?

સ્કંધપુરાણમાં શિવ તાંડવનું વર્ણન છે તે, જીજ્ઞાસુ ત્યાંજ જોશે તો તેને બાહ્ય અને અંતર એવા બે ભાવ જોવામાં આવશે. અહિં દિગ્દર્શન કર્યું છે તેટલું પણ સામાન્ય લોકોને કઠણ થઇ પડશે. તાત્પર્યાર્થમાં એમ સમજવું ઉચિત છે કે, મહાદેવ જે નર્તન કરે છે તે તો પરાનંદના અભિનયરૂપ છે એમ જાણવું. સામાન્ય લૌકિક તુચ્છવિષયની પ્રાપ્તિવડે મનુષ્ય કેટલો હર્ષિત થઇને નાચે છે તે શું નજરમાં આવતું નથી ? તો પછી જેની નિજાનંદમાં સ્થિતિ તેના તાંડવમાં શું આશ્ચર્ય ? જુઓ ! આત્માના સ્વભાવભૂત આનંદ બે પ્રકા-

રનો છે. એક અનિત્ય અને બીજો નિત્ય. માયાએ નિત્યઆનંદને આચ્છાદિત કરી દીધો, પણ શુભકર્મવડે પ્રાપ્ત થયેલ વિષયની સાથે ઇંદ્રિયસંયોગ થઇને તેનાથી ઉત્પન્ન થવાવાળી વૃત્તિમાં જે અભિવ્યક્ત થાય છે અને તે વૃત્તિનો નાશ થયાપછી પોતે અંતર્ભૂત થઈ જાય છે તે આનંદને અનિત્ય કહેલ છે. અને પરિશિવ (બ્રહ્મ) સ્વભાવભૂત જે નિરતિશય આનંદ, તેને કોઈ કાળે માયા આવૃત કરી શકતી નથી વાસ્તે તે નિત્ય છે.

એ પ્રમાણે જ્ઞાનપણ, માયાવડે આવૃત થઇને વૃત્તિમાં વ્યક્ત થાય છે તે અનિત્ય અને શિવસ્વરૂપભૂત જ્ઞાન માયારૂપી અંજનવડે આચ્છાદિત નથી તેથી કદીપણ નષ્ટ થતું નથી અને આ કારણને લીધે તેને અમૃત (નિત્ય) કહ્યું છે. ક્ષણિક વૃત્તિજ્ઞાનથી, નિરતિશય ઉત્કૃષ્ટ જે પરજ્ઞાન તે, નિત્ય અખંડૈકરસવસ્તુને અત્યંત અનુકૂલ થવાથી પરમ પ્રેમનું આસ્પદ છે માટે આનંદરૂપજ સમજવું. તોપણ તેને જ્ઞાનકહેવાની એ મતલબ છે કે, તે પોતાના અને બીજાના વ્યવહારના કારણને પ્રકાશે છે. તે સ્વપ્રકાશ શિવના સ્વભાવભૂત પ્રકાશનેજ અનુભૂતિ કહે છે અને તેજ અનુભૂતિ તાંડવનું કારણ છે. નારદાદિભક્તો પણ જેના આનંદના અનુભવથી નૃત્ય કરે છે, તે આનંદમાં સદૈવ પ્રતિષ્ઠિત પરમશિવનું નર્તન શું ન સંભવે? આનંદાનુભવ વિના કોણ નાચે છે? પછી તે અનિત્યનો હોય કે નિત્યનો હોય. શોકગ્રસ્ત ક્યાં નાચે છે! સારાંશ, નાચવાને આનંદનું સૂચક માનેછે. વાસ્તે પરમાત્માશિવનું પણ નર્તન પરાનંદનું દર્શક સમજવું ઉચિત છે. અસ્તુ!

**विष्णुपक्षे अन्वयः—( यदा ) आघातात् महीपात सा (मही) सह संशयपदं व्रजति** ( બાકી પૂર્વવત્ )

**વિવરણ સહિત અર્થઃ**—હે ઈશ! જે વખતે ઘાતપાતકરવાવાળા રાજા થઇને પ્રજાઓને બહુ ત્રાસ દે છે અને તેથી પૃથ્વી

સંકટમાં આવી પડે છે, તથા જે સ્થાનમાં વિભૂતિયોની સાથે ભગવાનની પૂજા થાય છે તે વિષ્ણુપદ એટલે યજ્ઞશાલાદિ, ત્યાં દુષ્ટ પુરૂષો આવીને પોતાના હાથમાં ધારણ કરેલ પરિઘ (ભોગળ) વડે પૂજન કરાયેલ સૂર્યાદિગ્રહગણોનો ઉચ્છેદ કરે છે, અર્થાત્ યજ્ઞયાગાદિ શુભ કર્મોનો નાશ થાય છે, એપ્રમાણે જે સમય પાખંડીજન, દંભનાં ચિન્હો જે જટા દાઢી વિગેરે તેમને વધારીને લોકોને ભ્રમ ઉત્પન્ન કરી દે છે કે, કયાં વૈકુંઠ લોક છે? કયાં સ્વર્ગ લોક છે? વિગેરે પ્રતિપાદન કરે છે તે સમય, તમે જગતનાં રક્ષણ માટે મત્સ્યાદિ અવતાર નટવત્ ધારણ કરો છો, જુઓ ગીતા '**यदा यदा हि धर्मस्य**' તથા ભાગવતમાં પણ કહ્યું છે કે, જે વખત સંત મહાત્માઓના સ્થાનમાં પણ પરમાત્મકથાનો અભાવ થશે અને બ્રાહ્મણ પાખંડી થશે, શુદ્રાદિ રાજા થશે, તથા સ્વાહા સ્વધા ઇત્યાદિ શબ્દો પણ વાણીમાં આવશે નહિ, એટલે કે દેવપિતૃકાર્ય કયાંઇ પણ થશે નહિ, તે વખત કલિના અંતમાં કાળનિયંતા ભગવાન્ જાતે કલંકી અવતાર ધારણ કરશે.

આના પર શંકા થશે કે, ઇચ્છિામાત્રથી જગતનું રક્ષણકરવાને સમર્થ પરમેશ્વર મત્સ્યાદિ અવતાર લઇને કેમ કલેશિત થાય છે? તો એનું સમાધાન એ છે કે, સંપન્નતા વક્રજ હોય છે. વ્યવહારમાં દેખીએ છીએ કે સરળમાર્ગ અથવા પ્રકાર હોય છે તથાપિ, પોતાની સંપદ્ સફળ કરવા માટે સંપન્નપુરૂષ, વક્ર માર્ગ અથવા પ્રકારવડે કાર્ય કરે છે. લગ્નમાં સંપન્ન પુરૂષ સંપત્તિને દેખાડવા સીધે માર્ગેથીજ વરઘોડો લઇ જતા નથી સર્વત્ર વક્ર (વાંકે) માર્ગેથી પણ લઇ જાય છે. જ્યારે લોક પૂછે છે કે "હે ભાઈ! આ વરઘોડો કોનો છે? ત્યારે કોઇ કહે છે કે ફલાણા શેઠનો. ઓહો! કેવો ઠાઠ છે જુઓ! કેટલા બધા પૈસા ખર્ચ કર્યા છે કે ન પૂછો? આ માર્ગે થઇને નીકળ્યો વાસ્તે દેખવામાં આવ્યો." આ પ્રકારે જ્યારે લોકો કહે અને સાંભળે ત્યારે તે ધનવાન (શેઠજી) ને બહુજ આનંદ થઇને પોતાની સંપત્તિ સફળ થઇ એમ લાગે છે. પરંતુ જેની પાસે કાંઇ

ન હોય તે, પોતાના મકાનની પાસેના રસ્તેથીજ જલદી વરઘોડો લઈ જાય છે. આ પરથી જ્યાં વિભવ હોય છે, ત્યાં વક્રગામીપણું (વાંકે માર્ગે જવાની શક્તિ) હોય છેજ. તો પછી પ્રભુની વિભુતા કેવી દેખવી ? આ પરથી જાણવું કે, પોતાના મત્સ્યાદિ કૃષ્ણપર્યંત આઠ પ્રકારના અવતારનું ઐશ્વર્ય દેખાડીને તથા તેમાં શ્રવણને મનોહર એવી લીલા ચરિત્ર કરીને, ભગવાન પોતાના ભક્તોનો તેના ધ્યાન અને શ્રવણાદિવડે સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરે છે. (અવતારનું પ્રયોજન શું છે ? તે વિસ્તૃત "**दत्तप्रबोधकल्पद्रुम**" ના દ્વિતીય ગુચ્છમાં લખ્યું છે તે ત્યાંજ જોઇ લેવું.)

ગંગાજીનું ધારણ અને ઉદ્ધાર બતાવતા હરિહરનું સ્તવન કરે છે.

वियद्व्यापी तारागण॰णितफेनोद्गमरुचिः ।
प्रवाहो वारां यः पृषतलघुदृष्टः शिरसे ते ।
जगद्द्वीपाकारं जलधिवलयं तेन कृतमि- ।
त्यनेनैवोन्नेयं धृतमहिमदिव्यं तव वपुः ॥१७॥

**अन्वयः—हे ईश ! वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः यः वारां प्रवाहः ते शिरसि पृषतलघुदृष्टः तेन जलधिवलयं जगतद्वीपाकारं कृतं इति अनेन एव धृतमहिम तव दिव्यं वपुः उन्नेयं ।**

**અર્થ:—હે ઇશ ! આકાશને વ્યાપી રહે તેવો, નક્ષત્ર સમુહે જેના ફીણની શોભા વધારી છે એવો જે જલનો (ગંગાનો) પ્રવાહ તમારા મસ્તકઉપર બિંદુની પેઠે ન્હાનો દેખાયો તેણેજ સમુદ્રથી વીંટાએલું આ જગત્ બેટ જેવું કર્યું. એ ઉપરથીજ અતિમહત્વવાળું તમારૂં અલૌકિક શરીર જાણી શકાય છે.**

વિવરણઃ—હે પરમેશ્વર ! આકાશને આચ્છાદન કરીદે એવો તથા, નક્ષત્ર સમુહે જેના ફીણની શુભ્રત્વાદિ કાંતિને વૃદ્ધિંગત (વધારેલી) કરી છે એવો જે જળ પ્રવાહ, તે તમારા માથાપર બિંદુ (ટીંપુ)થી પણ નાનો જોવામાં આવ્યો. પરંતુ તેજ જલ ( ગંગા ) પ્રવાહે જગતને વેષ્ટન કરીને તેને દ્વીપાકાર બનાવ્યું. નગરની ચારે બાજુ જે પ્રમાણે ખાઇ હોય છે, તે પ્રમાણે તેણે જગતને ઘેરી દીધું અને જંબુદ્વિપાદિ સાતરૂપ કરી દીધું એ ભાવ ( અર્થ ).

પૂર્વે ભગીરથ રાજાએ કપિલમહર્ષિના ક્રોધાગ્નિવડે ભસ્મીભૂત થયેલા પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કરવા માટે ગંગાનો પ્રવાહ પૃથ્વીપર લાવવાને ઘણાં વર્ષો સુધી બ્રહ્મદેવની તપશ્ચર્યા કરી. તપશ્ચર્યાવડે પ્રસન્ન થઈ બ્રહ્મદેવે ' તમારી શી ઇચ્છા છે ? એમ પૂછતાં ભગીરથે જણાવ્યું કે અમારા પૂર્વજોનો ઉદ્ધાર કરવામાટે ગંગાનો પ્રવાહ ભૂલોકમાં આવે એવી કૃપા કરો. બ્રહ્મદેવે કહ્યું કે રાજન્ ! ગંગાનો પ્રવાહ પૃથ્વીપર આવે, પણ એનો વેગ કોણ સહન કરી શકે ? જો એ એકદમ પૃથ્વીપર આવે તો સર્વ પૃથ્વી રસાતળમાં જાય. માટે જો તમે શંકરની તપશ્ચર્યા કરો અને ગંગાનો પ્રવાહ ધારણકરવાને તેઓ કબૂલ થાય તો ગંગા પૃથ્વીપર આવે અને તમારૂં કાર્ય સિદ્ધ થાય. ત્યારે ભગીરથે એકવર્ષસુધી શંકરની તપશ્ચર્યા કરી અને તેમને પ્રસન્ન કરી પોતાની ઇચ્છા કહી. મહાદેવજીએ પણ ગંગાનો પ્રવાહ મસ્તકપર ધારણકરવાનું કબૂલ કર્યું, ત્યારે ભગીરથે ગંગાની પ્રાર્થના કરી. તે વખતે ગંગાના અંતઃકરણમાં એમ અભિમાન થયું કે, મ્હારા પ્રવાહનો વેગ શંકર પણ સહન કરી શકશે નહી. હું મ્હારા વેગથી શંકરને ઘસડીને પાતાળમાં લઇ જઇશ. ભગવાન્ અંતર્યામી હોવાથી તેનો અભિપ્રાય તેમણે જાણી લીધો, અને ગંગાનો પ્રવાહ મસ્તકપર ધારણ કરવા માટે વિરાટ્સ્વરૂપ લઇ ગંગાને જટામાં ક્યાંને ક્યાં સમાવી દીધી તેનો પતો લાગ્યો નહી. કેટલાક વખતસુધી તો ગંગા

શંકરની જટામાંજ હતી. પછી ભગીરથની પ્રાર્થનાપરથી તેને પૃથ્વીપર છોડી ત્યારે તે ગંગાનો પ્રવાર પૃથ્વીપર આવ્યો, અને અગસ્તિએ જલનું પાન કર્યાથી સુકાઇ ગએલા સમુદ્રોને તેણે જળથી ભરી દીધા. સારાંશ, જે જળનો પ્રવાહ તમારા મસ્તકપર બિંદુ જેવો દેખાતો હતો તેણે કેવડો મ્હોટો પ્રદેશ વ્યાપ્ત કરી દીધો! આકાશમાં મંદાકિની એ નામથી, ભૂલોકમાં ભાગીરથી અથવા ગંગા એ નામથી અને પાતાળમાં ભોગાવતી નામથી તે પ્રવાહ પ્રસરેલો છે. એ ઉપરથીજ તમારૂં અલૌકિક શરીર કેવું મહત્વવાળું છે તે જાણી શકાય. તેને માટે અન્ય પ્રમાણની આવશ્યકતા નથી.

હવે શંકરના જટાભૂટને માટે તત્ત્વાર્થમાં એમ સમજવું કેઃ—

**विश्रामोऽयं मुनींद्राणां पुरातनवटो हरः।**
**वेदांतसांख्ययोगाख्यास्तिस्रस्तज्जटाः स्मृताः॥**

સ્વયંપ્રકાશ, નિત્ય અપરોક્ષ, પ્રત્યગભિન્ન પરમાત્મા હર ( સર્વ દ્વૈતનાશકરવાવાળા શિવ) [1]પંચમ્યાદિ ભૂમિકાપર સ્થિત જ્ઞાનિશ્રેષ્ઠોના વિશ્રામસ્થાન છે; અને એટલામાટેજ તે પુરાતન ( જૂના ) વડતુલ્ય છે. જે પ્રમાણે વડ ઘણો પ્રદેશ વ્યાપ્ત કરી દે છે તથા એમણે પણ અખિલ જગત્પ્રદેશ અંતર્બાહ્ય વેષ્ટન કરી દીધોછે માટે વડ છે. 'વટ ધાતુ વેષ્ટનાર્થક છે' તે વડની જટા ( શાખા, નાની ડાળીઓ ) સમાન આ શિવવડની, વેદાંતસાંખ્યયોગ ઇત્યાદિ નામનાં શાસ્ત્ર, ત્રણ જટાના સ્થાનમાં સમજી લેવાં. સાધુ, તપસ્વી, મુની એમને જટા અલંકારભૂત થાય છે તે પ્રમાણે યોગીશ્વર હરની ઉપરકહેલ જટા

---

૧ યોગવાસિષ્ટમાં ભગવાન્ વસિષ્ઠજીએ બ્રહ્મવેત્તાની સપ્તભૂમિકા (અવસ્થા) કહી છે તેમાંની પાંચમી ભૂમિકા. પહેલી શુભેચ્છા (સાધનચતુષ્ટયસંપન્નતા) બીજી વિચારણા ( વેદાંત વિચાર, શ્રવણમનનાદિ ) તીજી તનુમાનસા ( સૂક્ષ્મબ્રહ્મ ગ્રહણકરવાની યોગ્યતા ) ચોથી સત્વાપત્તિ ( બ્રહ્માત્માના એકયનો સાક્ષાત્કાર જેમાં થાય તે ) પાંચમી

ભૂષણીભૂત ( અલંકારરૂપ ) છે; અને જ્ઞાનગંગા આ જટાજૂટમાં ગુપ્ત છે. તે, ભગીરથની સમાન તપ કર્યાવિના કેવી રીતે આપણને પ્રાપ્ત થશે? તથા તેના વિના આપણે આપણા પૂર્વજોનો કેવી રીતે ઉદ્ધાર કરી શકશું? વાસ્તે સ્થૂલસ્વરૂપની આરાધના કરવી તો, તેજ દ્વૈતહરણશીલ ( ભેદબુદ્ધિનો નાશ કરવાવાળા ) હરરૂપ ગુરૂ પ્રકટ થઇને આપણી અખિલ કામના પૂરણ કરશે એમ નિશ્ચયાત્મક સમજવું. અસ્તુ! ( પ્રસંગોપાત્ત રસિક જીજ્ઞાસુઓને માટે આ કહી દીધું છે.)

**विष्णुपक्षे अन्वयः—हे ईश! शिरसि वियद्व्यापी** ( બાકી પૂર્વવત્ )

વિવરણ સહિત અર્થઃ—હે ભગવન! બલિનો છલ કરવામાટે તમે જ્યારે વિરાટ્સ્વરૂપ ધારણ કર્યું અને એક ચરણથી આકાશાદિક સર્વ લોકને વ્યાપ્ત કર્યા, તે વખતે સર્વ લોકના શિરઃસ્થાનીય એવા સત્યલોકમાં ગએલા તમારા ચરણની બ્રહ્મદેવે અર્ધ્ય જળવડે પૂજા કરી. તમારા ચરણારવિંદ ધોવાથી પવિત્ર થએલું તે બ્રહ્મના કમંડળનું પાણી આકાશમાંથી નીચે પડતી વખતે ગંગાનદીને નામે પ્રખ્યાત થયું. તે બ્રહ્માંડવિવરમાંથી નિકળેલો, આકાશને વ્યાપ્ત કરતો, નક્ષત્રના સમૂહવડે જેના ફીણની શોભામાં વૃદ્ધી થઇ છે એવો જે ગંગાજળનો પ્રવાહ તે તમને બિંદુથી પણ અલ્પ દેખાયો. પણ તેજ પ્રવાહે આ જગતને સમુદ્રથી વીંટાએલા બેટ જેવું કર્યું છે. એ ઉપરથીજ તમારૂં દિવ્ય એટલે બલિનો છળ કરવા માટે દેવલોકમાં આવિર્ભૂત થએલું અલૌકિક શરીર ઘણું મ્હોટું હતું એમ અનુમાન કરી શકાય છે.

---

અસંસક્તિ ( નિર્વિકલ્પ સમાધિ ) છઠ્ઠી પદાર્થાભાવિની (જેમાં કોઇ પદાર્થનું ભાન થતું નથી તે) અને સાતમી (પરિપૂર્ણ પરમાનંદમયતા) સામાન્ય વાચક વર્ગને કઠણ લાગશે તેથી અને અંહી અપ્રસ્તુત હોવાથી કેવલ નામનોજ નિર્દેશ કર્યો છે. વિસ્તાર 'શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમ' ના ચતુર્થ સ્કંધમાં આવશે.

હવે લંકાપુરી અને ત્રિપુરનો દાહ બતાવી હરિહરની સ્તુતિ કરે છે:—

रथः क्षोणी यन्ता शतधृतिरगेन्द्रो धनुरथो ।
रथाङ्गे चन्द्रार्कौ रथचरणपाणिः शर इति ।
दिधक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडम्बरविधि- ।
र्विधेयैः क्रीडन्त्यो न खलु परतन्त्राः प्रभुधियः ॥१८॥

**अन्वयः—हे ईश ! क्षोणी रथः शतधृतिः यन्ता अगेन्द्रः धनुः अथो चन्द्रार्कौ रथाङ्गे रथचरणपाणिः शरः इति त्रिपुरतृणं दिधक्षोः ते कः अयं आडम्बरविधिः ? खलु प्रभुधियः परतंत्राः न; विधेयैः क्रीडन्त्यः ।**

**અર્થ:—હે પરમાત્મન્ ! પૃથ્વીનો રથ કર્યો, બ્રહ્મદેવને સારથિ બનાવ્યો, મેરૂપર્વતનું ધનુષ્ય કર્યું, સૂર્યચંદ્રને રથના ચક્રો અને વિષ્ણુને બાણ બનાવ્યા. આવી રીતે ત્રિપુરાસુરરૂપી તૃણને બાળવા માટેનો તમારો આ કેવડો આડંબર? ખરેખર, ઇશ્વરના સંકલ્પો પરાધીન હોતા નથી. પણ સ્વાધીન રહેલા પદાર્થોની સાથે ક્રીડા કરનારા હોય છે.**

વિવરણઃ—હે ઇશ્વર ! ત્રિપુરરૂપી ઘાસને બાળી નાંખવા માટે તમે કેવો આડંબર કર્યો !! ઘાસની પેઠે અનાયાસે બળી જાય એવા ત્રિપુરને બાળવા માટે આટલો બધો આડંબર કરવાનું કાંઇ પ્રયોજન ન્હોતું. કારણ, વ્યવહારમાં પણ કોઇ પુરૂષ જ્યાં નખથી કામ થતું હોય ત્યાં કુહાડીનો ઉપયોગ કરતો નથી; તો પછી તમારે અલ્પ કાર્ય માટે આટલી બધી તૈયારી કરવાની કાંઇ જરૂર ન્હોતી. તમે પૃથ્વીનો રથ કર્યો, બ્રહ્મદેવને સારથિ બનાવ્યો. મેરૂ પર્વતને ધનુષ, ચંદ્રસૂર્યને રથના

ચક્ર, અને પ્રત્યક્ષ વિષ્ણુને બાણુ બનાવી ત્રિપુરનો નાશ કર્યો તે ખરેખર તમારો આડંબરજ છે. કારણુ, કેવળ ઇચ્છા માત્રથીજ ત્રિભુવનનો સંહાર કરવાને સમર્થ એવા તમારે આટલી બધી સામગ્રી મેળવવાની જરૂર નહોતી. આવું અલૌકિક સામર્થ્ય છતાં જ્યારે તમે એ સામગ્રી મેળવવાનો પ્રયાસ કર્યો, ત્યારે એમ સિદ્ધ થાય છે કે, સમર્થ પુરૂષોની ઇચ્છા સ્વતંત્ર હોય છે. સમર્થ પુરૂષો પોતાની ઇચ્છા મુજબ વર્તે છે અને પોતાને સ્વાધીન રહેલા પદાર્થોવડે ગમે તેવી ક્રીડા કરે છે. તે ક્રીડામાં તેમનો કોઇ હેતુ હોતો નથી. સારાંશ, પોતાના સ્વાધીન રહેલા પદાર્થોને ક્રીડાનું સાધન બનાવી ક્રીડા કરનારા, ઇચ્છાથી ગમે તે કાર્ય કરવાને સમર્થ એવા, લૌકિક અને વૈદિક નિયમના બંધનમાં ન રહેલા એવા તમને કોઇપણ કૃત્ય અયોગ્ય નથી. ત્રિપુરદહનની કથા નીચે પ્રમાણે છે.

તારકાસુરના ત્રણ પુત્રો તારકાક્ષ, વિદ્યુન્માલી અને કમલલોચન એમણે ઘણા વખત સુધી ઘોર તપશ્ચર્યા કીધી. તે તપથી પ્રસન્ન થઇ બ્રહ્મદેવે તેમને અંતરિક્ષ મંડલમાં એક સોનાનું, એક રૂપાનું અને એક લોઢાનું એમ ત્રણ પુરો નિર્માણ કરી આપ્યાં. દેવના એક હજાર વર્ષ થાય એટલે અર્ધનિમિષ જેટલા અલ્પકાલમાં ત્રણ પુરો સમરેખામાં આવતા. એટલા અલ્પકાળમાં જે ધનુર્ધારી પુરૂષ બરાબર લક્ષ્ય તાકીને બાણુ છોડે તેજ તે ત્રણ પુરનો નાશ કરી શકે એમ બ્રહ્મદેવનો વર હતો. જ્યારે રાક્ષસોએ ઉન્મત્તતાથી ત્રૈલોક્યને ત્રાસ આપવા માંડ્યો ત્યારે દેવતાગણુ તથા ઋષિસમૂહ ભગવાન્ વિષ્ણુ સાથે મહાદેવજી પાસે આવ્યા અને પ્રાર્થના કરી કે, આજકાલ તારકાસુરના ત્રણ પુત્રો તો સર્વ ત્રૈલોક્યને અત્યંત પીડા આપે છે, માટે કૃપા કરીને અમને એ સંકટમાંથી મુક્ત કરો. ત્યારે મહાદેવ ત્રિપુરનો સંહાર કરવાને સજ્જ થયા. પૃથ્વીનો રથ બનાવ્યો. સૂર્યચંદ્ર રથના ચક્ર થયા, મંદરાચલને રથનો અક્ષ બનાવ્યો, ચાર વેદ ચાર ઘોડા

થયા, શાસ્ત્રોની લગામ બનાવી, બ્રહ્મદેવ સારથિ બન્યા, મેરૂપર્વતનુ ધનુષ્ય બનાવી શેષની પણછ ચઢાવી અને વિષ્ણુને બાણુ બનાવ્યા. એવી રીતે અલૌકિક સામગ્રી સજ્જ કરી પરમાત્મા શંકર ત્રિપુરાસુરનો સંહાર કરવાને નીકળ્યા.

દૈત્યોની સાથે શંકરનો ઘનઘોર સંગ્રામ થયો, અને ઘણાં વર્ષો વીતી ગયાં તોપણુ દૈત્યોનો પરાભવ થયો નહી. કારણુ દૈત્યોની સ્ત્રીઓ અત્યંત પતિવ્રતા હોવાથી તેમના પાતિવ્રત્યના પ્રભાવથી દૈત્યો નિરંતર રણસંગ્રામમાં વિજયશાલીજ થતા.

એ વાત પરમાત્મા વિષ્ણુના જાણુવામાં આવી, ત્યારે તે બૌદ્ધરૂપ ધારણુ કરી દૈત્યસ્ત્રીઓ પાસે ગયા અને વેદબાહ્ય અપવિત્ર એવું ચાર્વાક શાસ્ત્ર પ્રગટ કર્યું. તે શાસ્ત્રનો પ્રચાર થવાથી દૈત્યસ્ત્રીયોનું પાતિવ્રત્ય નષ્ટ થયું, તેથી દૈત્યોનું પુણ્યબળ ઓછું થયું. આ તરફ પરમાત્મા શંકર અને ત્રિપુરાસુરનું યુદ્ધ થતાં થતાં હજાર વર્ષો વીત્યાં અને ત્રણપુરો સમરેષામાં આવવાનો વખત પાસે આવ્યો, એટલે ભગવાન્ શંકરજીએ ધનુષ્ય સજ્જ કરી વિષ્ણુરૂપ બાણુ જોડી તેના પર પાશુપતાસ્ત્રની સ્થાપના કરી. અર્ધનિમિષ જેટલા કાળમાં જ્યાં પુરો સમરેષામાં આવે એટલામાં તો એમણે બરાબર લક્ષ્ય તાકીને બાણુ છોડયું. જાણે સહસ્ત્રાવધી સૂર્યનો ઉદય થયો હોય અથવા જાણે પ્રલયાગ્નિની જ્વાળાજ પ્રદીપ્ત થઇ હોય અથવા પ્રલય મેઘની વિદ્યુલ્લતા હોય તેમ તે અતિ તેજસ્વી બાણુ નિમિષાર્ધમાં ત્યાં જઇ પહોચ્યું અને તે બાણુથી ત્રણે પુરો તથા સર્વ દૈત્યો બળીને ખાક થઇ ગયા. ત્યારે સર્વ દેવોએ શિવની પ્રેમપૂર્વક સ્તુતિ કરી. આ ત્રિપુરવૃત્તાન્તમાં શું સમજવું ઉચિત છે તે નીચે બતાવીએ છીએ:—

જાગૃતી, સ્વપ્ન, સુષુપ્તિ ( સ્થૂલ સૂક્ષ્મ કારણુ ) એજ ત્રણુ સુવર્ણ (સોના) રૂપા અને લોઢનાં નગર છે. શ્રુત્યાદિકોમાં શરીરનું "પુર" નામવડે વર્ણન કર્યું છે. રાજાના નિવાસ સ્થાન પુરવત્ ( નગર પેઠે )

આત્મરાજાની વસતિ ( નિવાસ ) અને ઉપલબ્ધિ ( પ્રાપ્તિનું સ્થાન દેહ છે. (જુઓ કઠોપનિષદ્ 'पुरमेकादशद्वारं ઇત્યાદિ મંત્ર. ૨-૨૧) તે ત્રણપુરો વિષે વિશ્વ, તૈજસ પ્રાજ્ઞ ઇત્યાદિ નામવડે જે પ્રસિદ્ધ છે તેજ, તારકાસુરના 'તારકાક્ષ, વિદ્યુન્માલી કમળલોચન' નામવડે પ્રસિદ્ધ ત્રિપુરાસુર છે. જ્યાંસુધી તેમનો નાશ ( બાધ-મિથ્યાપણું ) ન થાય, ત્યાં સુધી નિત્યસુખ અક્ષયાનંદ પ્રાપ્ત થશે નહિ અને એમને મારવાનું સામર્થ્ય શિવરૂપ ગુરૂવિના બીજા કોઇમાં નથી. માટે તેમને શરણ જવું જોઇએ. તેમની સેવા કરવી જોઇએ તેમની પ્રાર્થના કરવી જોઇએ ત્યારે તે ભાવ દેખીને પ્રસન્ન થશે અને બોધરૂપ બાણ વડે તેમને ઉડાવી દેશે. અનંતર તુર્યાતીતતા ( બ્રહ્માનંદની પ્રાપ્તિરૂપ ચતુર્થ અવસ્થાથી અતીત કેવળ આનંદરૂપપણું ) પ્રાપ્ત થશે. કે જેમાં આનંદ વિના બીજો કોઇ પદાર્થ નથી; પછી સંસાર દુઃખની પ્રાર્થના કરો તોપણ કદીએ દર્શન દેશે નહિ. શિવજ ગુરૂરૂપ છે અને ગુરૂ શિવરૂપ છે એ બન્નેમાં ભેદ નથી. શિવજ શિષ્યનો અધિકાર જોઇને ગુરૂરૂપ બનીને બોધામૃતની વૃષ્ટિ કરે છે એમ વર્ણન છે. અને મહાદેવજી પણ કહે છે કે:—

**यो गुरुः स शिवः साक्षाद्यः शिवः स गुरुर्मतः ।**
**गुरौ मयि न भेदोऽस्ति भेदस्तत्र निरर्थकः ॥**

જે ગુરૂ છે તે સાક્ષાત્ સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ શિવજ છે, અને જે શિવ છે તે ગુરૂરૂપ છે. મ્હારામાં તથા ગુરૂમાં બીલકુલ ભેદ નથી. જે કરે છે તે વ્યર્થ છે એમ સમજવું. એટલા માટેજ બન્નેમાં અભેદ બુદ્ધિ રાખવી ઉચિત છે. (આનો વિસ્તાર દત્તપ્રબોધકલ્પદ્રુમના પ્રથમ સ્કંધમાં જોઇ લેવું.)

**विष्णुपक्षे अन्वयः—हे ईश ! क्षोणी (इव) रथः शतधृतिः (इव) यंता, अगेंद्रः (इव) धनुः अथो चंद्रार्कौ (इव) रथांगे रथचरणपाणिः (इव) शरः इति त्रिपुरतृणं.** ( બાકી પૂર્વવત્ )

વિવરણ સહિત અર્થઃ—[ त्रीणि त्रिकूटगिरिशिखराणि पुराणि आश्रयो यस्य इति त्रिपुरं लंकापुरं तदेव तृणं ] ત્રિકૂટ પર્વતના ત્રણ શિખરોના આશ્રયથી રહેલું જે લંકાપુર તેજ ત્રિપુર. હે ભગવન્! ત્રિપુર એટલે લંકારૂપી તૃણને બાળી નાંખવા માટે તમે પણ કેવડો આડંબર કર્યો!! પોતે રામરૂપથી અવતર્યા, સુગ્રીવની સાથે મિત્રતા કરી, વાનરોની સેના એકઠી કરી, તેમજ સમુદ્રના ઉપર સેતુ બંધન કર્યું; પણ આટલો બધો આડંબર કરવાની કાંઇ જરૂર નહોતી. તેમજ પૃથ્વી જેવો અચળ દૃઢ રથ, બ્રહ્મદેવના જેવો કુશળ સારથિ, પર્વતના જેવું દૃઢ ધનુષ્ય. ચંદ્ર અને સૂર્યના જેવાં ઉજ્વળ રથનાં ચક્રો અને પોતાના જેવાં તેજસ્વી બાણ એ બધી સામગ્રીનું પણ શું પ્રયોજન હતું? કેવળ ઇચ્છા માત્રથીજ તમે ત્રૈલોક્યને બાળવાને સમર્થ છો. છતાંપણ આટલો બધો આડંબર કર્યો તેથી જણાય છે કે—સમર્થ પુરૂષની બુદ્ધિ પરતંત્ર હોતી નથી. પણ સ્વતંત્ર હોય છે અને સ્વાધીન રેહેલા પદાર્થોવડે ક્રીડા કરે છે.

ઇંદ્ર અને ઉપેંદ્રની ભકિત તથા તેનું ફળ દર્શાવતાં સ્તુતિ કરે છેઃ—

हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयो-।
र्यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् ।
गतो भक्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषा ।
त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगताम् ॥१९॥

अन्वयः—हे त्रिपुरहर! हरिः ते पद्योः साहस्रं कमलबलिं आधाय तस्मिन् एकोने (सति) यत् निजं नेत्रकमलं उदहरत् असौ भक्त्युद्रेकः चक्रवपुषा परिणतिं गतः त्रयाणां जगतां रक्षायै जागर्ति ।

અર્થઃ—હે મહાદેવ! વિષ્ણુએ તમારા ચરણપર સહસ્ર-કમળની પૂજા અર્પણ કરી, તે સહસ્ર સંખ્યામાં જ્યારે એક

**કમળ ઓછું થયું ત્યારે જે પોતાનું નેત્રકમળ અર્પણ કર્યું તે ભક્તિનો મહિમા ચક્રનાં રૂપમાં પરિણામ પામ્યો અને તે ત્રણે લોકનું રક્ષણ કરવા માટે સદા જાગે છે.**

વિવરણઃ—હે ત્રિપુરહંતા મહાદેવ! ભગવાન્ વિષ્ણુએ તમારી પૂજા કરી તમારા ચરણ ઉપર સહસ્રકમલો ચઢાવવાનો નિશ્ચય કર્યો અને કમલો ગણી લઈ પૂજાનો પ્રારંભ કર્યો. વિષ્ણુની ભક્તી કેવી છે તે જોવા માટે તમેજ એક કમળ ગુપ્ત કર્યું હતું. તેથી તેમાં એક કમળ ઓછું થયું. તે વખતે તેણે આસપાસ જોયું પણ કોઈ ઠેકાણે કમળ દેખાયું નહી, ત્યારે પોતાના નિયમનો ભંગ ન થાય તેટલા માટે વિષ્ણુએ પોતાનું નેત્રકમળ ઉખેડી તમારા ચરણમાં અર્પણ કર્યું. પોતાનું નેત્રકમળ ઉખેડી વિષ્ણુએ જે અતિશય ભકતી બતાવી તે ચક્રના રૂપમાં પરિણામ પામી. એટલે તમે તે ભકતીથી પ્રસન્ન થઇને વિષ્ણુને સુદર્શન ચક્ર આપ્યું. તે ચક્ર ત્રણ જગત્‌ની રક્ષા કરવા માટે સદા સાવધ રહે છે. સારાંશ, તમારો મહિમા અતર્ક્ય છે. વિષ્ણુએ પોતાનું નેત્રકમળ શંકરના ચરણકમલમાં અર્પણ કર્યું તેની કથા પુરાણમાં નીચે મુજબ છે.

એક સમયે ભગવાન્ વિષ્ણુ કાશિક્ષેત્રમાં મણિકર્ણિકા ઉપર સ્નાન કરી સુવર્ણના સહસ્રકમળો લઇ ગિરિજાપતિ મહાદેવજીની પૂજા કરવામાટે શિવમંદિરમાં ગયા. ત્યાં શંકરજીની ભકિતપૂર્વક પૂજા કરી અને શિવસહસ્રનામમાંથી એકેક નામનો ઉચ્ચાર કરી શંકરના લિંગ ઉપર એકેક કમળ ચઢાવતાં ગયા. વિષ્ણૂની ભકતી કેવી છે તેની પરીક્ષા કરવી જોઇએ એમ વિચાર કરી ભગવાન્ મહાદેવજીએ સહસ્રકમળમાંથી એક કમલ ગુપ્તરૂપથી હરણ કર્યું. ત્યારે તેમાં એક કમળ ઓછું આવ્યું. વિષ્ણુ તો શિવસહસ્રનામમાંથી એકેક નામ બોલી એકેક કમળ ચઢાવતા હતા. તેથી, એક કમળ ઓછું છે એમ તેમના જાણવામાં આવ્યું. ત્યારે તેમણે અજુબાજુ તો કમળ પડયું નહી હોય? એવી શંકાથી

આસપાસ જોયું પણ ક્યાંએ દેખાયું નહી. એટલે તેમના મનમાં શંકા થઇ કે, હું શિવસહસ્રનામનો ઉચ્ચાર કરતો હતો તેમાં ભૂલ થઇ કે એક કમળજ ઓછું થયું ? પણ મ્હારાથી નામમાં તો ભૂલ થાય નહી. હવે શું કરવું ? મ્હારો તો હજાર કમળવડે શંકરની પૂજા કરવાનો સંકલ્પ છે, અને આમાં તો એક ઓછું થયું. અંહિથી ઉઠીને લેવા જાઉં તો આસનનો ભંગ થાય, એમ વિચાર કરતાં તેમને યુક્તિ સુઝી કે, સઘળા લોકો મને પુંડરીકાક્ષ એટલે કમલનેત્ર કહે છે માટે કમળને બદલે નેત્રરૂપી કમળજ સમર્પણ કરૂં તો નિયમભંગ ન થાય. એમ વિચારી તરત આંગળીવડે નેત્ર ઉખેડીને પરમાત્માને સમર્પણ કર્યું. તેથી મહાદેવ પ્રસન્ન થઇ પ્રગટ થયા અને કહ્યું કે, હે વિષ્ણો ! તમારી ભક્તિ બહુ અલૌકિક છે. ત્રૈલોક્યમાં તમારા જેવો મારો ભક્ત બીજો કોઇ નથી. માટે હું તમને ત્રૈલોક્યનું રાજ્ય અર્પું છું, તેનું તમે પાલન કરો. મ્હારી ભક્તિ કરનારા જો તમારો દ્વેષ કરશે તો તે મારા દ્વેષી બની નરકમાં જશે. બીજી કોઇ જો તમારી ઇચ્છા હોય તો નિઃશંક કહો. ત્યારે વિષ્ણૂએ કહ્યું, ભગવન્ ! આપે મને ત્રૈલોક્યનું રક્ષણ કરવાની આજ્ઞા કરી પણ મદોન્મત્ત તથા મહા-પરાક્રમી દૈત્યોને હું કેવી રીતે મારૂં ? શ્રી મહાદેવજીએ કહ્યું કે, આ સુદર્શન નામક ચક્ર હું તમને અર્પું છું, એ સર્વ દૈત્યોનો નાશ કરશે માટે ગ્રહણ કરો. એમ કહી સુદર્શનચક્ર આપી પરમાત્મા શ્રી શંકર અંતર્ધાન પામ્યા. આ કથામાંથી શું બોધ લેવો તે નીચે દેખાડવામાં આવે છે.

પરમાત્મા શંકરને કમળ બહુ પ્રિય હોય છે વાસ્તે વિષ્ણુએ સમર્પણ કર્યાં અને સુદર્શન લાભ કરી લીધો. તદનુસાર આપણે પણ જે આપણી પાસે અનેક કમાળ છે તે નિત્ય સમર્પણ કરીને તેની પૂજા કરશું તો આપણને પણ **સુ–દર્શન** ( શોભન સ્વરૂપનું દર્શન અર્થાત્ આત્મસાક્ષાત્કાર ) નો લાભ થશે. આપણી પાસે ક્યાં કમળ છે તે જુઓ !

શિરકમળ. મુખકમળ, કરકમળ. હૃત્કમળ તથા પાદકમળ પણ સમજો. એમ અનેક કમળોનું સમર્પણ, એટલે કે શિરકમળને નમ્ર કરીને નમસ્કાર કરવો. નેત્રકમળવડે તેમની ( ઇશ્વરની ) મૂર્તિનું અવલોકન, મુખકમળવડે તેમના ગુણોનું ગાન, કરકમળવડે પૂજન, હૃદયકમળવડે ધ્યાન અને પાદકમળ, તેમના મંદિરાદિકોમાં જઇને પ્રદક્ષિણા વિગેરેમાં લગાડવું એ પ્રમાણે કાર્યોને કરવાં. શંકરાચાર્યજીએ પણ લખ્યું છે કેઃ-

**गभीरे कासारे विशति विजने घोरविपिने ।**
**विशाले शैले च भ्रमति कुसुमार्थं जडमतिः ।**
**समर्प्यैकं चेतः सरसिजमुमानाथ भवते ।**
**सुखेनैव स्थातुं जन इह न जानाति किमहो ॥**

ઉંડા તળાવમાં તથા ભયંકર નિર્જન અરણ્યમાં અને મોટા મોટા પહાડોપર મૂઢલોક પુષ્પાદિકોને માટે જો ભટકે છે તે કેટલું આશ્ચર્ય! જ્યાં સર્પાદિનો ભય તથા હિંસ્ર શ્વાપદો ( ઘાતકી પશુઓ ) નો ભય અને પડવાનો ભય એવા પૂર્વોક્ત અરણ્ય વિગેરેમાં ભ્રમણ કરે છે અને શ્રમિત થાય છે; પરંતુ હે મહાદેવ! આપને એક ચિત્તકમળ ( મનરૂપી કમળ ) સમર્પણ કરીને સુખપૂર્વક ઘરમાં રહેવું એ કેમ જાણતા નથી કોણ જાણે ?

એક ચિત્તકમળ સમર્પણ કર્યું કે, પૂર્વોક્ત સકળ કમળ તેની પાછળ અર્પણ થાયજ છે એવો ચિત્તકમળની સાથે બીજાં કમળોનો સંબંધ જોડાયેલો હોય છે. પરંતુ કરકમળ વિગેરે બીજાં સમર્પણ થાય તો, ચિત્તકમળ અર્પિત થાય એવો કંઈ નિયમ નથી. અસ્તુ! સારાંશ, એ છે કે આત્મરૂપ મહાદેવને બાહ્યકમળોથી અંતરનું કમળ સમર્પણ કર્યું જાય તો સુદર્શન ( યથાર્થરૂપનું દર્શન ) લાભ નિઃસંશય થશે એ વેદશાસ્ત્રાદિકોનો સિદ્ધાંત છે. યોગવાસિષ્ટમાં તથા સૂતસંહિતામાં આ વાત વિસ્તારપૂર્વક જોવામાં આવશે કે મહાદેવ કોણ અને

એમની પૂજા કેવી અને કેટલા પ્રકારની છે; અહીં થોડીક બતાવી છે. માટે મુમુક્ષુઓને સમજવું આવશ્યક છે કે:—

**यो हृदि स्थितमात्मानं सच्चिदानंदरूपिणं ।**
**महादेवं विजानाति मुच्यते भवबंधनात ॥**

જે પુરૂષ સચ્ચિદાનંદરૂપ હૃદયસ્થિત આત્માને મહાદેવસ્વરૂપ જાણે છે તેજ સંસારપાશ બંધનવડે નિર્મુક્ત થાય છે. પંચપ્રાણ, નંદીભૃંગી વિગેરે અનુચરોના સ્થાનમાં છે તથા દશેંદ્રિય ચામુંડા વિગેરે માતૃગણોના સ્થાનમાં જાણવી. બુદ્ધિ પાર્વતી અને ઇંદ્રિયગણોનો પતિ જે મન તેજ ગણપતિ તુલ્ય છે. એ પ્રમાણે દેહરૂપ કૈલાસપર મહાદેવ ( મહાન સર્વવ્યાપી સ્વયંપ્રકાશ આત્મા ) સ્થિત છે તેને ગુરૂમુખદ્વારા સમજીને અભેદ ઉપાસના કરવાથી શિવ ( બ્રહ્મ ) રૂપતા પ્રાપ્ત થાય છે. અસ્તુ!

ભગવાન્ શ્રી વિષ્ણુએ શંકરની કરેલી આરાધના વાંચી સાંભળીને તેના ભકતો શંકરસાથે વિરોધભાવ કરશે નહીં. શંકરની આરાધના કરી તેથી વિષ્ણુમાં પણ તેનાથી ન્યૂનભાવ સુજ્ઞ જાણતા અગર દેખતા નથી; બન્ને એકરૂપજ છે. પૂર્ણતાને પામેલા ભકત બે પ્રકારના ભેદભાવ છોડી તેમની આરાધના કરે છે પણ, અપૂર્ણમાંજ દેવભક્ત સંબંધી દ્વેષ તથા દુરાગ્રહ હોય છે. એને માટે એક દૃષ્ટાંત જુઓ.

પ્રસિદ્ધ નામદેવ ભક્ત, ઉદ્ધવનો અવતાર હતો અને તે, ભગવાન્ શ્રી (વિષ્ણુરૂપ) વિઠ્ઠલની ઉપાસના કરતા હતા; પરંતુ તેના મનમાં શંકરને માટે બિલકુલ ભિન્નતા નહોતી. જ્ઞાનદેવની સાથે જ્યારે નામદેવ તીર્થયાત્રામાટે ગયા હતા, ત્યારે, ફરતાં ફરતાં દ્વાદશ જ્યોતિર્લિંગમાં જે ઔઢીઆ નાગનાથ નામનું ક્ષેત્ર છે ત્યાં આવી પહોંચ્યા. એ દિવસે મહા શિવરાત્રી (માઘ વદ ચતુર્દશી) હતી વાસ્તે જ્ઞાનદેવ અને નામદેવને અતીવ આનંદ થયો. તીર્થમાં બન્નેએ સ્નાન કર્યું

નિત્ય નિયમ સંપૂર્ણ થયા પછી શ્રી શિવજીના દર્શન વાસ્તે બન્ને મહાદ્વારમાં આવ્યા અને દંડવત્ પ્રણામ કરવા માંડયા. અનંતર દેવાલયની અંદર, જ્યાં શિવલિંગ હતું ત્યાં, દર્શન કરવાને ગયા અને મહાદેવને જળ ચઢાવીને બિલ્વપત્રાદિ સમર્પણ પૂર્વક તેમણે પૂજન તથા સ્તવન કર્યાં.

શિવનું તાત્ત્વિક સ્વરૂપ તો સાક્ષાત્ ચિન્માત્ર બ્રહ્મજ છે અને તેને તો 'દ્રષ્ટા દર્શન અને દૃશ્ય' એ પ્રકાર ત્રણ વૃત્તિઓરૂપ પત્ર છે જેને તે ત્રિદળ બહુ પ્રિય છે. પણ આનું સમર્પણ કેવી રીતે થાય? એવી શંકા થશે વાસ્તે કહે છે કે, આ ત્રિપુટીની સત્તા શિવથી ભિન્ન નથી માટે, તેને બાધ (મિથ્યાત્વ) પૂર્વક અવલોકન કરવીજ, સમર્પણરૂપ છે. બિલ્વપત્રને ત્રણ દળ હોય છે અને ત્રિપુટીને પણ ત્રણ આકાર હોય છે વાસ્તે બન્નેની તુલ્યતા સમજવી. આ પ્રકાર 'સ્થૂળ સૂક્ષ્મ કારણ' 'કર્તાકાર્યકરણ' 'ભોક્તા ભોજનભોજ્ય' 'જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ' 'સત્વ રજતમ' ઇત્યાદિ પત્રત્રયાન્વિત અનંત બિલ્વદળનું સમર્પણ, એટલે તદ્રૂપતાવડે અવલોકન બ્રહ્મરૂપ શિવને અતિ પ્રિય છે અને તેથી કરીને ઉપાસક તત્પ્રસાદથી પરમાનંદને પ્રાપ્ત થાય છે. અસ્તુ!

અનંતર નામદેવે વિચાર કર્યો કે, આજ શિવરાત્રિનું ઉપોષણ છે વાસ્તે રોજની પેઠે સ્વયંપાકની ઉપાધિ નથી; માટે સમગ્ર રાત અને દિન ભગવાનની આગળ કીર્તન કરશું અને જાગરણ કરશું. વસ્તુતઃ શિવરાત્રી તો તેજ છે કેઃ—

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**जागर्ति शिवरात्रौ यः शिवस्तस्मिन्प्रसीदति ॥**

જેવી રીતે રાત્રીમાં સકળ પ્રાણીઓનો વ્યવહાર બંધ થાય છે તેવી રીતે, જે [1]નિશામાં (બ્રહ્મરૂપ શિવરાત્રિમાં) સકળ પ્રાણી વ્યવહાર

---

૧. **'नितरां शेरते प्राणिनः अत्र'** જેમાં પ્રાણી નિસ્ચેષ્ટ સુઇ રહે છે તે નિશા એટલે રાત્ર; અને **'शं सुखं नितरां सुखरूपत्वात्**

કરી શકતાં નથી, તેની અંદર જીતેંદ્રિય યોગી જાગરણ કરે છે; અર્થાત્ તેમાં રમે છે, આનંદ કરે છે. સર્વ પ્રાણીઓની વ્યવહાર પ્રતીતિવત્ જ્ઞાનીને જે આત્મપ્રતીતિ તેજ જાગરણ સમજવું. લોક-પ્રસિદ્ધ શિવરાત્રિમાં જેમ લોક જાગરણ કરે છે તદનુસાર, જે કોઈ પુરૂષ યોગાભ્યાસ અથવા બ્રહ્માભ્યાસવડે સુખરૂપ આત્મસ્થિતિમાં જાગરણ કરે છે એટલે સર્વદા આત્મસ્વરૂપનો અનુભવ કરે છે, તે પુરૂષના ઉપર બ્રહ્મરૂપ શિવની પ્રસન્નતા થાય છે; અર્થાત્ નિર્મળતાથી તેને સદૈવ તે આનંદરૂપવડે સ્ફુરિત થાય છે એ ભાવ. શિવરાત્રીને ચતુ-દશીત્વ (ચૌદશપણું) છે તત્સમાન, પંચકર્મેંદ્રિય. પંચજ્ઞાનેંદ્રિય, મન, અહંકાર અને ચિત્ત મળીને ત્રયોદશ થાય છે અને બ્રહ્માભિન્ન પ્રત્યગાત્મવિષયક ( બ્રહ્માભિન્ન પ્રત્યગાત્માને વિષય કરવાવાળી ) જે બુદ્ધિવૃત્તિ, એટલે **'ब्रह्माहमस्मि'** હું બ્રહ્મરૂપ છું એ પ્રકાર પ્રમા (યથાર્થ જ્ઞાન) વૃત્તિ, તેનું ચતુર્દશીત્વ જાણી લેવું.

આનાપર શંકા થશે કે આ પ્રકાર પ્રમાવૃત્તિનું **'शिवरात्रित्व चतुर्दशीत्व'** (શિવરાત્રીપણું, ચતુર્દશીપણું) કોઇપણ સ્થાનમાં પ્રતિ-પાદન કરેલું હોય એમ જોવામાં આવતું નથી અને તમે કેવી રીતે કહો છે ? આના સમાધાનમાં કહેવામાં આવે છે કે:—

**इयं तु शांभवैः प्रोक्ता शिवरात्रि चतुर्दशी ।**
**निराहारतया तत्र वृत्तिरोधी भवेद्ध्रुवः ॥**

શાંભવોએ એટલે જગદાનંદકર શંભુના આત્મભૂત જ્ઞાનિયોએ લોક વિલક્ષણ આ શિવરાત્રી નામની ચતુદશી કહેલી છે. અર્થાત્ અજ્ઞાનીઓની દૃષ્ટિમાં, આનું સુખરૂપતાને લીધે શિવત્વ, અને વ્યાપાર-અભાવ થવાથી રાત્રિત્વ (શિવરાત્રિત્વ) અને કર્મેંદ્રિયાદિ ત્રયોદશ (તેર) ત્રિપુટીઓની પ્રકાશકતાને લીધે ચતુદશીત્વ, કેવી રીતે આવે ? હવે

---

નિરાહાર એટલે અત્યંત સુખસ્વરૂપ પરબ્રહ્મ. એવા બે અર્થ સમજવાં.

કદાચિત્ એમ કહેશો કે, ભલે ! આ શિવરાત્રી ચતુર્દશી હોય પણ, તેની પેઠે આ શિવરાત્રીમાં કોણ અને કેવો ઉપવાસ કરી શકે ? તો સાંભળો.

આમાં પણ નિરાહારતાવડે એટલે ઇંદ્રિયાદિકોવડે વિષયસેવન ન કરીને જ્ઞાનવિરુદ્ધ કામાદિ વૃત્તિયોનો લોપ કરતાં જ્ઞાનીએ રહેવું જોઇએ. એજ આ શિવરાત્રીમાં ઉપવાસ કહ્યો છે. અને તેમ કરવાથીજ **'उप'** (પરમાત્માની સમીપ) **'वास'** (સ્થિતિ) સદૈવ થાય છે. વાસ્તે આવુંજ શિવરાત્રીનું વ્રત શિવ (બ્રહ્મ) સાયુજ્યદાયક છે એમ સમજવું. નહીં તો શિવરાત્રીમાં ઉપવાસ કર્યો અર્થાત્ કાંઇ ખાધુંપીધું નહિ અને મન તો અન્યત્ર વિષયાદિ પરજ, પણ પરમાત્માનો **'उप'** (સમીપ) **'वास'** (સ્થિતિ) કરતું નથી તો, તે શિવરાત્રીના ઉપવાસથી શું ફળ થાય ? માટે નામદેવના મનમાં, ઉપવાસ કરીને ભગવત્ કીર્તનમાં મન તલ્લીન થાય તોજ શિવની પ્રસન્નતા થાય, એવો વિચાર ઉત્પન્ન થયો અને તેણે હાથમાં વીણા કરતાળ લઇને, કીર્તન પ્રારંભ કર્યો.

નામદેવનું નામ જાણીતું હતું વાસ્તે સર્વ ભાવિક મંડળ ઘણું આનંદિત થઇને કીર્તનમાં બેઠું. તેમને તો નામદેવના આગમનથી એમ થયું કે, માનો અક્ષય્ય (વૈશાખ સુદ) તૃતીયાને રોજ સકળપિતૃ-ગણ ઘરે આવે કિંવા નાગપાંચમે શેષ ઘેર આવે અથવા શ્રાવણ કૃષ્ણ આઠમે, કૃષ્ણનું અથવા રામનવમીને દિવસે શ્રીરામનું આગમન થાય તદ્વત્, આજ શિવરાત્રીને દિવસે આપણા ક્ષેત્રમાં આ ભગવદ્-ભક્ત આવ્યા છે અને પોતાની અમૃત મધુવાણી લોકોને સંભળાવે છે. પૌર્ણિમાના ચંદ્રને દેખી સમુદ્ર જેમ રસ (જળ) થી ભરપૂર થાય છે તદ્વત્, સકળ જન નામદેવનું વ્યાખ્યાન સાંભળીને આનંદરસ પૂર્ણ થયા.

એટલામાં કેટલાક કર્મઠ બ્રાહ્મણ, સ્નાન કરીને વિભૂતિ લગાડીને અને રુદ્રાક્ષમાળા કંઠમાં ધારણ કરેલા મહાદેવને અભિષેક કરવાને માટે

ત્યાં આવી પહોંચ્યા. પરંતુ કીર્તનમાં લોકોની ઘણી ભીડ થઈ જવાથી તેમને મંદિરમાં જવા માટે રસ્તો પણ ન રહ્યો વાસ્તે તેઓ ક્રોધી બનીને બોલવા લાગ્યા. અરે ઉઠો ! રસ્તો છોડી દો. અમને સ્પર્શ થશે વાસ્તે એક બાજૂ ચાલ્યા જાઓ. આવું કીર્તન પંઢરપુરમાં વિઠ્ઠલને પ્રિય છે અહીં નાગનાથને નથી. શું તાળીઓ પાડો છો ? શું મોટે મોટેથી ચીસો પાડો છો ? કેટલાક કહેવા લાગ્યા કે, નામદેવનેજ અહીંથી કાઢી મૂકો અને દેવાલયની પછવાડે કીર્તન કરવાનું કહો. આણે કર્માચરણ ડુબાડી દીધું અને અનધિકારિયોને સિદ્ધાંતજ્ઞાનનો ઉપદેશ કરીને પોતાની સમાન બનાવી દીધા.

લોક કહે છે મહારાજ ! વિઠ્ઠલ અને નાગનાથ શું તમે ભિન્ન સમજો છો ? બન્ને હરિહર એક રૂપજ છે. આજ મહા શિવરાત્રી પર્વણી છે અને અમારા ભાગ્યે આ વૈષ્ણવ ભક્ત અહીં આવ્યા છે અને અમૃત સમાન બોધ વૃષ્ટિ કરી રહ્યા છે, તે શ્રવણ કરવાને બદલે તમે અમને અને તેને અહીંથી જાઓ એમ કહો છો એ શું યોગ્ય છે ? દીપ અને પ્રકાશ, પુષ્પ અને મકરંદ, સૂર્ય અને કિરણ, મેઘ અને જળ, વાદ્ય અને તેનો ધ્વનિ જો ભિન્ન થાય તોજ વિઠ્ઠલ અને નાગનાથ ભિન્ન થઈ શકશે. કેટલાક કહેવા લાગ્યા મહારાજ ! આ વાક્ય કંઇ આપે સાંભળ્યું નથી ? કેઃ—

हरिभक्तः शिवद्रोही हरिद्रोही शिवप्रियः ।
तयोरन्यतरोत्कर्षं यो वदेत् स तु रौरवी ॥

જે વિષ્ણુભક્ત શિવનો તથા શિવભક્ત વિષ્ણુનો દ્રોહ કરીને તે બેમાં એકને અધિક અને બીજાને ન્યૂન ગણે અગર વર્ણન કરે તો તે રૌરવનરકમાં જાય છે. માટે આ તિરસ્કાર બુદ્ધિ છોડી દો. એવું તેમનું ભાષણ સાંભળીને બ્રાહ્મણ ક્રુદ્ધ થયા અને બોલવા લાગ્યા કે, અમે શાસ્ત્રજ્ઞાની અને કર્મકાંડમાં નિપુણ તથા બ્રાહ્મણવંશમાં અમારી

ઉત્પત્તિ એવા હોવાથી તમે અમને શું આ જ્ઞાનોપદેશ કરો છો ! વા: ? કેટલું આશ્ચર્ય છે ? હવે જલદી ઉઠો, અમારે શિવપૂજનને વિલંબ થાય છે નહીં તો મારપીટ કરીને અહીંથી તમને કાઢી મૂકશું. અનંતર નામદેવને કહ્યું કે, હે નામદેવ ! દેવાલયની પાછળ ઉભા રહીને ચાહે તો તું નિર્લજ્જતાથી નાચ અને ગાયનકર પણ અહીંથી ચલ્યો જા. શું તેં આ દંભ મચાવ્યો છે ? ગંગોદકથી ભરેલા કળશમાં મદ્યનું ટીપું પડે અથવા દૂધમાં મીઠું કિંવા ચંદનમાં લસણ યદ્વા કસ્તુરીમાં હિંગ પડે તો જેવો નાશ થાય છે તદનુસાર, બ્રાહ્મણોના તિરસ્કારપૂર્વક વચનોથી વિષ્ણુભક્ત નામદેવ ત્યાંથી નીકળી જતાંજ કીર્તનરસ ભંગ થયો. શ્રોતાજનોને તો એવું દુઃખ થયું કે, પકવાન્નથી ભરેલું પાત્ર કાગડો લઇને ઉડી જાય અથવા પ્રવાસમાં તસ્કર લૂંટીલે.

નામદેવ શિવમંદિરની પાછળ જઇને કીતન કરવા લાગ્યા ત્યારે ભક્તમંડળી પણ ત્યાં જઇને શ્રવણમાં બેઠી. પરંતુ નામદેવને બહુ દુઃખ થયું કે મ્હારા હાથથી શો અપરાધ થયો જેથી કરીને નાગનાથ મ્હને વિન્મુખ થયા ? આજ શિવની સન્મુખ જો કીર્તન થાત તો ઘણોજ આનંદરસ ઉત્પન્ન થાત. આ પ્રમાણે મનમાં કહીને પરમાત્માની પ્રાર્થના કરવા માંડયા કે, હે રમાવર ! હે ઉમાવર ! આપ બન્ને એક રૂપ હોઇને મ્હારી ઉપેક્ષા કેમ કરી ? ઉપમન્યુને તો તમે ક્ષીરસમુદ્ર દીધો તે પ્રમાણે મ્હારાપર આપ કૃપા કરો. હે શ્રી વિઠ્ઠલ ! આપે ગજેંદ્ર તથા દ્રૌપદીની સ્તુતિ શ્રવણ કરીને તેને દુઃખમુક્ત કર્યો તેવીજ રીતે યવન બાદશાહે ગાયને મારી હતી તેને પણ મ્હારે લીધે જીવાડી તદનુસાર, આ સમય તમારૂં રૂપ જે શિવ તે મ્હારી તરફ પીઠ કરીને બેઠેલું છે અને તેથી કરીને મ્હને ઘણું દુઃખ થાય છે માટે, જલદી મ્હારી કામના પૂરી કરો કે, સન્મુખ થઇ જાય.

એવી ઘણી હરિહરની સ્તુતિ કરી ત્યારે શું ચમત્કાર થયો કે, દેવાલય જે પૂર્વાભિમુખ હતું તે પશ્ચિમાભિમુખ થયું. ત્યારે નામદેવ સમેત આખી મંડળી ઘણી આનંદિત થઈ. શિવરાત્રીની આખી રાત્રીમાં કીર્તન ચાલતું હતું તે, જ્યારે પ્રાતઃકાળ થઇને સૂર્યોદય થયો ત્યારે બ્રાહ્મણ જે શિવપૂજા કરતા અંદર બેઠા હતા તેમણે પૂજા સમાપ્ત કરી અને તેઓ મંદિરની બહાર આવી જોવા લાગ્યા તો, નામદેવનું કીર્તન શિવસન્મુખ ચાલતું તેમની નજરે પડયું. પછી તીર્થમાં ન્હાઇને અર્ધ્યપ્રદાન કરે છે તો પશ્ચિમમાં સૂર્યોદય થયા જેવું તેમને લાગ્યું. ત્યારે તો પોતપોતાની અંદર પૂછે છે કે, ભાઇઓ! આ શું ચમત્કાર? આજ સૂર્ય પશ્ચિમનો ઉદિત થયો છે કે આપણને દિશા ભૂલ થઈ? રાતભર ઉજાગરો હોવાથી કદાચિત્ ભ્રાંતિ પણ સંભવિત છે. સર્વે જ્યારે વિવેક કરવા લાગ્યા ત્યારે દેવાલયનું મુખજ ફરી ગયું એમ તેમના ખ્યાલમાં આવ્યું અને નામદેવને શંકર પ્રસન્ન થયા એમ બોલવા લાગ્યા. આખર બ્રાહ્મણને પશ્ચાત્તાપ થયો કે, અમે કર્માભિમાન ધારણ કરીને વિષ્ણુભકત નામદેવનો નાહક તિરસ્કાર કર્યો. ધન્ય છે! ધન્ય છે આ ભક્ત! જેવું એનું નામ સાંભળતા હતા તેવોજ આ સત્ય ભક્ત છે. જેના ભાવને લીધે પરમાત્મા શંકર પ્રસન્ન થઇને મંદિર સહિત પોતે જેને સન્મુખ થયા.

અનંતર બ્રાહ્મણોએ નામદેવને નમસ્કાર કર્યા અને સ્તવન કરીને ધન્યવાદ દીધો. હે નામદેવ! અમૃતને અથવા સમુદ્રને ઉપમા કોની આપે? તે પ્રમાણે તમારી સામ્યતા કોણ કરે? દુર્વાસાએ અંબરિષનો છળ કર્યો પરંતુ ભગવાને તેનું રક્ષણ અને તદર્થ ગર્ભવાસ અંગિકાર કર્યો; અથવા પૈઠણ ક્ષેત્રવાસી બ્રાહ્મણોએ આ જ્ઞાનેશ્વરની છલના કરી ત્યારે તેણે પાડાના મુખદ્વારા ઋગાદિવેદની પારાયણ કરી દેખાડી; તદ્વત્, તમે પણ શિવાલયને પલટાવીને અમારૂં અભિમાન ખંડિત કર્યું. નામદેવના સમયથી નાગનાથનું દેવાલય હજી સુધી તે પ્રમાણેજ ફરી ગયેલું છે.

સારાંશ, યદ્યપિ નામદેવ વિઠ્ઠલ (કૃષ્ણ) ના ઉપાસક હતા તો પણ તેમના મનમાં હરિહરને માટે કિંચિત્ પણ ભેદ નહોતો. માટે મહાદેવ પણ તેમને પ્રસન્ન થઇને સન્મુખ થયા અને વિષ્ણુના ભક્ત તે અમારાજ ભક્ત છે એવું પ્રગટ કરી બતાવ્યું. એટલા માટે કોઇએ બન્નેમાં ભિન્નતા જોવી ન જોઇએ. '**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्**' એ વચનાનુસાર ભગવાનની સાથે જે લોક ભેદ અથવા અભેદભાવ રાખીને તેમનું (શિવ અને વિષ્ણુનું) ભજન કરે છે, પરમાત્મા પણ તેવીજ રીતે (ભેદ અથવા અભેદ રાખીને) તેમનાપર પ્રસાદ કરે છે. અભયપદ પ્રાપ્ત્યર્થ ભેદનું નિમૂલન કરવું ઉચિત છે.

**विष्णुपक्षे अन्वयः—हे त्रिपुरहर! हरिः ते पद्योः साहस्त्र नेत्रकमलं कमलबलिं आधाय निजं एकः अनेतस्मिन यत् उदहरत्०** (બાકી પૂર્વવત્)

વિવરણ સહિત અર્થ:—હે ત્રિપુરહર (મોક્ષદાયક) વિષ્ણો! ઇન્દ્રે તમારા ચરણ ઉપર નેત્ર એજ જેમાં કમળ છે એવો સહસ્ત્ર નેત્રોરૂપી કમળનો ઉપહાર અર્પણ કર્યો. એટલે ઇન્દ્રે પોતાનાં સહસ્ત્ર નેત્રોવડે તમારા ચરણનું દર્શન કર્યું; અને તેથી તે સ્વર્ગનો અધિપતિ બન્યો. સહસ્ત્ર નેત્રોવડે વિષ્ણુની દર્શનરૂપી સેવા કરી, ઇન્દ્રે જે અતિશય ભક્તિ પ્રકટ કરી હતી તે સૈન્ય, ઐરાવતી વિગેરે યુદ્ધસામગ્રીના રૂપમાં પરિણામ પામી; એટલે પરમાત્મા શ્રી વિષ્ણુની ભક્તિવડે ઐરાવતી વગેરે ઇન્દ્રને પ્રાપ્ત થયું અને તે સર્વ સૃષ્ટિનું રક્ષણ કરવા માટે નિરંતર જાગૃત રહે છે.

પૂર્વ શ્લોકોમાં પરમાત્માની આરાધના કરવાથીજ અખિલ પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે એ અન્વયવ્યતિરેકથી કહ્યું છે. હવે તેના ઉપર કેટલાક મીમાંસકમન્ય એમ કહે છે કે, 'કર્મથી અપૂર્વ ઉત્પન્ન થાય છે અને તેથી શુભાશુભ ફલ પ્રાણિઓને મળે છે; તે માટે

પરમેશ્વર માનવાની કંઇ જરૂર જેવી નથી.' તેનો નિરાસ કરી પરમાત્માની સ્તુતિ કરે છે.

क्रतौ सुप्ते जाग्रत्त्वमसि फलयोगे क्रतुमतां ।
क्व कर्म प्रध्वस्तं फलति पुरुषाराधनमृते ।
अतस्त्वां संप्रेक्ष्य क्रतुषु फलदानप्रतिभुवं ।
श्रुतौ श्रद्धां बध्द्वा कृतपरिकरः कर्मसु जनः ॥२०॥

**अन्वयः—हे त्रिपुरहर! क्रतौ सुप्ते (सति) क्रतुमतां फलयोगे त्वं जाग्रत् असि. प्रध्वस्तं कर्म पुरुषाराधनमृते क्व फलति? अतः क्रतुषु त्वां फलदानप्रतिभुवं संप्रेक्ष्य श्रुतौ श्रद्धा बध्द्वा कर्मसु कृतपरिकरः।**

**અર્થ:—હે ત્રિપુરહર! યજ્ઞકર્મનો લય થએસતે યજ્ઞ-કરનારાઓને ફલ આપવા માટે તમે જાગૃત છો. લય પામેલું કર્મ સચેતન પુરૂષની આરાધના કર્યા વિના કયાં ફલરૂપ થાય છે? માટે ત્રૈવર્ણિક લોક, તમે યજ્ઞાદિ કર્મોમાં ફલ આપવાને જોડાયલા જામીન છો એમ જોઇ તમારૂં પ્રતિપાદન કરતી શ્રુતિઓમાં શ્રદ્ધા રાખીને કર્મનો આરંભ કરે છે.**

વિવરણઃ—આ સંસારમાં પ્રાણીઓના અનુભવમાં ઇષ્ટ અનિષ્ટ અને મિશ્ર એમ ત્રિવિધ (ત્રણ પ્રકારવાળું) ફળ આવે છે. પાપકર્મનું ફળ પશુપક્ષ્યાદિનો જન્મ એ અનિષ્ટ ફળ સમજવું. દેવત્વ (દેવપણું) એ પુણ્યકર્મ ફળને ઇષ્ટ નામવડે કહ્યું છે. અને મિશ્ર એટલે પુણ્યપાપ ઉભય મિશ્ર કર્મનું ફળ મનુષ્યત્વ (મનુષ્યપણું) છે. દૂધ મિષ્ટ છે, દહિં ખાટું છે અને દૂધ દહિંનું મિશ્રણ કરીએ ત્રીજો મધુરસ્વાદજ ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે પુણ્યકર્મ અને પાપકર્મના મિશ્રણવડે

ત્રીજો મનુષ્ય જન્મ એ, ફળ થાય છે. અસ્તુ! આનાપર શંકા થશે કે, આ પૂર્વોક્ત ફળ કર્મવડેજ પ્રત્યક્ષ થાય છે અથવા ઇશ્વરવડે પ્રાપ્ત થાય છે? કર્મવડે થાય છે, એ પ્રથમ પક્ષ સ્વીકારો તો કર્મક્ષીણુક હોય છે માટે અનુષ્ઠાન સમાપ્ત થયા પછી, તેનો નાશ થવો સ્વાભાવિક છે. તો પછી નષ્ટ થયું એટલે કે અભાવને પ્રાપ્ત થયું જે કર્મ, તે ભાવરૂપ ફળને કેવી રીતે ઉત્પન્ન કરી શકે? આનાપર કોઇ એમ કહે કે, 'નશ્વર જે કર્મ તે શરૂ હોય છે ત્યાંસુધીજ સ્વાનુરૂપ ફલ નિર્માણ કરીને નાશ પામે છે, અને તે ફલ, કાળાંતરવડે કર્મના કરનારને મળે છે' તો આ વાત બરાબર નથી. કેમ તે જુઓ?

સુખનો અથવા દુઃખનો પ્રત્યક્ષ અનુભવ એજ ફળનું સ્વરૂપ છે. તો હવે ઉપભોગ થવા પહેલાંજ ફળ, સ્વરૂપવડે, કેવી રીતે રહી શકે? આત્માની સાથે જે સુખ અથવા દુઃખ સંબંધ (જોડાયેલા) નથી તેને વ્યવહારમાં લોક, ફળ કયાં સમજે છે? જે વખતે તેનો અનુભવ થાય છે, તે વખતેજ, તે સુખદુઃખને ફળ કહે છે.

આનાપર એમ કહે છે કે, ભલે! કર્મની અનંતર (પછી) ફળની ઉત્પત્તિ ન થાય પરંતુ કર્મનું કાર્ય જે અપૂર્વ તેનાવડે ફળ ઉત્પન્ન થશે. આના સમાધાનમાં સમજવું યુક્ત છે કે, 'અપૂર્વ અપૂર્વ' એમ જે કહે છે તે કાષ્ઠ લોષ્ઠ સમાન અચેતન (જડ) છે. ચેતને, એને પ્રવૃત્ત કર્યા વિના એની પ્રવૃત્તિ સંભવનીય નથી; અને તે અપૂર્વના અસ્તિત્વને વાસ્તે કાંઇ પ્રમાણ પણ નથી; માટેજ અપૂર્વની કલ્પના અયોગ્ય છે. શેષ (બાકી)માં રહ્યો જે બીજો પક્ષ કે ઇશ્વરવડે કર્મફળ મળે છે તેજ સત્ય છે. કેમકે, તે સર્વના અધ્યક્ષ હોવાથી દેશ અને કાળ એમનો સર્વ ભેદ જાણે છે; તે પ્રમાણે આ જગતની વિચિત્ર ઉત્પત્તિ સ્થિતિ પ્રલય તે કરે છે, વાસ્તે કર્મ કરવાવાળાઓને કર્મના અનુસાર ફળ પ્રાપ્ત કરી દેવાવાળા તેજ સમર્થ છે એમ જાણવું;

અને આ વાત શ્રુતિ પ્રમાણુ સિદ્ધ છે. જુઓ બૃહદારણ્યક ચોથો અધ્યાય ચોથું બ્રાહ્મણ, કંડિકા ચોવીસ.'**स वा एष महानज आत्मा-ऽन्नादो वसुदानो विंदते वसु य एवं वेद**' તે આ આત્મા મોટો અને ઉત્પત્તિ રહિત છે; તથા અન્ન અને ધન દેવાવાળો છે. આ શ્રુતિમાં દૃષ્ટાદષ્ટ ફળ વર્ણન કર્યું છે તે ત્યાંજ ભાષ્યમાં જોઈ લેવું ઉચિત છે. અહીં વિસ્તાર થાય અને અપ્રસ્તુત પણ છે.

આનાપર કહે છે કે '**स्वर्गकामो यजेत**' ઇત્યાદિ પ્રકારનાં શ્રુતિ વાક્યોમાં યાગ એજ સ્વર્ગનો ઉત્પાદક છે એમ કહ્યું છે. જો યાગ, ફલોત્પત્તિકારક નથી એમ માનવામાં આવે તો. યાગ કરવાવાળો કોઇપણ પુરૂપ જગતમાં નીકળે નહીં અને '**यजेत**' એવો યાગનો ઉપદેશ શ્રુતિમાં છે તે વ્યર્થ થશે. માટે નશ્વરકર્મ, અનિર્વચનીય અપૂર્વ ઉત્પન્ન કર્યા વિના કાળાંતરમાં ફળ દેવાને સમર્થ થશે નહિ. ઇશ્વર ફલ દે છે એમ સમજવું યુક્ત નથી. કારણ, ઇશ્વર એકરૂપ છે અને ફલોના પ્રકાર અનેકવિધ થાય છે. તો હવે ઇશ્વર ફળદાતા માનશો તો એકરૂપ હોવાવાળા કારણથી અનેકરૂપ કાર્ય ઉપન્ન થાય છે એવું પણ માનવું પડશે અને એકજ કારણમાંથી ચાહે તેટલા પ્રકારનાં કાર્ય અકસ્માત્ ઉત્પન્ન થાય છે એમ પણ કબૂલ કરવું પડશે. પરંતુ જેનામાં વિચિત્રતા નથી. એવા કારણમાથી વિચિત્ર કાર્ય થવું શક્ય નથી. શુભાશુભ ફળોના દાતા ઇશ્વરજ છે એમ માનવાથી ઇશ્વરમાં વૈષમ્ય અને નિર્દયત્વ (વિષમપણું અને નિર્દયપણું) પ્રાપ્ત થશે: તથા કર્મનો ફળની સાથે સંબંધ નથી, તો ઇશ્વરની સાથે છે એમ જો હોય તો કર્માનુષ્ઠાન પણ વ્યર્થ થશે. એટલા માટે ઇશ્વરવડે ફળ પ્રાપ્ત ન થઇને ધર્મરૂપ અપૂર્વવડેજ થાય છે એમ સમજવું યોગ્ય છે. આ પ્રમાણે મીમાંસક માને છે એવું દિગ્દર્શન કર્યું છે; વિસ્તાર અન્ય ગ્રંથમાં જોઇ લેવો.

જેવી રીતે મીમાંસકોના મતથી કર્મની અપેક્ષા જેને છે એ પ્રમાણે અપૂર્વવડે, અથવા અપૂર્વની અપેક્ષા રાખવાવાળા કર્મવડે ફળ પ્રાપ્ત થાય છે એમ માન્યું છે, તેવી રીતે, કર્મ અને અપૂર્વ એ બન્નેમાંથી, કોઇની પણ અપેક્ષા કરવાવાળા ઇશ્વરવડેજ ફળ પ્રાપ્ત થાય છે એમ સિદ્ધાંતમાં સમજવાનું છે. અખિલ વેદોમાં સૃષ્ટિનું કારણ ઇશ્વરજ કહેલ છે. તે સ્વકર્માનુરૂપ પ્રજા ઉત્પન્ન કરે છે એજ તેનું ફળહેતુત્વ ( ફળના હેતુપણું ) છે. પ્રાણીઓએ કરેલાં કર્મોની અપેક્ષા ઇશ્વરને હોવાથી 'એકરૂપ કારણમાંથી અનેકરૂપ કાર્ય ઉત્પન્ન હોવાનો અસંભવ' ઇત્યાદિ જે દોષ પૂર્વે કહી ગયા છીએ અને જેને મીમાંસક માને છે તે દોષ ઇશ્વરમાં પ્રાપ્ત થતો નથી.

[ આ સર્વ અર્થ આ શ્લોકમાં પ્રતિપાદિત છે તે ધ્યાનમાં આવવા-વાસ્તે થોડો ખુલાસો કરીને બતાવ્યું છે. હવે શ્લોકનું વિવરણ કરીએ છીએ ]

હે ત્રિપુરહર ! મહાદેવ ! યાગાદિ કર્મોનો સ્વભાવ શીઘ્રજ નષ્ટ થવાવાળો છે, માટે યજ્ઞાદિકર્મકર્તાઓના કાળાંતરમાં અને દેશાંતરમાં થવાવાળા ફળને વાસ્તે તમે સદા જાગતા રહો છો એટલે સાવધાન રહો છો. નષ્ટ થયેલ કર્મ ચેતન ફળદાતાના આરાધન વિના ક્યાં અને કેવી રીતે ફળપ્રદ થાય ?

જગતમાં કોઇ ઠેકાણે એવું જોવામાં આવતું નથી કે, નષ્ટ થયેલ કર્મ અપૂર્વદ્વારા ફળપ્રદ થાય છે. ચેતન રાજાની સેવા કરી હોય તો, અપૂર્વ વિનાજ, તે ફલોત્પાદક થાય છે. માટે લોકમાં જેમ જોવામાં આવે છે, તદનુસાર વૈદિક કર્મોનું પણ ફલોત્પાદકત્વ ( ફળ ઉત્પન્ન કરવાપણું) સિદ્ધ હોવાથી લોક વિરુદ્ધ અપૂર્વની, ફળદાતૃત્વની (ફળ દેનારપણાની) કલ્પના કરવી અયોગ્ય છે. લૌકિક કર્માનુસારજ વૈદિક કર્મોને માટે કલ્પના કરવી જોઇએ એમ શારીરક ભાષ્યમાં કહ્યું છે. અસ્તુ !

હવે અપૂર્વની કલ્પના કરવાવાળાને પૂછવું જોઇએ કે, તમે જેને 'અપૂર્વ અપૂર્વ' કહો છો તે અપૂર્વને સ્વર્ગાદિક ફળ આપવામાં લૌકિક કારણોની અપેક્ષા રહે છે કે કેમ? લૌકિક કારણોની અપેક્ષા નથી એમ કહો તો કર્મફળનો ભોગ કરવામાં આવશ્યક એવા શરીરાદિકની પણ અપેક્ષા નથી એમ કહેવુ જોઇએ; પણ શરીરાદિ સાધનો વિના ફળનો ઉપભોગ કરી શકાય એમ કોઇ કબૂલ કરે નહી. કારણ ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ અને શરીર એ વિના ભોગ કરવો એ અસંભવિત છે. કદાચ એમ કહો કે, ફળ આપવામાં અપૂર્વને બીજાં સાધનોની આવશ્યકતા હોય છે; તો દેહેંદ્રિયાદિકોની અપેક્ષાવત્ ઇશ્વરની પણ અપેક્ષા અવસ્ય હોવી જોઇએ. કર્મનો જ્ઞાતાજ કર્મનું ફળ આપી શકે છે એમ વ્યાવહારિક અનુભવ છે. માટે, શ્રુતિસ્મૃતિન્યાયસિદ્ધ ઇશ્વરજ નથી એમ પ્રતિપાદન કરવા કરતાં, અપૂર્વ સ્વતંત્રતાથી ફળ આપી શકતું નથી પરંતુ ઇશ્વરની અપેક્ષાથીજ ફળ આપે છે એમ કહેવું યોગ્ય છે. '**ये यथा मां प्रपद्यंते.**' એવી રીતે ભગવાને ગીતામાં પણ કહ્યું છે.

સારાંશ, અન્ય સ્થળ અને અન્ય કાળમાં મળનારા શ્રોતસ્માર્તકર્મોનું ફળ તમેજ આપનામાં જામીન રૂપ છો એમ દૃઢ વિશ્વાસ રાખી તમારૂં અસ્તિત્વ પ્રતિપાદન કરતી અનેક શ્રુતિઓ અને સ્મૃતિઓજ તમારા વિષે શ્રેષ્ઠ પ્રમાણ છે એમ નિશ્ચય કરી લોક, શ્રોતસ્માર્ત કર્માનુષ્ઠાન કરે છે. વ્યવહારમાં પણ જોવામાં આવે છે કે, જ્યારે કોઇ મનુષ્ય બીજાને ઋણ આપે છે તે વખતે સારો જામીન માગે છે. જામીન મળે એટલે શંકા વગર ઋણ આપે છે. કારણ તે મનમાં સમજે છે કે, ભલે દેણદાર ભાગી જાય કે મરી જાય! મારૂં દ્રવ્ય તો હું આ સમર્થ જામીન રહેલા પુરૂષ પાસેથી લઇશ. એવા વિચારથી ઋણ આપે છે. તેવી રીતે દેણદારના જેવા શ્રૌતસ્માર્તકર્મો નષ્ટ થાય તો પણ લેણદાર જે કર્મકર્તા યજમાન તે, જામીનરૂપ કર્મ-

સાક્ષી જે ઇશ્વર તેની પાસેથી હું આ કર્મનું ફળ લઇશ એવા અભિપ્રાયથી નિઃશંક કર્માનુષ્ઠાન કરે છે. આવીરીતે કર્મફળદાતા ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થાય છે.

વિષ્ણુપક્ષમાં પણ ઉપર પ્રમાણેજ અન્વયાર્થ જાણવો.

આ પ્રમાણે ઇશ્વરના પ્રસાદથી યજ્ઞાદિ કર્મના ફલની પ્રાપ્તિ થાય છે એમ કથન કરી, 'શાસ્ત્રવિહિત કર્મોમાં શુભ ફળ આપવાનું સામર્થ્ય નથી પણ તે વિહિત કર્મોથી ઉત્પન્ન થએલું ધર્મસંજ્ઞક અપૂર્વ ફલપ્રાપ્તિનું સાધન છે એવી કલ્પના કરનારા મીમાંસકોના મતનું ખંડન કર્યું.' હવે "વિહિતકર્મ ન કરવાથી અને નિષિદ્ધકર્મ કરવાથી પ્રાપ્ત થનાર પશુત્વાદિ અશુભ ફલનો દાતા ઇશ્વર છે એમ માની શકાય નહિ; માટે અપૂર્વની કલ્પના અવશ્ય કરવીજ જોઇએ." એમ જો મીમાંસક શંકા કરે તો તેના સમાધાનમાં કહે છે કે, જેવી રીતે વ્યવહારમાં રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી તેનો પ્રસાદ તો થતો નથીજ પણ ઉલટું અનર્થની પ્રાપ્તિ થાય છે, તેવી રીતે ઇશ્વરની આજ્ઞા ઉલ્લંઘન કરનારને પણ અખિલ અનર્થાદિકની પ્રાપ્તિ થાય છે. એ અભિપ્રાયથી ભગવાનની અવકૃપાવડે યજ્ઞાદિ કર્મના ફળની અપ્રાપ્તિ તથા અનર્થપ્રાપ્તિ બતાવતાં પુષ્પદંત હરિહરની સ્તુતિ કરે છે.

क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृता-।
मृषीणामार्त्विज्यं शरणद सदस्याः सुरगणाः ।
क्रतुभ्रंशस्त्वत्तः क्रतुफलविधानव्यसनिनो ।
ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः ॥२१॥

**अन्वयः—हे शरणद ! तनुभृतां अधीशः क्रियादक्षः दक्षः क्रतुपतिः ऋषीणां आर्त्विज्यं, सुरगणाः सदस्याः (तथापि) क्रतुफलविधानव्यसनिनः त्वत्तः क्रतुभ्रंशः हि ध्रुवं श्रद्धाविधुरं मखाः कर्तुः अभिचाराय (भवन्ति)**

**અર્થઃ—હે સર્વ જીવોને આશ્રય આપનાર ઇશ્વર! સર્વ પ્રાણીઓનો સ્વામી અને કર્મમાં કુશળ એવો દક્ષ પ્રજાપતિ યજ્ઞ કરનાર યજમાન હતો. તેમજ મોટા ઋષિઓ ઋત્વિક્ હતા. દેવો સભાસદ હતા તોપણ યજ્ઞનું ફળ આપવાનું જેમને વ્યસન છે એવા તમારાથી યજ્ઞનો નાથ થયો. ખરેખર! શ્રદ્ધા વગર કરેલા યજ્ઞો યજમાનના નાશને માટેજ થાય છે.**

વિવરણઃ—હે ઇશ્વર! યજ્ઞવિધિમાં કુશળ અને અખિલ પ્રાણીઓના સ્વામી એવા વિદ્વાન્ અને સમર્થ દક્ષ પ્રજાપતિ, યજ્ઞકર્તા યજમાન હતા; તદ્વત્ ભૃગુ પ્રભૃતિ (વિગેરે) ત્રિકાલ દર્શી મહર્ષિઓ ઋત્વિજ હતા; વળી બ્રહ્માદિ દેવગણ જ્યાં સભાસદ એટલે ઉપદ્રષ્ટા હતા; (યજમાન તથા ઋત્વિજાદિકોથી ભિન્ન હોઇ તટસ્થતાવડે એને અને એના કાર્યને જે દેખે છે તે ઉપદ્રષ્ટા કહેવાય છે.) આ પ્રમાણે અલૌકિક સામગ્રી હતી તોપણ દક્ષનો યજ્ઞ તમારી અપ્રસન્નતાથી ભગ્ન થયો. વસ્તુતઃ યજ્ઞનું ફળ જે સ્વર્ગાદિ તે દેવાનું જેને વ્યસન લાગ્યું છે એવા સ્વભાવવાળા તમારૂં અવમાન કરીને દક્ષે પોતાના યજ્ઞનો વિધ્વંસ કરી દીધો. આ પરથી નિશ્ચિત સમજવું જોઇએ કે, યજ્ઞફળદાતા ઈશ્વરને માટે શ્રદ્ધા (ભક્તિ) શૂન્ય થઇને તેનો તિરસ્કાર કરીને કરેલા યજ્ઞ. યજમાનના નાશને માટેજ કારણીભૂત થાય છે. શ્રદ્ધાને માટે પાતંજલ સૂત્રમાં પણ લખ્યું છે કેઃ—

**श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषां ।**

અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ થવા માટે, શ્રદ્ધાની આવશ્યકતા હોય છે. કેમકે, તે માતાની પેઠે કલ્યાણકારિણી થઇને અનર્થપાતમાંથી યોગીની રક્ષા કરવામાં સમર્થ થાય છે. શ્રદ્ધાવાનનેજ વીર્ય એટલે વિવેક માટે યોગ વિષયક ( યોગ સંબંધી ) ઉત્સાહ થાય છે. ઉત્સાહવાળાને ધ્યેય વસ્તુને વિષય કરવાવાળી વૃત્તિની એકતાનતારૂપ સ્મૃતિ રહે

છે અને તે સ્મૃતિવડે યોગી વિક્ષેપશૂન્ય થઇને સંપ્રજ્ઞાત સમાધિનિષ્ઠ થાય છે. અનંતર તે સમાધિસ્થિત ચિત્તને પ્રજ્ઞાવિવેક એટલે જ્ઞાનાધિક્ય થઇને તે વડે યોગીને વસ્તુ સંબંધી યથાર્થ જ્ઞાન થાય છે. અને આ વિવેકજ્ઞાનના અભ્યાસવડે તેને માટે પણ પર વૈરાગ્ય ઉત્પન્ન થવો જોઇએ; આટલી સાધન સંપત્તિ થાય ત્યારે નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ થાય છે. પણ આનો સર્વ આધાર શ્રદ્ધા ઉપર છે. ગીતામાં પણ જુઓ!

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥**

અશ્રદ્ધાવડે, શ્રૌત સ્માર્ત કર્મ વિષે અગ્નિમાં જે વસ્તુનું સમર્પણ કર્યું, તથા બ્રાહ્મણાદિકોને જે અન્નોદક દ્રવ્ય વિગેરે દીધું, તેમજ જે તપ અને અન્ય સ્તોત્રમંત્રાદિ કર્મ કર્યાં તે સર્વ નિષ્ફળ થાય છે. તે અખિલ કર્મ પારલૌકિક અને ઐહિક સુખને માટે કારણીભૂત થતાં નથી. વાસ્તે શ્રૌત સ્માર્ત કર્મ, ભક્તિ શ્રદ્ધાયુક્ત થઇને કરવાં જોઇએ. ભારતમાં કહ્યું છે કે,—

**वाग्वृद्धं त्रायते श्रद्धा मनोवृद्धं च भारत ।**
**श्रद्धावृद्धं वाङ्मनसी न कर्म त्रातुमर्हति ॥**

જે જપાદિ કર્મ વાણીવડે અને મનેકરીને પણ ભ્રષ્ટ થઈ જાય છે તેનું શ્રદ્ધા રક્ષણ કરે છે. પરંતુ શ્રદ્ધાથી વિહીન થયું જે કર્મ તેનું વાણી અને મન રક્ષણ કરવામાં સમર્થ હોતા નથી. એવી રીતે શ્રદ્ધા (પરમ શિવને માટે ભક્તિ) શૂન્યતા દક્ષમાં હતી વાસ્તે સર્વાંગોવડે ઉત્તમ થયેલ યજ્ઞ એને ઇહામુત્ર (આલોક અને પરલોકમાં) દુઃખદાયી થયો. હવે દક્ષ સંબંધી વૃત્તાન્ત જે પુરાણમાં પ્રસિદ્ધ છે તે થોડુંક કહેવાય છે. વિસ્તાર પુરાણમાં જુવો.

દક્ષ પ્રજાપતિ શંકરનું માહાત્મ્ય ન જાણતો હોવાથી નિરંતર મહાદેવની નિંદા કરતો કે, શંકર તો અત્યંત અમંગળ છે. એ

વખતે દક્ષ પ્રજાપતિ કૈલાસપર ગયો ત્યારે શંકરજીએ તેમને આવકાર આપ્યો નહી તેથી દક્ષને અપમાન જેવું લાગ્યું. ત્યારપછી દક્ષ પ્રજાપતિએ એક મોટો યજ્ઞ આરંભ્યો. તે યજ્ઞમાં જાણી જોઇને મહાદેવનું અપમાન કરવા માટે મહાદેવનો ભાગ રાખેલ નહી. યજ્ઞમાં સર્વ દેવતાઓ તથા મ્હોટા મ્હોટા ઋષિઓ આવેલા હતા. સર્વ દેવતાઓ પોતાના પિતાને ત્યાં યજ્ઞમાં જાય છે એમ જોઇ ભગવતી ગૌરીના મનમાં પણ પિતા દક્ષને ત્યાં જવાની ઇચ્છા થઇ. મહાદેવજીએ ઘણું કહ્યું કે "તમારૂં ત્યાં અપમાન થશે કારણ તે મ્હારો દ્વેષ કરે છે." માટે જાઓ નહીં. બહુ સમજાવ્યાં છતાં તેમના મનનું સમાધાન થયું નહિ. એટલામાં નારદજી ત્યાં આવ્યા અને ગૌરીને કહેવા લાગ્યા કે, પિતાને ત્યાં જવામાં માન શું અને અપમાન શું! તમે યજ્ઞનો ઉત્સવ જોવા જરૂર જાઓ. એવી રીતે નારદજીએ પણ કહ્યાથી ગૌરી નંદી ઉપર બેસી ચાલ્યાં; સાથે ભૂતગણ હતા.

દક્ષને ત્યાં આવી પહોંચતાં કોઇએ પણ દાક્ષયણીનો સત્કાર કર્યો નહી. એટલુંજ નહી પણ દક્ષે તો તેની સ્હામે જોયું પણ નહી અને શંકરની નિંદા કરવા માંડી. એટલે દાક્ષાયણીને ક્રોધ ચઢયો અને તેણીએ એકદમ અગ્નિકુંડમાં પોતાના શરીરની આહુતી આપી. એ જોઇ નંદી તથા શંકરના ભૂતગણો કૈલાસઉપર ગયા અને મહાદેવજીને સર્વ વૃત્તાંત કહ્યું; તેથી તે અત્યંત ક્રોધાયમાન થયા અને તેમણે પોતાની જટા પૃથ્વીપર પછાડી તો તેમાંથી એક વીરભદ્ર નામક પુરૂષ ઉત્પન્ન થયો. તે શિવની સ્તુતિ કરીને દક્ષ યજ્ઞનો વિધ્વંસ કરવા માટે ભૂતાદિગણો સાથે ચાલ્યો. દક્ષના યજ્ઞમંડપમાં વીરભદ્રને આવતો જોઇ સઘળા દેવો તથા ઋષિઓ અત્યંત ભયભીત થયા અને ધીમે ધીમે ત્યાંથી ભાગી જવા લાગ્યા. વીરભદ્રે ત્યાં આવી બધા દેવોને શાસન કરવા માંડયું. દેવના દાંત પાડી નાંખ્યાં. ભગદેવની આંખો ફોડી. તથા ઋત્વિજોની મૂછો ઉખેડી. સારાંશ, આવી રીતે યજ્ઞમંડપમાં ત્રાસ

વર્તાવી સર્વ સામગ્રીનો વિધ્વંસ કર્યો અને આખરે દક્ષનો શિરચ્છેદ કરી તેનું મસ્તક પોતાના પગ નીચે છુંદી નાખ્યું હતું. ત્યારે બ્રહ્માદિક દેવો અત્યંત ત્રસ્ત થયા, અને ભગવાન્ શંકરજી પાસે ગયા તથા દક્ષને જીવતો કરવાને પ્રાર્થના કરી. દેવોની સ્તુતિથી પ્રસન્ન થઇ શંકરે કહ્યું કે, દક્ષનુ શિર લઇને તેના ધડપર મૂકો. દેવોએ કહ્યું, એ તો વીરભદ્રે છુંદી નાંખ્યું છે. ત્યારે શંકરે કહ્યું કે, મેષ (બકરા) નું માથું એના ધડપર મૂકો એટલે એ જીવતો થશે. શંકરના કહેવા મુજબ મેષનું શિર દક્ષના શરીરપર મૂકતાં તે સજીવન થયો અને પછી તેણે અનન્ય ભાવથી શંકરની સ્તુતિ કરી.

વિષ્ણુપક્ષમાં અન્વય પૂર્વવત્ જાણી લેવો. ફક્ત કેટલાએક પદોના અર્થમાં ફરક છે તે નીચે વિવરણમાં બતાવવામાં આવે છે તે ઉપરથી ખ્યાલમાં આવશે.

વિવરણ સહિત અર્થઃ—હે પ્રભો! ક્રિયામાં કુશળ અને ઉત્કૃષ્ટ ઇંદ્રિયવાળો, તથા પોતાના શરીરનુંજ કેવળ પોષણ કરનારા જે દૈત્યો તેમનો અધિપતિ જે બલિરાજા તે યજમાન, ત્રિકાલદર્શી ઋષિઓ ઋત્વિજ અને દેવોમાં જેમની ગણના થઈ શકે એવા (દેવતુલ્ય) સભાસદ જે બલિના યજ્ઞમાં હતા. તથાપિ યજ્ઞફળ આપવાનું જેમને વ્યસન છે એવા તમારાથી તે યજ્ઞનો વિધ્વંસ થયો. એટલે તમે વામન રૂપ ધારણ કરી ત્યાં જઈ ત્રિપાદભૂમિનું ઉદક ગ્રહણ કરી વિરાટ સ્વરૂપથી સર્વ વિશ્વને વ્યાપી ત્રીજા ચરણવડે બલિરાજાને પાતાળમાં દબાવી તેના યજ્ઞનો વિધ્વંસ કર્યો. કારણ શ્રદ્ધા રહિત કરેલા યજ્ઞો તે કરનારના નાશ માટે કારણીભૂત થાય છે. પરમાત્માએ જેમના ઉપર અનુગ્રહ કરેલો છે એવા ઇંદ્રાદિ દેવો સાથે બલિરાજા દ્રોહ કરતો હતો; તેથી તે શ્રદ્ધાહીન હતો એમજ કહી શકાય. કારણ પરમાત્મા પોતાના દ્રોહ કરતાં ભક્તનો દ્રોહ વિશેષ અપરાધ માને છે. જુઓ 'શ્રી દત્તપ્રબોધ કલ્પદ્રુમ દ્વિતીયસ્કંધ.'

હવે બ્રહ્મદેવ અને મારીચ એમણે મૃગરૂપ ધારણ કર્યું ત્યારે પરમાત્માએ તેમનો કેવો નાશ કર્યો એ દર્શાવતા સ્તુતિ કરે છે–

प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं ।
गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा ।
धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं ।
त्रसंतं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः ॥२२॥

**अन्वयः—हे नाथ ! धनुष्पाणेः ते मृगव्याधरभसः स्वां रोहिद्भूतां दुहितरं प्रसभं रिरमयिषुम् ऋष्यस्यवपुषा गतं दिवं अपि यातं सपत्राकृतं त्रसन्तं अमुं अभिकं प्रजानाथं न अद्यापि त्यजति ।**

**અર્થ:—હે નાથ ! હાથમાં ધનુષ્ય ધારણ કરનારા આપનું મૃગનો શિકાર કરનારા વ્યાધના જેવું બાણ, હરિણ શરીરવાળી પોતાની કન્યા જોડે બળાત્કારથી રમવાને ઈચ્છતા, હરિણના શરીરથી સ્વર્ગમાં પણ ગએલા, બાણથી વ્યથા પામેલા અને બીધેલા એ પ્રજાપતિને હજી પણ છોડતું નથી.**

વિવરણ:—પ્રજાપતિ બ્રહ્મદેવ કામથી વ્યાકુળ થયા અને લજ્જાથી જેણે હરિણનું રૂપ ધારણ કરેલું છે એવી પોતાની પુત્રી સાથે રત થવાની ઇચ્છાથી પોતે મૃગનું રૂપ ધારણ કરી તેની ઇચ્છા વિરૂદ્ધ તેની સાથે ક્રીડા કરવાને તેની પાછળ જવા લાગ્યા. તે કામવશ થયા હોવાથી તેમને પોતાની યોગ્યતાનું ભાન રહ્યું નહી અને પાપની ભીતિ જરાએ મનમાં રાખ્યા વગર પ્રત્યક્ષ કન્યા સાથે ક્રીડા કરવાની તેમણે ઇચ્છા ધારણ કરી. તે ઉચ્છૃંખલતાનું તેને પ્રાયશ્ચિત આપવું જોઇએ એવા વિચારથી હે સર્વ વિશ્વના નિયામક પરમેશ્વર ! તમે હાથમાં ધનુષ્ય લઈ વ્યાધના રૂપથી તેના ઉપર બાણ છોડ્યું તે આર્દ્રા નક્ષત્રના

રૂપથી આકાશમાં સ્થિત છે. બ્રહ્મદેવ તમારા ભયથી આકાશમાં ગયા તો પણ તમે બાણુ માર્યું, તેથા તેમને અત્યંત પીડા થઇ અને હજીએ તમારાથી ભય પામે છે. તથાપિ તમારૂં બાણુ હજી સુધી તેમને છોડતું નથી. આ સંબંધી કથા પુરાણુમાં નીચે મુજબ છે.

પૂર્વે એક વખતે બ્રહ્મદેવ સંધ્યાનામક પોતાની કન્યાનું સૌંદર્ય જોઇ કામવશ થયા અને તેની સાથે ક્રીડા કરવાની તેના મનમાં ઇચ્છા થઇ. ત્યારે કન્યા પિતાનો દુષ્ટ ભાવ સમજી ગઇ અને " આ મારો પિતા છતાં આવું પાપ કર્મ કરવાની ઇચ્છા રાખે છે એ યોગ્ય નથી " એવો વિચાર કરી લજ્જીત થએલી તે કન્યાએ પોતાની લાજ રાખવાને હરિણીનું રૂપ લીધું અને નાસવા માંડયું. કામાતુર થએલા બ્રહ્મદેવ પણ પોતે હરિણનું રૂપ લઇ તેણીની પાછળ દોડવા લાગ્યા. ત્યારે જગતના નિયંતા મહાદેવજીએ " આ પ્રજાપતિ ધર્મનો પ્રવર્તક છે છતાં આવું નિંદ્ય કર્મ કરે છે માટે એને શાસન કરવું જોઇએ " એવા વિચારથી પોતાનું પિનાક ધનુષ્ય ખેંચી બાણુ છોકયું. એ જોઇ હરિણ રૂપમાં રહેલા બ્રહ્મદેવ લજ્જા પામ્યા અને બાણુ લાગવાથી તેમને ઘણી પીડા થઇ. બ્રહ્મદેવ આકાશમાં મૃગશીર્ષ નક્ષત્રરૂપે રહ્યા અને શિવનું બાણુ તેમની પાછળ આર્દ્રા નક્ષત્રરૂપે રહ્યું. આર્દ્રા અને મૃગશીર્ષ એ બે નક્ષત્રો પાસે પાસે હોવાથી '**नाद्यापि त्यजति**' એમ શ્લોકમાં કહ્યું છે.

**विष्णुपक्षे अन्वयः—हे नाथ ! प्रसभं अभिकं रिरमयिषुं रोहिद्भूतांगतम् प्रजानाथं स्वां दुहितरं ऋष्यरूपं वपुषा रिरमयिषुं सपत्राकृतं दिवं यातंअपि त्रसंतं अद्यापि धनुष्पाणेः ते मृगव्याधरभसः न त्यजति ।**

વિવરણુ સહિત અર્થઃ—હે નાથ ! ( **प्रकृष्टा सभा यस्य तं प्रसभं** ) શૌર્યાદિ ગુણુયુક્ત પુરૂષોથી યુક્ત છે સભા જેની અને ( **अभितः कानि शिरांसि यस्य तं अभिकं** ) જેને ચોમેર મસ્તકો

છે તથા સીતાના ઉપભોગની ઇચ્છા જેને થઈ છે એવો જે રાવણ તેનું મન રંજન કરવા માટે એટલે સીતાનું હરણ કરવામાં મદદરૂપ થઇ તેના મનને ખુશી કરવાને માટે, જેણે હરિણનું રૂપ ધારણ કર્યું છે અને ( **प्रजाः नाथति उपतापयतीति प्रजानाथः तम्** ) પ્રજાને જે ત્રાસ આપે છે તથા અયોનિસંભવ સીતાજીને ચિત્રવિચિત્ર હરિણના રૂપથી રંજન કરવાને ઇચ્છતો એટલે "મ્હારૂં વિચિત્ર હરિણરૂપ જોઇને સીતા સ્ત્રીસ્વભાવને લીધે મુગ્ધ હોવાથી રામચંદ્ર પાસે મ્હારૂં ચર્મ કચુંકી અર્થે માંગશે અને તેને મ્હારા તરફ મોકલશે. ત્યારપછી હું રામચંદ્રને દૂર લઇ જઇશ અને તેની પાછળ લક્ષ્મણ પણ આવશે એટલે રાવણ એકલી સીતાનું હરણ સુખપૂર્વ કરશે. એ અભિપ્રાયથી જેણે વિચિત્ર મૃગનું શરીર ધારણ કર્યું છે" એવો જે મારિચ નામક રાક્ષસ તેને તમે બાણ છોડી મારી નાંખ્યો. તે પરલોકમાં ગયો પણ હજી સુધી તમારા બાણથી ભય પામતો નહિ હોય શું ? એમ લાગે છે. આ કથા રામાયણમાં પ્રસિદ્ધ છે.

શ્રી રામચંદ્રજી તથા મહાદેવજી જીતેંદ્રિયોમાં શ્રેષ્ઠ છે, તોપણ લક્ષ્મીજી ( સીતાજી ) તથા પાર્વતીજીના ઉપર કૃપાળુ થઇ પોતે સ્ત્રૈણ એટલે સ્ત્રીવશ હોય એમ તેઓ બતાવે છે, એવું કહેતાં સ્તુતિ કરે છે:—

**स्वलावण्याशंसा धृतधनुषमन्हाय तृणव-।**
**त्पुरः प्लुष्टं दृष्ट्वा पुरमथन पुष्पायुधमपि ।**
**यदि स्त्रैणं देवी यमनिरतदेहार्धघटना-।**
**दवैति त्वामद्धा बत वरद मुग्धा युवतयः ॥२३॥**

**अन्वयः—हे पुरमथन ! हे यमनिरत ! स्वलावण्याशंसाधृतधनुषं पुष्पायुधं अन्हाय तृणवत् प्लुष्टं पुरः दृष्ट्वापि देहार्धघटनात् देवी यदि त्वां स्त्रैणं अवैति ( तर्हि ) अद्धा हे वरद ! बत ! युवतयः मुग्धाः ।**

**અર્થઃ—હે જીતેન્દ્રિય મહાદેવ! પોતાના (પાર્વતીના) લાવણ્યની આશાવડે ધનુષ ધારણ કરનારા મદનને ક્ષણવારમાં તૃણની પેઠે બળેલો પ્રત્યક્ષ જોઇને પણ, પોતાના અર્ધ શરીરમાં સ્થાપન કરવાથી પાર્વતીજી જો તમને સ્ત્રીવશ સમજે તો યોગ્યજ છે. કારણ, હે વરદ! ખરેખર સ્ત્રીઓ અજ્ઞ હોય છે.**

વિવરણઃ—હે ત્રિપુરનાશક મહાદેવ! આપ યમાદિ અષ્ટાંગ યોગમાં નિરત છો. એવા આપ જીતેંદ્રિયને, ક્ષણમાત્રમાં હું પાર્વતીના સૌંદર્યદ્વારા જીતું, એવી આશા કરવાવાળા મદને આપની ઉપર ધનુષ્ય સજ્જ કર્યું ત્યારે, આપે તત્કાળ તેને ઘાસની પેઠે તૃતીય નેત્રની અગ્નિજ્વાળાવડે ભસ્મીભૂત કર્યો. આ સર્વ પ્રકાર પાર્વતીએ દીઠો હતો અને મ્હારા સૌંદર્યથી યોગિશ્રેષ્ઠ શંકર વશ થશે નહિ એમ પણ તે સમજી ગઇ હતી; તથાપિ તમારા મનમાં વિચાર થયો કે, 'મ્હારા વાસ્તે પાર્વતી જો ઘણો કાળ તપ કરે છે તો તેનાપર કૃપા કરવી જોઇએ; મ્હારા વિરહ દુઃખને તે પ્રાપ્ત ન થાય.' આ પ્રમાણે કેવળ કૃપાને વશીભૂત થઇને પોતે તેને શરીરના અર્ધ ભાગમાં ધારણ કરી. આમ થવાથી તે જો કદાચિત એમ માનતી હોય કે 'શંકર મ્હારે આધીન ન હોત, તો મ્હને અર્ધાંગમાં કેમ ધારણ કરત? વાસ્તે આ સ્ત્રૈણ છે;' તો આ સમજવું તેને યોગ્યજ છે. કેમકે હે વરદ! સ્ત્રિયો સ્વભાવથી મૂઢ હોય છે. વસ્તુતઃ દેવી પાર્વતી ચિદ્રૂપ હોઇને પણ આવી રીતે જે માને છે તે, સ્ત્રિયોને ભૂષણીભૂત ગુણો મધ્યે મૌગ્ધ્ય (મૂઢપણું) એ પ્રધાન ગુણ છે તેનું તે અનુકરણ કરે છે; માટે તે મિથ્યા જ્ઞાનયુક્તજ છે. પાર્વતી અર્ધાંગમાં કેમ સ્થિત છે! શંકરે અર્ધ શરીરમાં તેને કેમ સ્થાપન કરી? એને માટે જે હેતુ કવિયોએ વર્ણન કર્યો છે તે પણ પ્રસંગોપાત્ત રસિકજનોને દેખાડીએ છીએ.

પાર્વતીએ વિચાર કર્યો કે, ભગવાન શશીશ (શંકર) નિર્મળ **સ્વભાવ હોવાથી એમનામાં અનર્થકારક (સંસારપ્રાપક) પ્રતિકૂળપણું**

નથી. અર્થાત્ જેની સેવાથી પરમાર્થ (મોક્ષ) મળે છે. તદનુસાર હું કાળિકા અને આ કાશિકા (કાશી) એમના સહવાસથી અમે બન્ને સ્ત્રિયો પણ સાપત્નભાવરહિત થઇને પરસ્પર પ્રેમયી વર્તીએ છીએ અને કોઇને અનર્થાવહ થતાં નથી (કાશીના પતિ શંકર છે એ વાત પ્રસિદ્ધ છે) પરંતુ મ્હારામાં અને કાશિકામાં આ ફરક છે કે. કાશિકા પતિને અનુરૂપ પુત્રને ઉત્પન્ન કરે છે, (શિવ પંચવદન છે તત્સમાન કાશીમાં મરવાવાળાં પ્રાણીઓને આ પંચવદન 'શિવ' રૂપ પ્રાપ્ત કરી દે છે.) અને હું તો પતિને વિરૂપ સુતને ઉત્પાદન કરૂં છું. જુઓ! એક ગણપતિ, (ગજનું મુખ જેને) તથા બીજો પડાનન, (શંકરથી પણ એક વધારે મુખ જેને,) એવાઓને ઉત્પન્ન કરું છું. અતએવ (એટલા માટે) આ કાશિકા ભર્તાની સાથ 'એકાંતરા' એટલે જેનું અંતર ઐક્યભાવને પ્રાપ્ત થયું છે એવી થઇ; અને હું એવી ન હોવાથી કદાચિત્ શશીશ મારો ત્યાગ કરશે માટે, કાળિકા (પાર્વતી) શંકરના અર્ધાંગમાં સંલગ્ન થઇ જેવી દેખાય છે.

શબ્દથીજ દૃષ્ટાંત જુઓ! શશીશ, કાળિકા, કાશિકા આ ત્રણ શબ્દો પ્રતિકૂળ, (ઉલટા વાંચો તોપણ અનર્થકારક, પોતાના અર્થથી કોઇ બીજોજ અર્થ પ્રતિપાદક) થતા નથી, ત્રણે શબ્દોને ચાહે તો સીધા અથવા ઉલટા વાંચો, તોપણ કાંઇ ઉચ્ચારમાં અથવા અર્થમાં ફરક થતો નથી. પરંતુ 'કાશિકા' શશીશ શબ્દની સાથે જેવી એકાંતરા છે, એટલે બન્ને શબ્દોનું અંતર (મધ્ય) શિકારયુક્ત છે તદ્વત્ 'કાળિકા' અને શશીશ એ બન્નેના અંતર (મધ્ય) વર્ણ કયાં એકરૂપ છે? નહિ. એવી રીતે જે બન્નેનું અંતર (મન) એક હોતું નથી એમનો સદા સંયોગ પણ હોતો નથી. વાસ્તે કાળિકા (પાર્વતી) એ આવા ભયથી શશીશનું અર્ધાંગ સ્વવસતિસ્થાન કર્યું. તો પછી કેવી રીતે ત્યાગ થઇ શકે? શરીરનો ત્યાગ થાય તોજ એનો થાય. અસ્તુ! અથવા મહાદેવે અર્ધાંગમાં જે પાર્વતીને ધારણ કરી તેનો અભિપ્રાય નીચે મુજબ જાણવો.

સ્ત્રિયોનું ચિંતનજ કામોત્પત્તિ કરે છે, તો પછી તેનું સંનિધાન થાય તો તે કેમ ઉત્પન્ન થાય નહિ? પરંતુ તેના સંનિધાનમાં હોઇને પણ જે પુરૂષ, સર્વદા 'શ્રીરામ શ્રીરામ' ઇત્યાદિ ભગવન્નામનો જપ કરે તો, એ મહાસમર્થ પુરૂષની આગળ કામ ઉભો પણ થઇ શકે નહિ; ઇત્યાદિ ભાવ લોકોને દેખાડવાને માટેજ શંકર અર્ધનારી[1] નટેશ્વરનું સ્વરૂપ ધારણ કરતા થયા. શંકરના વામાંગમાં ગૌરી છે પરંતુ, સદા 'રામ રામ' જપ કરે છે માટે, મદનને તે સામર્થ્યવડે ભસ્મીભૂત કરી દીધો. એ પ્રમાણે પરબ્રહ્મ રામના નામનો જપ કરવાવાળો પુરૂષ સંસારમાં રહે તોપણ, કામાદિકોનો પ્રભાવ તેનાપર કાંઇ ચાલવાનો નથી, એમ ખાસ સમજવું. અને આવા ઘણા ભક્તો આ કળિયુગમાં થઇ પણ ગયા છે. ઠીક!

પાર્વતી અને લક્ષ્મીરૂપ સીતા ચિત્કળા હોઇ ને પણ, એમાં જે 'મહાદેવને તથા વિષ્ણુરૂપ રામને સ્રૈણ માને છે' એ પ્રકારની સંભાવના કરી છે તે, કેવળ લૌકિક સ્ત્રીના સ્વભાવનું અનુકરણ કરવાથીજ કહી છે એમ સમજવું. પરંતુ બીજા લોક જે મહાદેવને 'કામી, સ્રૈણ' ઇત્યાદિ કહે છે એમને માટે કહેવાય છે કે, સૂક્ષ્મ દૃષ્ટિવડે જુઓ તોજ શિવનો યથાર્થ વૈરાગ્ય ધ્યાનમાં આવે અને તે કેવા પૂર્ણકામ છે તે સમજાય.

શતાવધિ યજ્ઞ કરો ત્યારે સ્વર્ગની પ્રાપ્તિ થઇને નંદનવનના મંદારાદિ કલ્પવૃક્ષોનો લાભ તથા, ચિરકાળ પર્યંત શરીરજીવનનો હેતુ જે અમૃત તે, કામિયોને મળે છે. પરંતુ શિવના અરણ્યમાં તો સ્વાભાવિક કલ્પવૃક્ષ તથા નગરીની ચારે કોર સુધાસમુદ્રની ખાઈ છે. કર્મોપાસના અનુષ્ટાનવડે કામિયોને જે સિદ્ધિયો મળે છે તે અણિમાદિ અષ્ટસિદ્ધિ અને નવ-

---

૧. આ ઠેકાણે એવી શંકા ન કરવી કે, મદનને પ્રથમ બાળ્યો અથવા ગૌરીને પહેલાં અર્ધાંગમાં ધારણ કરી? બન્ને અનાદિ 'બ્રહ્મશક્તિ' રૂપ છે વાસ્તે સદૈવ તેમનું એવું સ્વરૂપ સમજવું.

નિધિયોના સમૂહ શિવના દ્વારમાં સ્થિત છે. સુંદર સ્ત્રીપ્રાપ્તિવાસ્તે કામીલોક જે ગૌરીનું આરાધન કરે છે, તે ગૌરી તો જેના અંતઃપુરમાં છે. આ પ્રકારની સંપન્નતા હોઇ ને પણ હાથમાં લોઢાનું ત્રિશૂલ, પ્રિયવાહન નંદી (બળદ) ભોજન અને પીવાનું પાત્ર નરકપાલ. કંઠમાં વિષભૂષણ, બાહુમાં સર્પભૂષણ, શરીરને ભસ્મચર્ચન જેને અતીવ પ્રિય છે.

જગતમાં અલ્પસંપન્ન કામી રાજા અને ધનિક હોય તો સુવર્ણાદિવડે અલંકૃત ધનુષ્ય, ખડ્ગ, ઢાલ, ઇત્યાદિ તેને આયુધ હોય છે. સુવર્ણ ભૂષિતરથ, ગજ, તુરંગ ઇત્યાદિવાહન હોય છે; તથા સુવર્ણાદિનાં પાત્ર ભોજનમાં હોય છે; ગળામાં બાહુમાં રત્નજડિત સુવર્ણાલંકાર હોય છે; શરીરને કેશર કસ્તુરી ઇત્યાદિ સુગંધિ લેપચર્ચન જેને પ્રિય હોય છે. આ સર્વ લક્ષણોથી કામી કોણ અને પૂર્ણ કામ કોણ એ પ્રત્યક્ષ દેખાડી દે છે. તો વળી એમ પૂછશે કે, પાર્વતીપર તેનો આટલો કેમ પ્રેમ ? તો જુઓ.

**परब्रह्मस्वरूपैव पार्वती नात्र संशयः।**

પાર્વતી પરબ્રહ્મસ્વરૂપજ છે એમાં કોઇ પ્રકારનો સંશય નથી. એ કારણ બ્રહ્મરૂપશિવ સ્વ-રૂપ-પાર્વતીમાં અધિક પ્રેમ કરે છે, તે યુક્ત છે. પોતાના રૂપમાં કોણ પ્રેમ કરતું નથી ? સર્વજ કરે છે તથા અર્ધાંગમાં ધારણ કરીને આ ભાવ પણ બનાવ્યો છે કે, અગ્નિ અને તેની શક્તિ જેમ એકત્ર રહે છે, પણ તેનાથી ભિન્ન નહિ, તદનુસાર બ્રહ્મરૂપ મ્હારિ શક્તિ મ્હારામાંજ સ્થિત છે. એટલા માટે શક્તિની ઉપાસના બ્રહ્મરૂપ વડે કરવી એમ કહ્યું છે. (આઠમા શ્લોકમાં પણ કહેવામાં આવ્યું છે કે, પાર્વતી અને શંકરનું યથાર્થ સ્વરૂપ શું છે?)

**विष्णुपक्षे अन्वयः—हे अर्धघस्मरनारद ! सा यमनिरतदेहा पुरमथमपुष्पा देवी स्वलावण्याढ्यं (अतएव) धूलधनुषं**

**अन्हाय तृणवत् पुरः प्लुष्टं दृष्ट्वा आयुधं अपि दृष्ट्वा यदि त्वां स्त्रैणम् अवैति (तर्हि) अध्दा हे वरद ! बत युवतयः मुग्धाः।**

વિવરણ સહિત અર્થઃ—અર્ધઘટનાને દાવાગ્નિતુલ્ય દગ્ધ કરનારા હે રામચંદ્રજી ! (સીતારૂપ જે લક્ષ્મી તેનો વિષ્ણુસ્વરૂપ જે રામચંદ્રજી તેમની સાથે સદા સંયોગ યોગ્ય છતાં સ્વેચ્છાથી તેમણે તેને અર્ધસંયોગ આપીને અર્થવિયોગ આપ્યો માટે અર્ધઘટનાદવ એ સંબોધન યોજેલું છે.) પોતાના શૌર્યાદિ સૌંદર્યની આશાથી (ક્ષત્રિયનું સૌંદર્ય શૂરતાજ) એટલે હું જો સીતાને ન છોડાવું તો મારી કીર્તિ નષ્ટ થાય માટે, શૌર્ય કીર્તિરૂપ પોતાના સૌંદર્યનું રક્ષણ કરવાને તથા સીતાજીને ક્લેશમાંથી મુક્ત કરવાને તમે હાથમાં ધનુષ્ય ધારણ કર્યું, લંકા નગરને ઘાસની પેઠે બાળી નાખ્યું અને ઘનઘોર સંગ્રામ કર્યો. એ જોઈને અત્યંત પતિવ્રતા તથા જેના શરીરને પુષ્પથી પણ પીડા થાય છે એવી સુકુમાર શરીરવાળી સીતાદેવી જો તમને સ્ત્રૈણ માને એટલે જો આ મ્હારા અધીન ન હોત તો આવા દુષ્કરકર્મો શા માટે કરત ? એવું સમજે તો, તે સ્ત્રીસ્વભાવને યોગ્યજ છે. કારણ સ્ત્રીઓ મુગ્ધજ હોય છે.

તમે પોતે અમંગલ ક્રીડા કરો છો તો પણ ભક્તોને મંગલકારક છો, તથા અમંગલ એવા ભક્તોને પણ તમે મંગલ રૂપ છો. એવી રીતે મહાદેવ તથા વિષ્ણુની સ્તુતિ કરે છેઃ—

**श्मशानेष्वाक्रीडा स्मरहर पिशाचाः सहचरा-।**
**श्चिताभस्मालेपः स्रगपि नृकरोटीपरिकरः।**
**अमंगल्यं शीलं तव भवतु नामैवमखिलं।**
**तथापि स्मर्तॄणां वरद परमं मंगलमसि ॥२४॥**

**अन्वयः—हे स्मरहर ! हे वरद ! श्मशानेषु आक्रीडा नृकरोटीपरिकरः स्रक् अपि पिशाचाः सहचराः चिताभस्मालेपः**

**एवं तव अखिलं शीलं अमंगल्यं भवतु नाम, तथापि स्मर्तृणां (त्वं) परमं मगलं असि ।**

વિવરણ સહ અર્થઃ— હે મદનદહન ! વર આપનાર મહાદેવ ! તમે સ્મશાનમાં ક્રીડા કરો છે। તથા ભૂતપિશાચ એ તમારા સોબતી છે, ચિતાભસ્મનો લેપ શરીરે કરો છે। અને માણસની ખોપરીની માળા ધારણ કરી ગજચર્મ પરિધાન કરો છે। એવી રીતે તમારૂં બધું આચરણ અમંગલ છે તોપણ તમે તમારૂં સ્મરણકરનારા ભક્તોનું અત્યંત કલ્યાણ કરો છો. સારાંશ, શંકર અમંગલ છે, ગુણરહિત છે માટે મંગલકામપુરુષોએ એની સેવા કરવી નહીં' ઇત્યાદિ પાપી પુરૂષોના કુતર્ક સાંભળીને ભક્તિથી વિમુખ થવું નહી. તો કાયાવાચા મનથી આરાધના કરવી ઉચિત છે.

[ હવે સ્મશાન, પિશાચાદિગણ તથા મદનદાહ ઇત્યાદિકોના યથાર્થ અર્થ નીચે કહેવામાં આવે છે. જે વાંચ્યાથી રસિક તથા અધિકારી સૂજ્ઞોને આનંદ થશે. ]

શંકર સાર્વકાલ સ્મશાનમાં નિવાસ કરે છે તેને વિષે એમ સમજવું:—

**नित्यं क्रीडति यत्रायं स्वयं संहारभैरवः ।**
**तत्र श्मशाने संसारे शिवः सर्वत्र दृश्यते ॥**

સ્વતઃસિદ્ધ પરમાત્મા જે વિદ્વાનને પ્રત્યક્ષ છે તે, સંહારભૈરવ (અખિલ વિશ્વનો નાશ કરનારો મૃત્યુરૂપ) થઇને અર્થાત્ સકલ જગતના લયનું અધિષ્ઠાન બનીને ભીતિપ્રદ થાય છે અને જે સંસારમાં ક્રીડા કરે છે તે સંસાર ( જગત્ ) સર્વદા અમંગલ હોવાથી સ્મશાન તુલ્ય કહ્યો છે. તેમાં સર્વદા સર્વવસ્તુઓમાં તે બ્રહ્માભિન્ન શિવનો નિવાસ છે એ તો જ્ઞાનીઓનેજ દેખાય છે. '**पश्यंति ज्ञानचक्षुषः**' જ્ઞાનદૃષ્ટિસંપન્ન પુરૂષજ તેને સર્વત્ર ( દેશકાલ પદાર્થોમાં ) જુએ છે એમ સ્મૃતિ વચન પણ છે, માટે જ્ઞાની પુરૂષ શંકરને એજ દૃષ્ટિથી

સ્મશાન વાસી કહે છે. અમે કેવળ લૌકિક સ્મશાન, જ્યાં પ્રેતાદિશયન કરે છે ત્યાંજ તેનો નિવાસ સમજીએ છીએ અને જોઇએ છીએ. કાલિકા પુરાણમાં કહ્યું છે કેઃ—

**श्मन् शब्देन शवः प्रोक्तः शानं शयनमुच्यते ।**
**निर्वचंति श्मशानार्थं मुने शब्दार्थकोविदाः ॥**

હે મુનિ ! શબ્દશાસ્ત્રવેત્તા સ્મશાનનો આ પ્રકારે અર્થ કહે છે કે, શ્મન્ શબ્દથી શવ અને શાન શબ્દથી શયન એટલે જ્યાં 'પ્રેતનું શયન' થાય છે તે સ્થાનને સ્મશાન કહે છે. જ્ઞાનીની દૃષ્ટિએ સંસાર-રૂપ સ્મશાનમાં શિવ (બ્રહ્મ)નો વાસ અને જગદ્રૂપશવ (પ્રેત) નો શિવ સ્વરૂપમાં (પ્રલયકાળમાં અથવા વર્તમાન કાળમાં સમજો તોપણ હરકત નથી) નિવાસ હોવાથી, શંકરનો 'સ્મશાનવાસ' વેદ શાસ્ત્ર પુરાણાદિમાં પ્રસિદ્ધ છે. સ્મશાનમાં જેનો વાસ અથવા સ્મશાનનો વાસ છે જેમાં એમ સમજવું. કારણ કે, જગતમાં પરમાત્મા અને પરમાત્મામાં જગત્ જેવી રીતે જળમાં તરંગ અને તરંગોમાં જળ, તેવી રીતે નિવાસ કરે છે. ( વિસ્તાર કરતા પુસ્તક વધી જાય તેમ સામાન્ય જનતાને લુખું પણ લાગે તેથી સંક્ષિપ્ત રીતે કહ્યું છે, તે જ્ઞાની અને રસિક વાંચક જાણી લેશેજ.

હવે શંકરને સ્મરહર જે કહેવામાં આવે છે તેનો વાસ્તવ **અર્થ** એમ સમજવો ઉચિત છે કેઃ—

**हृते स्मरे हृता एव षडप्येते स्मरादयः ।**
**स्मरादिहरणादेव देवः स्मरहरो हरः ॥**

સ્મર એટલે જગદ્વિષયક બોધનું સ્મરણ તે **"नेह नानास्ति किंचन"** ( આ જગતમાં જે નાનાત્વની પ્રતીતિ દેખાય છે તે વસ્તુતઃ કંઇ નથી. તો જે પ્રમાણે માળાના અજ્ઞાનથી સર્પ. અથવા શુક્તિ ( છીપ ) ના અજ્ઞાનથી ચાંદી ભાસે છે તે પ્રમાણે, અદ્વિતીય બ્રહ્મ-રૂપ આત્માના અજ્ઞાનથી નામરૂપાત્મક જગતનું ભાન થાય છે, શું

ભ્રમથી શુભ્રવર્ણના શંખ પીળા દેખાતા નથી ? અથવા તો આકાશમાં એકના બે ચંદ્રમા દેખાતા નથી ? તદનુસાર એક સદ્રૂપ બ્રહ્મ પણ તત્વબોધના અભાવથી અનેક રૂપાકાર દેખાય છે; પરંતુ પારમાર્થિક દૃષ્ટિએ અંહિ કંઇ નાનાત્વ છે નહિ. ) ઇત્યાદિ શ્રુતિ ઉપરથી બાધિત થઇ જાય તો, જગત્સ્મરણ કરનારા મનવડે ઉત્પન્ન થએલા સ્મરાદિ (કામ, ક્રોધ. લોભ, મોહ, મદ, મત્સર ઇત્યાદિ) ષડ્ વિકાર નષ્ટ થયા જેવાજ સમજવા. કેમકે, તેમના ચરિતાર્થ (જીવન)નો વિષય જે જગત્ તેનોજ બાધ (મિથ્યાજ્ઞાન, નાશ) થઇ જવાથી તે પણ બાધિત થઇ ગયા એ ભાવ સમજવો. મિથ્યા વસ્તુપર કોની ઉપજીવિકા થાય ? અને કોણ પ્રાણ ધારણ કરી શકે ?

સારાંશ, જગત્સંબંધી સ્મૃતિ જ્ઞાનનોનાશ થવાથી તે કામાદિકોનો નાશ થાય છે; માટે અદ્વિતીય બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મશિવગુરૂ ‘સ્મર’ (જગદ્બોધ) ‘હર’ (અખિલદ્વૈતનાશક) કહેવાય છે. નહી કે કેવળ લોક પ્રસિદ્ધ કામને દગ્ધ કરવાથી તેમાં સ્મરહરત્વ છે. વૃક્ષનું મૂળ હોય ત્યાં સુધી શાખાદિકોના છેદનથી શું ફળ થાય ? વારંવાર કાપવામાં આવે છતાં તે ફરી ઉત્પન્ન થવાનીજ. તે પ્રમાણે સ્મરાદિનું મૂલ કારણ જે અજ્ઞાન અને તેનું કાર્ય જગત્ એ વિદ્યમાન્ છે, ત્યાં સુધી તે યદ્યપિ એકવાર નષ્ટ થાય તોપણ પુનઃ તે ઉત્પન્ન થવાનોજ. અતએવ પરમાત્મા શિવગુરૂમાં ઉપરોક્ત સ્મરહરત્વ છે એમ સમજીને, ઉપાસના કરનારાએ અદ્વૈત બ્રહ્મબુદ્ધિથી તેનું ધ્યાન ધરવું; તોજ તે કોઇ સમયે પોતાનો સ્મર (જગત્સંબંધી સ્મૃતિજ્ઞાન) હરણ કરશે.

શંકરજીના ગણવિષે વિચાર કરવો જોઇએ તો તેમની તાત્વિકરૂપતા ધ્યાનમાં ઉતરશે.

आनंदसागरः शंभुस्तच्छक्तिर्द्रव उच्यते ।
शीकरा इव सामुद्रास्तदानंदकणा गणाः ॥

જેવી રીતે સકલ ઉદકનો આશ્રય એક સમુદ્ર તેવીરીતે વિદ્યાનંદ, વિષયાનંદ ઇત્યાદિ અખિલ આનંદનો આધાર બ્રમ્હાનંદરૂપ શંકરજ છે. તૈત્તિરીયોપનિષદ્ બ્રમ્હવલ્લિમાં આ આનંદની મીમાંસા કરી છે તે જીજ્ઞાસુએ ત્યાંજ જોવી. તથાપિ પ્રકૃત સ્થળમાં કિંચિંત કહીએ છીએ.

જુવાન, સુંદર, વિદ્વાન, ભોક્તા, ધૈર્યવાન્ અને બલિષ્ઠ ઇત્યાદિ ગુણસંપન્ન સાર્વભૌમ રાજાનો જે આનંદ તેજ માનુષ આનંદ છે. આની નીચે જેટલા આનંદ છે તે દુઃખ મિશ્રિત હોવાથી સત્ય આનંદ કહેવાતા નથી. ઉપરોક્ત સો સાર્વભૌમરાજાના આનંદસમૂહતુલ્ય એક મનુષ્યગંધર્વનો આનંદ કહ્યો છે. તે મનુષ્યગંધર્વોના સો આનંદનો સમૂહ એક દેવગંધર્વના આનંદ સમાન થાય છે. તે સો દેવગંધર્વના આનંદતુલ્ય પિતરનો એક આનંદ તથા સો પિતરોના આનંદ બરાબર એક આજાન દેવનો આનંદ થાય છે. એ પ્રમાણે તેમના સો આનંદની સાથે એક કર્મદેવનો આનંદ અને તેમના જ્યારે સો આનંદ થાય ત્યારે દેવોનો એક આનંદ થાય છે. એવા સો આનંદની બરાબર ઇંદ્રનો એક આનંદ અને તેના સો આનંદના તુલ્ય બૃહસ્પતિનો એક આનંદ. બૃહસ્પતિના સો આનંદ સાથે પ્રજાપતિનો એક આનંદ અને પ્રજાપતિના સો આનંદના બરાબર હિરણ્યગર્ભનો એક આનંદ થાય છે. એથી ઉત્કૃષ્ટ જે બ્રમ્હાનંદ તે મનવાણીનો વિષય થતો નથી માટે શ્રુતિએ તે હિરણ્યગર્ભના આનંદને, બ્રમ્હાનંદરૂપ સમુદ્રનો એક બિંદુ છે એમ કહ્યું અને પોતે ચુપ થઇ ગઇ. માનુષાનંદ, દેવાનંદ ઇત્યાદિ ભાસમાન ભેદ વાસ્તવિક નથી, કિંતુ મનુષ્ય દેવ ઇત્યાદિ ભેદરૂપ ઉપાધિ યુક્ત છે; સારાંશ, જીજ્ઞાસુ મનુષ્યોએ બ્રમ્હાદિ સ્થાવરાંત સર્વજ આનંદ એક બ્રમ્હાનંદ સમુદ્રનો લેશ છે એમ નિશ્ચય કરવો. અસ્તુ !

ઉપર કહેલા બ્રહ્માનંદનો સમુદ્ર શિવગુરૂજ છે અને તેની શક્તિ (વિશ્વોત્પત્તિ કરવાનું સામર્થ્ય) દ્રવ એટલે આર્દ્રતા છે એમ મુનિઓએ

કહ્યું છે. તે આનંદરૂપ શિવના જે અંશ (વિષયાનંદ. વિદ્યાનંદ ઇત્યાદિ) તે સમુદ્રજળના કણ સમાન સમજવા. તેમને ગણુ (સમૂહ) રૂપથી તથા શિવસાંનિધ્યનાથી ગણો (સેવકો) સમાન જાણવા. ઉપાસનાપક્ષમાં, શંકરજીમાં આત્માભિન્ન પરમાત્મગુરૂરૂપત્વ, પાર્વતીમાં શક્તિરૂપત્વ અને તેમના ગણોમાં વિદ્યાનંદાદિરૂપત્વ, ઉપાસક પુરૂષોએ બુદ્ધિમાં રાખીને ધ્યાન કરવું.

હવે શિવના ગણોમાં સ્વભાવ અને આકૃતિથી જે જગદ્વિલક્ષણત્વ પુરાણાદિમાં કહેલું છે તેને માટે જુઓ !

**जगद्विलक्षणः स्वामी स्वरूपाकृतिलक्षणैः ।**
**जगद्विलक्षणा एव गणास्तस्य किमद्भुतम् ॥**

વિદ્યાનંદ, વિષયાનંદાદિ ગણોના સ્વામી, એટલે સચ્ચિદાનંદાદિ સમર્પણ કરીને પાલન કરનારા, જે પ્રત્યગભિન્ન પરમાત્મા શિવગુરૂ તે સ્વરૂપ. આકૃતિ અને લક્ષણ વગેરેથી જગત્ કરતાં વિલક્ષણજ છે. કેમ ? તો જુઓ ! શિવ સ્વપ્રકાશ અને જગત્ પરપ્રકાશ, શિવનિરાકાર અને જગત્ સાકાર તથા શિવ સચ્ચિદ્રૂપ અને જગત્ અસજ્જડ દુઃખરૂપ છે. એવા જગત્ કરતાં જો શિવનું વૈલક્ષણ્ય છે તો તેમના વિદ્યાનંદાદિ ગણોનું હોય એમાં શું આશ્ચર્ય ? સ્વામીના સમાન સેવક બહુધા હોયજ છે એમ જગતમાં પણ શું અનુભવ આવતો નથી ! આ પ્રમાણે સાધારણ શિવગણોનો નિર્ણય કર્યો છે.

હવે યોગિનીનામક દેવતાઓનો ગણ શિવજીની પાસે રહે છે એમ શિવપુરાણમાં કહ્યું છે તેને વિષેનું પણ થોડું જુઓ ! નિરોધ લક્ષણરૂપ યોગાભ્યાસથી જે જે અંતઃકરણની વૃત્તિ રૂદ્ધ કરવામાં આવે છે તે તે આનંદરૂપ પરમાત્માની પાસે પ્રાપ્ત થાય છેજ. તેજ વૃત્તિસમૂહરૂપ યોગિનીગણ (નિરોધાખ્ય યોગવતી વૃત્તિસમૂહ) જાણી લેવો. ઉપાસના પક્ષમાં. યોગિનીગણને વિષે નિરૂદ્ધચિત્તવૃત્તિત્વ અને શંકરને વિષે તેમનું ધ્યેય પ્રત્યગભિન્ન બ્રહ્મગુરૂત્વ ચિંતન કરવું જોઇએ.

હવે શિવગણોનું પિશાચત્વ લોકમાં અને શાસ્ત્રમાં જે વર્ણિત છે, તેને વિષે પણ કિંચિત્ કહેવામાં આવે છે.

**सखाय: शंकरस्यैते योगिनीभैरवाद्य: ।**
**जीवन्मुक्ता जडैरुक्ता भूतप्रेतपिशाचका: ॥**

યોગથી નિરૂદ્ધવૃત્તિઓ યોગિની તથા ભૈરવ (જગતને ભયોત્પાદક મૃત્યુ) મુખ્ય છે જેમાં એવા જગદાનંદકર શિવજીના જે સખા (સુખરૂપતાથી અને આત્મસુખનું સાધન હોવાથી સમાન મિત્ર) તે જીવન્મુક્ત છે અને તેથીજ વિધિનિષેધાતીત છે. માટે તેમને મૂઢ પુરૂષોએ ભૂત, પ્રેત, પિશાચજ છે એમ જાતિભેદથી અને નામભેદથી કહ્યું છે. જીવન્મુક્ત પુરૂષ સર્વજ્ઞ થાય છે તથાપિ જગતમાં જડમૂઢવત્ વિચરે છે. હેતુ એ કે આપણી પાસે કોઇ ન આવે. તથા બ્રહ્મરસપાન કરવાથી તે આનંદમાં એટલા મત્ત થાય છે કે જેમને આપ સિવાય બીજું કંઈ દેખાતુંજ નથી. એ પ્રમાણે તેઓ નિજરૂપમાં સદૈવ જાગૃત હોવાથી સાંસારિકોના સમાન 'આ હું અને આ તું, આ મારૂં આ તારૂં,' ઇત્યાદિ કહેતા નથી. વાસ્તે જગતની દૃષ્ટિથી તેમનામાં પિશાચત્વ (પાગલપણું) હોય એમાં શું આશ્ચર્ય ! અને જીવન્મુક્ત વિધિનિષેધના કિંકર હોતા નથી માટે ચાહે તેવું તેમનું આચરણ હોય છે.

સારાંશ વૈષયિક દૃષ્ટિવાળા પુરૂષોથી પાગલ છે કે જીવન્મુક્ત છે તે કેવી રીતે ઓળખી શકાય ? નહીજ. પોતાના જેવો આચાર વિચાર, આહાર વિહાર ન કરનારા બધાજ પાગલ હોય છે એવું શું જગતમાં થોડા લોકો કહે છે ? ઘણાજ. "**पिशितं मांसं अश्नातीति पिशाच:** પિશાચ માંસ ખાય છે એમ શબ્દ ઉપરથી અર્થ નિકળે છે. તો હવે જુઓ કે, માંસ ખાનારા પિશાચ થયા કે નહી ? પણ આશ્ચર્ય એ છે કે, જે પોતાની પિશાચતા નહિ ઓળખતા જીવન્મુક્ત,

જ્ઞાની, સર્વસંગપરિત્યાગી એવા પુરૂષોને પિશાચ કહે છે. ઠીક ભાઇ! ચિતાભસ્મ, મુંડમાલા વગેરે વિષે પૂર્વે કહી ગયા છીએ. અસ્તુ!

**विष्णुपक्षे अन्वयः--हे वरद! श्मशानेषु आक्रीडा स्मरहर पिशाचाः सहचराः चिताभस्मालेपः नृ[illegible]करः स्रक् अपि एवं तव अखिलं नाम स्मर्तृणां शीलं अमंगल्यं भवतु, तथापि तेषां (त्वं) परमं मंगलं असि।**

વિવરણ સહિત અર્થ:—હે વરદ! તમારૂં નામસ્મરણકરનારા પુરૂષોનું શીલ ભલે અમંગલ હો તથાપિ તમે તેમને કલ્યાણનીજ પ્રાપ્તિ કરી આપો છો. ગીતામાં કહ્યું છે કેઃ—

**अपि चेत्सु[illegible]राचारो भजते मामनन्यभाक्।**
**साधुरेव स मंतव्यो सम्यग्व्यवसितो हि सः॥**

કદાચ કોઇ અત્યંત દુરાચારવાળો હોય તથાપિ તે જો બીજાની ભક્તિ ન કરતાં અનન્ય બુદ્ધિથી નારાયણ એવા મનેજ ભજે છે, તો તેને શ્રેષ્ઠ સાધુ જાણવો; કારણ કે, તે 'હું પરમેશ્વરનાં ભજનથી કૃતાર્થ થઇશ' આવા શુભ વ્યવસાય (નિશ્ચય) વાળો હોય છે. તમારૂં નામ કેવું છે? તો અખિલ એટલે સદા સર્વત્ર સફલજ છે, કોઇ વખતે પણ નિષ્ફલ થતું નથી. અત્યન્ત પાપી એવો અજામિલ મરણ વ્યથાથી પીડાતો હતો. અંતકાળમાં તેણે પુત્રને બોલાવવાના નિમિત્તથી તમારા નામનો ઉચ્ચાર કરતાંની સાથે તેના સર્વ પાતકોનો ક્ષય થયો અને તેને પરમપુરૂષાર્થની પ્રાપ્તિ થઇ. હવે અમંગલશીલ કેવી રીતે તે બતાવે છે. વિષયી પુરૂષો, જ્યાં હમેશ રૂદન થાય છે એવા શ્મશાનતુલ્ય ગૃહોમાં થોડા વખત સુધી ક્રીડા કરે છે. કારણ, સંસાર ક્ષણભંગુર હોવાથી તેમાં અલ્પકાલજ વૈષયિક સુખની પ્રાપ્તિ થાય છે. તથા સ્મર એટલે શાસ્ત્રીય વિવેકને હરણ કરનારા પિશાચતુલ્ય પુત્ર ભાર્યાદિક એ તેમના સહચર હોય છે, એટલે યાવજ્જીવ સાથેજ રહે છે. જેવી

રીતે પિશાચ પોતે મનુષ્યના શરીરમાં પ્રવેશ કરી તેનું જ્ઞાન નષ્ટ કરી તેને અનર્થ પ્રાપ્ત કરી આપે છે તેમ, પુત્રભાર્યાદિક પણ મનુષ્યના જ્ઞાનનો નાશ કરી અનર્થકારક સંસારમાં તેને યોજે છે માટે પુત્રભાર્યાદિકને પિશાચની ઉપમા આપી છે તે વાસ્તવિક છે; પુરૂષાર્થ સંપાદન કરવામાં તેઓ પ્રતિબંધક હોય છે માટે વૈરી છે, તથાપિ તે એક ક્ષણ પણ છોડતા નથી. તેમજ કેશર કસ્તુરી મિશ્રિત જે અંગરાગનો શરીરે લેપ કરે છે તે પણ ચિતાભસ્મના જેવોજ હોય છે. કારણ, દેહ તો મલમૂત્રાદિકથી ભરપૂર છે; એવા અમંગલ શરીરઉપર ભલે કેશર કસ્તુરીનો લેપ કર્યો હોય તો પણ તે ચિતાભસ્મના જેવોજ કહી શકાય. તથા મનુષ્યના મસ્તકના અસ્થિ જેવી પુષ્પમાળાને ધારણ કરે છે. એવી રીતે વિષયાસક્ત પુરૂષોનું અમંગલ આચરણ હોય છે, છતાં એ પુરૂષો તમારૂં સ્મરણ કરે તો તમે તેમનું કલ્યાણજ કરો છો. એવી તમારી અતિવત્સલતા અવર્ણનીય છે.

'**अतीत: पंथानं**' આ શ્લોકમાં "**तत्त्वमसि**" ના ત્રણ પદનું વર્ણન કરીને, તેમાંજ '**कतिविधगुण:**' આ પદવડે સગુણ ઇશરૂપ, '**कस्य विषय:**' એ પદવડે અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ તથા '**पदे त्ववीचीने**' એ વડે ભક્તાનુગ્રહ, સૃષ્ટિ સંરક્ષણ, ઈત્યાદિ કાર્યને માયાવડે લીલાશરીરધારણ તથા તે તે અવતારોની ક્રીડા પ્રતિપાદન કરી છે એમ જાણવું. '**अजन्मानो लोका:**' આ શ્લોકમાં સામાન્ય રીતિથી પરમેશ્વરનું અસ્તિત્વ દૃઢ કરીને '**तवैश्वर्यं यत्नात्**' આ દશમા શ્લોકથી '**श्मशानेष्वाक्रीडा**' એ ચોવીશમા શ્લોક પર્યંત સગુણ સ્વરૂપ અને લીલા શરીર તથા વિહારાદિક વર્ણન કર્યાં છે. હવે અદ્વિતીય બ્રહ્મ સ્વરૂપનું આવસ્યકાય વર્ણન બાકી રહ્યું છે કે જેના વિના પૂર્વ સર્વ પ્રતિપાદન 'ભૂસાના ખાંડવ બરોબર' વ્યર્થ થશે. કેમકે, અખિલ શ્રુતિ સ્મૃતિયોનું તાત્પર્ય નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપમાં છે, અને તેજ સત્ય છે; તથા તેનાથી ભિન્ન જે આ અખિલ દૃશ્ય પ્રપંચ

તે સ્વપ્નતુલ્ય મિથ્યા છે. એટલા માટેજ નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરવા માટે અગ્રિમ ગ્રંથનો પ્રારંભ છે એમ જાણી લેવું. પૂર્વ શ્લોકમાં જે કહ્યું કે '**त्वं परमं मंगलमसि**' તમે પરમ મંગળરૂપ છો તેને માટે તાર્કિક શંકિત થાય છે.

તે એમ કહે છે કે, મંગળ એટલે સુખ. સુખ એ ગુણ છે અને ઉત્પન્ન થાય છે. ઈશ્વર તો નિત્ય છે અને દ્રવ્ય નથી વાસ્તે ઇશ્વરનું સુખરૂપત્વ (સુખરૂપપણું) સંભવે નહિ. ઇશ્વરમાં નિત્ય જ્ઞાન, નિત્ય ઇચ્છા અને નિત્ય પ્રયત્ન એ ત્રણ ગુણ છે; પરંતુ તે સુખરૂપ અથવા સુખનો આશ્રય નથી. તથા પંતજલિના અનુયાયી પણ આ પ્રકારે માને છે કે 'અવિદ્યા[1] અસ્મિતા,[2] રાગ,[3] દ્વેષ[4] અને અભિનિવેશ[5] એ પાંચ ક્લેશ તથા 'પુણ્ય,[6] પાપ[7] અને મિશ્ર[8]' ત્રિવિધ કર્મ અને કર્મોના ફળ[9] તથા એમના સંસ્કાર[10] એમનો જેની સાથે બિલકુલ સંપર્ક નથી તે પુરૂષ વિશેષ ઇશ્વર, જ્ઞાનરૂપ છે પરંતુ સુખરૂપ નથી. ઇશ્વરની[11] સુખરૂપતા માટે તથા અદ્વિતીયતા માટે કાંઇ પ્રમાણ નથી; એવી શંકા દૂર કરવા માટે અને ઇશ્વરના અદ્વિતીય પરમાનંદરૂપ વિષે અનુભવરૂપ પ્રત્યક્ષ પ્રમાણ છે એમ કહીને પુષ્પદંત સ્તુતિ કરે છે.

---

૧. અવિદ્યા ચાર પ્રકારની. અનિત્ય સ્વર્ગાદિપર નિત્ય બુદ્ધિ, અપવિત્ર શરીરપર પવિત્ર બુદ્ધિ; દુઃખદ સ્ત્રી ધનપર સુખરૂપ બુદ્ધિ; દેહેંદ્રિયાદિ અનાત્મવસ્તુપર આત્મબુદ્ધિ. ૨. દ્રષ્ટા અને દૃશ્ય એક માનવાં. ૩. અનુકૂળપર પ્રીતિ. ૪. પ્રતિકૂળપર અપ્રીતિ. ૫. મરણાદિનો અનુભવ દેખવામા આવે છે તથાપિ શરીર રક્ષાર્થ આગ્રહ. ૬. શાસ્ત્રોક્ત ૭. નિષિદ્ધ ૮. વિહિત નિષિદ્ધ બન્ને મળેલાં હોય. ૯. ઉત્તમાધમ જન્મ, ઓછું વધતું આયુષ્ય. સુખ દુઃખ ઇત્યાદિકોનો ભોગ. ૧૦ અગ્રિમ વાસનાઓના સંસ્કાર. ૧૧. (આ વિષય સાતમા શ્લોકમાં કહેલ છે.)

मनः प्रत्यक् चित्ते सविधमवधायात्तमरुतः ।
प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्संगितदृशः ।
यदालोक्याह्लादं ह्रद इव निमज्ज्यामृतमये।
दधत्यंतस्तत्त्वं किमपि यमिनस्तत्किल भवान् ॥२५॥

**अन्वयः—हे शंकर ! आत्तमरुतः यमिनः प्रत्यक् मनः चित्ते सविधं अवधाय प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्संगितदृशः अमृतमये ह्रदे निमज्ज्य इव यत् किमपि तत्त्वं आलोक्य अंतः आल्हादं दधति तत् किल भवान् ।**

**અર્થ:—હે શંકરજી ! પ્રાણવાયુનો રોધ કરી બેઠેલા, અંતર્મુખ થએલા મનને હૃદયકમલમાં યથાવિધિ સ્થિર કરીને, આનંદવડે રોમાંચિત થએલા, તેમજ જેમનાં નેત્રો આનંદાશ્રુથી ભીંજાએલાં છે એવા યોગીઓ, અમૃતના ઝરામાં ડૂબ્યા હોય નહીં શું ? એમ જે અલૌકિક તત્વને જોઇ અંતરમાં આનંદ ધારણ કરે છે તે તત્વ ખરે તમેજ છો.**

વિવરણઃ—હે વરદ ! શમાદિસાધનસંપન્ન પરમહંસાદિ યોગી પુરૂષ જે અનિર્વચનીય[1] સત્યજ્ઞાનાનંદાત્મક વસ્તુને,[2] વેદાંતવાક્યોત્પન્ન અખંડાકાર વૃત્તિવડે અવલોકન કરીને અંતરમાં, બાહ્ય સુખથી વિલક્ષણ, આનંદને ધારણ કરે છે તે તત્ત્વ તમેજ છો, એ પ્રકારે શ્રુતિમાં પણ પ્રસિદ્ધ છે. માટે તમે પરમ મંગલરૂપ કેમ ન હો ? હવે તે આલ્હાદનું સર્વોત્તમપણું દેખાડવા માટે દૃષ્ટાંત કહે છે. યદ્યપિ બ્રહ્માનંદને કોઇપણ દૃષ્ટાંત નથી તથાપિ, લોકોને તેના અસ્તિત્વની દૃઢ બુદ્ધિ તથા યત્કિંચિત્ પણ કલ્પના થઇ શકે, વાસ્તે કિંચિત્ સામ્યતાનું દૃષ્ટાંત કહ્યું છે એમ સમજવું. જેના લેશ માત્રનો

---

૧. કથન કરવા માટે અશક્ય. ૨. બ્રહ્મને.

સ્પર્શ થાય તો અખિલ તાપ દૂર થઈને સુખ થાય છે, તે અમૃતના સરોવરમાં જો સર્વાંગ ડૂબી જાય તો, કેવું અને કેટલું સુખ થાય તે શું વર્ણન કર્યું જાય? અર્થાત્ અમૃતથી પરિપૂર્ણ સરોવરમાં ડૂબી ગયા સમાન અંતરમાં જેઓને આનંદ થાય છે એ ભાવ. આવી રીતે તેઓને જે બ્રહ્માનંદ થાય છે તેનું અસાધારણ કારણ દેખાડે છે. તે પૂર્વકથિત પરમ હંસાદિ યોગી, ચક્ષુરાદિ ઇંદ્રિયોના દ્વારથી બાહ્ય વિષયના તરફ ન જવાવાળા અને અંતર્મુખવડે પ્રકાશિત થવાવાળા તે સંકલ્પ વિકલ્પાત્મક મનને હૃદયપ્રદેશમાં વૃત્તિશૂન્ય કરી રાખીને શાસ્ત્રોક્ત માર્ગવડે પ્રાણાયામ કરીને સ્થિત થાય છે.

મૂળમાં '**સુવિધં**' પદ છે તેવડે શાસ્ત્રોક્ત પ્રકાર સૂચિત છે, પણ મનસ્વોક્ત નહિ. અર્થાત્ યમ નિયમ આસન ઇત્યાદિ સાધનોને સૂચિત કર્યાં છે. '**आत्तमरुतः**' આ પદવડે કુંભક નામનો પ્રાણાયામ કહ્યો છે. '**मृत्यक्**' પદવડે ઇંદ્રિયોના વિષયાદિકોથી નિવર્તનરૂપ પ્રત્યાહાર દર્શિત કર્યો છે. '**चित्ते**' આનાથી ધારણા કહેવાએલી છે. ચિત્તને વશીભૂત કરવા માટે મૂલાધારાદિ ચક્રોમાં અથવા અન્યત્રપણ પ્રદેશમાં જે સ્થાપન થાય છે, તેજ ધારણા છે. '**अवबाय**' આ પદવડે ધ્યાન તથા સમાધિનો બોધ થાય છે. એકજ વસ્તુમાં મનને અખંડ તૈલની ધારાવત્ રાખવું એ ધ્યાન છે; અને ધ્યાનનો વિષય નષ્ટ થઇને મન ધ્યેયાકાર બને છે તે સમાધિ. સારાંશ, મનને ધ્યેય વસ્તુમાં વારંવાર લગાડવું, જોડી દેવું આ ધ્યાન. અને વાતશૂન્ય પ્રદેશમાં દીપકજ્યોતિસમાન મનની જે નિશ્ચળતા તે સમાધિ સમજવી. આથી, અષ્ટાંગ યોગ પરિપાક, જે બ્રહ્મસાક્ષાત્કારનો હેતુ છે તે, નિદિધ્યાસનરૂપવડે કહ્યો છે એમ જાણવું. અસ્તુ!

આવી રીતે બ્રહ્માનંદના કારણને કહીને હવે તેના કાર્ય દેખાડે છે. જેઓને આનંદાનુભવ થયો છે તેઓના શરીરપર રૂવાડાં ઉભાં થાય છે અને નેત્ર હર્ષાંસુવડે પરિપૂર્ણ થાય છે. આ બન્ને ચિન્હોપરથી

યોગીઓના આનંદાનુભવનું અનુમાન કરાયું જાય છે. જે તત્ત્વના સાક્ષાત્કારથી બીજાં આનંદિત થાય છે, તે તત્ત્વ સ્વતઃ પરમાનંદરૂપ છે એ શું કથન કરવું છે? સારાંશ, હે પ્રભો! આપ નિરતિશય આનંદરૂપ છો એવો વિદ્વજ્જનોનો અનુભવ છે તથા શ્રુતિયોનું પણ પ્રમાણ છે. **'विज्ञानमानंदं ब्रह्म' 'आनंदो ब्रह्मेति व्यजानात्' 'एष एव परम आनंदः'** ઇત્યાદિ અનેક શ્રુતિ પરમાત્માનું આનંદરૂપ વર્ણન કરે છે.

વિષ્ણુપક્ષમાં પણ આજ અન્વયાર્થ સમજી લેવો કેમકે, બન્નેનું તત્ત્વ એકજ છે; અર્થાત્ ઉભય બ્રહ્મરૂપજ છે.

આ પ્રમાણે અદ્વિતીય પરમાનંદરૂપ અને સર્વાત્મક બ્રહ્મ વિષે વિદ્વદનુભવરૂપ પ્રત્યક્ષ પ્રમાણ બતાવ્યું. હવે તે બ્રહ્મનું અદ્વિતીયત્વ તર્કવડે સિદ્ધ કરવાને ગંધર્વ સ્તુતિ કરે છેઃ—

त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह-
स्त्वमापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति च ।
परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रतु गिरं ।
न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि ॥२६॥

**अन्वयः—हे वरद ! त्वं अर्कः त्वं सोमः त्वं पवनः त्वं हुतवहः त्वं आपः त्वं व्योम त्वमु धरणिः त्वं आत्मा च असि इति एवं त्वयि परिणताः परिच्छिन्नां गिरं बिभ्रतु वयं तु इह तत् तत्त्वं न विद्मः यत् त्वं न भवसि ।**

**અર્થઃ—હે વર આપનાર મહાદેવજી! તમે સૂર્ય છો, તમે ચંદ્ર છો, તમે વાયુ છો, તમે અગ્નિ છો, તમે જલ છો, તમે પૃથ્વી છો અને આત્મા પણ તમેજ છો; એવી રીતે તમારા વિષે પરિપક્વ બુદ્ધિવાળા પુરૂષો પરિચ્છિન્ન એટલે**

**મર્યાદિત વાણીને ભલે ધારણ કરો; પણ અમે તો આ સ્રષ્ટિમાં એવું તત્ત્વ જાણતા નથી કે જે તમે નથી.**

વિવરણ:—હે વરદ ! પરિપક્વ બુદ્ધિપુરૂષ, સર્વાત્મક જે તમે, તે તમારૂં કેવળ આઠ મૂર્તિરૂપવડેજ વર્ણન કરે છે એટલે 'તમે સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, આપ, વ્યોમ, પૃથ્વી અને આત્મા ( ક્ષેત્રજ્ઞ યજમાનરૂપ ) છો' આવી રીતે પરિચ્છિન્નતાવડે પ્રતિપાદન કરે છે; પરંતુ તે સર્વથા અનુચિત છે. યદ્યપિ એ પ્રમાણે કથન કરવાવાળાઓને **'परिणता'** એમ મૂળ શ્લોકમાં કહ્યું છે તથાપિ, તે પદ ( શબ્દ ) ઉપહાસને વાસ્તે છે. વ્યવહારમાં પણ કોઇને મૂઢ કહેવો હોય તો આવી રીતેજ કહેશે કે, વાહ ! તમે ઘણા 'હુશિયાર' છો. આ ઠેકાણે ઉપહાસ વાસ્તે હુશિયાર શબ્દનો ઉપયોગ કર્યો માટે તેનો મુખ્યાર્થ ન સમજીને 'તમે મૂઢ છો' એમજ જાણવું. તદનુસાર 'પરિપક્વબુદ્ધિ, બુદ્ધિમાન્' એવો **'परिणत'** નો મુખ્યાર્થ ન જાણવો; પણ 'અપરિપક્વબુદ્ધિ, મૂઢ' એમ જાણવો. (વિરોધિ[1] ન્યાયથી એવો પ્રયોગ થાય છે) કેમકે હે પરમાત્મન ! આ જગતમાં અમે તે વસ્તુને જાણતા નથી કે, જે તમે નથી. અર્થાત્ સચેતન અથવા અચેતન કિંચિત્ પણ પરમાત્માથી ભિન્ન નથી. એટલા માટે સર્વરૂપ તમારૂં અર્કાદિ વિશેષ નામ લઇને કથન કરવું વ્યર્થ છે. **'इंद्रं मित्रं वरुणमग्निं'** ઇત્યાદિ શ્રુતિમાં એમજ કહ્યું છે કે, પરમેશ્વર એકજ છે અને ઇંદ્રમિત્ર ઇત્યાદિ અનેક નામોવડે બ્રાહ્મણ તેનો નિર્દેશ કરે છે. સર્વદેવ એજ છે. આ સૃષ્ટિમાં સત્તાવિના કોઇ વસ્તુ નથી અને સદ્રૂપ આત્મા તમેજ છો એ તર્કવડે પણ અદ્વૈત સિદ્ધ થાય છે.

---

૧. **विरोधिलक्षणान्यायाद्भद्रा भद्रिका यथा ।**

જે ઠેકાણે જેનો વિરોધ અથવા અભાવ હોય છે તે ઠેકાણે તદ્વાચક શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે; એનું નામ વિરોધિ ન્યાય. જેવી રીતે અભદ્રા (સ્વભાવથી અકલ્યાણરૂપ)ને ભદ્રિકા (કલ્યાણ

આના પર એવી શંકા ન કરવી કે, ' સર્વ જો બ્રહ્મરૂપ છે અને બ્રહ્મજ્ઞાનવડે જો મોક્ષ મળે છે તો, ઘટાદિ પદાર્થ બ્રહ્મરૂપ હોવાથી તેમના જ્ઞાનવડે પણ મોક્ષ મળવો જોઇએ. ' આના સમાધાનમાં સમજવું યુક્ત છે કે, બિંબભૂત સ્વરૂપ જ્ઞાનવડે મોક્ષ થાય છે પણ પ્રતિબિંબભૂત વૈષયિક જ્ઞાનવડે નહિ. અસ્તુ ! ( વિષય કઠણ છે અને સામાન્ય વાચકવર્ગ સમજે નહિ વાસ્તે અધિકારી જીજ્ઞાસુજન મૂળમાં જોઇ લે. )

સારાંશ, શ્રુતિ સ્મૃતિ અનુમાનાદિ પ્રમાણોવડે અમે તમારા સિવાય બીજી કોઇ વસ્તુ જાણતા નથી. ભલે ! અજ્ઞપુરૂષ તમારા સર્વાત્મપણા માટે, અદ્વિતીયપણા માટે કુતર્ક કરે ! '**वयं**' ( અમે ) આ બહુવચનની યોજના કરીને ગંધર્વરાજાએ પોતાનું પ્રમાણકૌશલ્ય અને અનુભવજ્ઞાન સૂચિત કરીને ઉત્કર્ષ દેખાડ્યો છે.

હરિપક્ષમાં અન્વય ઉપર પ્રમાણેજ છે. વિવરણ નીચે મુજબ જાણવું.

---

કારિણી શબ્દથી કહીયે છીએ. ભદ્રાનામ વિષ્ટી ( કરણ )નું છે. ભદ્રા અને ભદ્રિકા એકજ સમજવા. દેવ અને દૈત્યોના યુધ્ધમાં જ્યારે દેવતાનો પરાભવ થાય છે એમ મહાદેવને લાગ્યું ત્યારે ક્રોધથી પોતાના શરીરમાંથી દૈત્યોને મારવાવાળી વિષ્ટીને નિર્માણ કરી. જેનું મુખ ગધેડાનું છે તથા જે પુચ્છડા અને સાત હાથવાળી છે, જેનું પેટ અત્યંત કૃશ છે અને જે પ્રેત ઉપર બેઠી છે તેનું નામ ભદ્રા છે. વસ્તુતઃ તે અકલ્યાણકારિણી હોવા છતાં વિરોધિ ન્યાયથી તેને ભદ્રા કહે છે. જ્યોતિષમાં કહ્યું છે કે "**न सिद्धिमायाति कृतं च विष्टयां**" વિષ્ટીમાં કરેલું કર્મ સિદ્ધિપ્રદ થતું નથી. એ પ્રમાણે ગીતામાં પણ "**तं विद्याद्दुःखसंयोग.**" એ શ્લોકમાં ભગવાને પણ વિરોધિ લક્ષણ ન્યાયનો સ્વીકાર કીધો છે. સારાંશ, જેમાં જેનો અભાવ તેને તદ્વાચક શબ્દ કહેવામાં આવે છે. આ પ્રમાણે પ્રકૃત સ્થળમાં પણ જાણવું.

'**अर्कादि**' શબ્દવડે તે તે દેવતાયુક્ત આત્મસ્વરૂપનું ગ્રહણ કરવું. '**य एषासावादित्ये पुरुष एतदेवाहं ब्रह्मोपासे**' આદિત્યમાં જે પુરૂષ છે તેની હું બ્રહ્મભાવનાવડે ઉપાસના કરું છું. ઇત્યાદિ શ્રુતિવડે દૃપ્ત બાલાકિએ અજાતશત્રુને કરેલો ઉપદેશ '**बृहदारण्यक,**' '**कौषीतकी ब्राह्मण**' ઈત્યાદિમાં પ્રસિદ્ધ છે. ત્યાંજ અજાતશત્રુએ, આદિત્યાદિ દેવતા પરિચ્છિન્ન (મર્યાદિત) છે માટે તેમાં બ્રહ્મત્વસિદ્ધિ થતી નથી એવું સિદ્ધ કર્યું છે.

( બાકી સર્વ અર્થ પૂર્વવત્ જાણવો. )

પૂર્વ બે શ્લોકમાં ત્વં અને તત્પદનું સ્પષ્ટીકરણ કરીને પુષ્પદંત હવે અખંડ વાક્યાર્થ કથન કરે છે.

त्रयीं तिस्रोवृत्तीस्त्रिभुवनमथो त्रीनपि सुरा-।
नकाराद्यैर्वर्णैस्त्रिभिरभिदधत्तीर्णविकृति ।
तुरीयं ते धाम ध्वनिभिरवरुंधानमणुभिः ।
समस्तं व्यस्तं त्वां शरणद गृणात्योमिति पदम् ॥२७॥

**अन्वयः—हे शरणद ! ओं इति पदं त्रयीं तिस्रो वृत्तीः त्रिभुवनं त्रीन् अपि सुरान् त्रिभिः अकाराद्यैः वर्णैः अभिदधत् व्यस्तं त्वां गृणाति अथ तीर्णविकृति तुरीयं ते धाम अणुभिः ध्वनिभिः अवरुन्धानं समस्तं त्वां गृणाति ।**

**અર્થ:—હે દુ:ખીજનને અભયઆપનાર ઇશ્વર ! ઓમ્ એ પદ, ત્રણવેદ, ત્રણવૃત્તિઓ એટલે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણ અવસ્થા, ત્રિભુવન અને ત્રણ દેવ એટલે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એમનું ત્રણ અકરાદિ વર્ણોવડે એટલે 'અઉમ્' એ ત્રણ અક્ષરોવડે પ્રતિપાદન કરી અવયવશક્તિવાળા તમારૂં વર્ણન કરે છે; અને વિકાર રહિત ચોથું એવું**

**જે તમારૂં સ્વરૂપ તેનો સુક્ષ્મધ્વનિવડે બોધ કરી સમસ્ત શક્તિવાળા તમારૂં વર્ણન કરે છે.**

વિવરણઃ—હે શરણાગતને અભયપ્રદ મહાદેવ! ઓં આ વ્યસ્ત (ભિન્ન) પદ એટલે '**अकार उकार मकार,**' વ્યસ્તરૂપ ( આધ્યાત્મિક આધિદૈવાદિ ભેદવડે ભિન્ન પ્રતીત થવાવાળા જે તમે તે ) તમારૂં પ્રતિપાદન કરે છે; તથા સમસ્ત 'ૐ'કાર પદ, સમસ્ત અને નિરવયવ તમારૂં સ્તવન કરે છે. સારાંશ, અવયવ શક્તિવડે અને સમુદાય શક્તિવડે સાવયવ તથા નિરવયવ તમારા સ્વરૂપનુંજ વર્ણન કરે છે. ઓંકારને અવયવશકિતવડે વાક્યત્વ ( વાક્યપણું ) છે અને સમુદાય શકિતવડે પદત્વ (શબ્દપણું) પણ છે. અસ્તુ! હવે વ્યસ્ત ઓંકાર કેવી સ્તુતિ કરે છે તે જુઓ!

ઋગાદિ ત્રણવેદ, જાગ્રદાદિ ત્રણ અવસ્થા, (એમના અભિમાની 'વિશ્વ તૈજસ પ્રાજ્ઞ' એમનો આ ત્રણમાંજ અંતર્ભાવ જાણવો) તથા ભૂર્ભુવઃ સ્વઃ એ ત્રણ લોક અને તેમના અભિમાની વિરાટ્ હિરણ્યગર્ભ અવ્યાકૃત, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર એ ત્રણ દેવ, (એમની અંતર્ગતજ સૃષ્ટિ સ્થિતિ પ્રલયની ગણત્રી કરવી) આ સર્વનો અકારાદિ વર્ણોવડે ઓંકાર પ્રતિપાદન કરે છે. આનો વિસ્તૃત પ્રકાર માંડુક્ય. નૃસિંહતાપનીય અથર્વશિખા ઇત્યાદિ અનેક ઉપનિષદોમાં વર્ણન કરેલો છે તે ત્યાંજ જોવો. તથાપિ કિંચિત્ બતાવવામાં આવે છે. ઋગ્વેદ, જાગ્રદવસ્થા, ભૂર્લોક, બ્રહ્મા ઇત્યાદિ અકારનો અર્થ છે. યજુર્વેદ, સ્વપ્નાવસ્થા, ભુવર્લોક અને વિષ્ણુ એ ચાર ઉકારનો અર્થ છે. સામવેદ, સુષુપ્તિ, સ્વર્લોક, મહેશ્વર ઇત્યાદિ મકારનો અર્થ છે. (વિશેષ રહસ્ય ગુરૂપદેશ વિના જ્ઞાત થશે નહિ) સારાંશ, અધ્યાત્મ અધિદૈવ, અધિભૂત, અધિયજ્ઞ, અધિવેદ ઇત્યાદિ જેટલું અન્યત્ર વર્ણન છે તે સર્વેનો ઓંકારની ત્રણ માત્રામાં અંતર્ભાવ છે એમ જાણવું. આ પ્રમાણે સર્વ પ્રપંચાકારથી ભિન્ન પ્રતીત થવાવાળા તમારૂં 'અકાર ઉકાર મકાર' ભિન્ન ઓંકારપદ

વર્ણન કરે છે. તથા સર્વ વિકારાતીત, વિશ્વાદિ અભિમાનીઓથી વિલક્ષણ જે તમારૂં અખંડ ચૈતન્યસ્વરૂપ તેનું. સમસ્ત ઓંકારપદ અર્ધમાત્રાવડે ઉત્પન્ન થવાવાળા સૂક્ષ્મધ્વનિદ્વારા વર્ણન કરે છે. આવી રીતે પદાર્થ (શબ્દના અર્થ) કથન કરીને તેનાવડે વાક્યાર્થજ્ઞાન સ્વાભાવિક થાય છે એમ સૂચિત કર્યું છે. તે પણ ધ્યાનમાં આવવા માટે કિંચિત્ દેખાડવામાં આવે છે.

સ્થૂલ પ્રપંચમાં પ્રતિબિંબિત ચૈતન્ય આ અકારનો વાચ્યાર્થ છે. અને તે ઉપાધિનો ત્યાગ કરીને રહ્યું જે કેવળ તે લક્ષ્યાર્થ. સૂક્ષ્મ પ્રપંચમાં પ્રતિબિંબિત ચૈતન્ય ઉકારનો વાચ્યાર્થ છે અને તદુપાધિવિરહિત ચૈતન્ય લક્ષ્યાર્થ. સ્થૂળ સૂક્ષ્મ બન્નેનું કારણ માયામાં પ્રતિબિંબિત મકારાર્થ અને માયોપાધિશૂન્ય ચૈતન્ય તેનું લક્ષ્યાર્થ. તુરીયત્વ, સર્વાનુગતત્વ, આ ઉપાધિમાં પ્રતિબિંબિત ચૈતન્ય અર્ધમાત્રાર્થ છે તે [1]ઉપાધિનો ત્યાગ કરવાથી લક્ષ્યાર્થ. આ પ્રકારે ચારે ઉપાધિઓનો ત્યાગ કરવાથી કેવળ પરિપૂર્ણ અદ્વિતીય ચૈતન્યરૂપની સિદ્ધિ થાય છે. લક્ષણાવડે ત્યાગવામાં આવેલી ઉપાધિ માયાનું કાર્ય હોવાથી મિથ્યા છે; એટલા માટે અધિષ્ઠાનનું જ્ઞાન થયા પછી જો તેઓનું

---

૧. "यः स्वधर्ममन्यनिष्ठतया भासयति स उपाधिः" જે પોતાનો ધર્મ બીજાના સ્વરૂપમાં સ્થિત છે એમ દેખાડે છે તે ઉપાધિ; એવું ઉપાધિનું લક્ષણ કર્યું છે. ઉદાહરણ—સ્વચ્છ સ્ફટિકના ઉપર જાસુદીનું ફૂલ રાખ્યું હોય તો તેની અંદર આરક્તવર્ણ ભાસે છે પરંતુ તે સત્ય નથી; ઉપાધિકૃત છે. તેવીજ રીતે આત્મા અસંગ છે તથાપિ, ઉપાધિના સંયોગથી સંસારધર્મોની સાથે સંબંધ થયેલ જણાય છે અને એને લીધે બદ્ધ છે એમ ભાસે છે. પરંતુ આત્મવિષયક યથાર્થ જ્ઞાન થાય તો, ઉપાધિ અને તજ્જન્ય સર્વ ભ્રમ નિવૃત્ત થઇ જાય છે અને આત્માનું શુદ્ધ સ્વરૂપ દેખાય છે. આ જે આત્માનું સ્વયંપ્રકાશ પરમાનંદપૂર્ણરૂપ તેજ કૈવલ્ય છે.

કારણુ માયાનોજ નાશ થઇ જાય છે તો પછી, તે કેવી રીતે પૃથક્રૂપવડે ભાસમાન થશે ? નહીં.

સારાંશ. પ્રણુવ આ વાક્યનો અદ્વિતીય, પ્રત્યગભિન્ન બ્રહ્મ એવોજ અર્થ સિદ્ધ થયો છે અને આ તત્ત્વમસ્યાદિ મહાવાક્યોનું ઉપલક્ષણુ છે એમ જાણુવું. કેમકે તે પણુ અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદક છે. અસ્તુ !

હવે ઓંકાર બ્રહ્મરૂપ છે અને તેના વિષેજ સકળ વાદિયોના તાત્પર્યનું પર્યવસાન છે એને માટે કાંઇક વિશેષ કહેવામાં આવે છે.

પ્રણુવ બે પ્રકારનો છે. એક પર અને બીજો અપર. સત્ય જ્ઞાનાનંદૈકરસ તથા માયા અને તત્કાર્યસંપર્કશૂન્ય. જે પર શિવ-સ્વરૂપ તે. પર પ્રણુવ કહેલ છે. કેમકે, તે સ્વરૂપ કારણાંતરની અપેક્ષા રહિત પ્રકૃષ્ટ પરમાનંદરૂપવડે પ્રકાશિત થાય છે માટે, સર્વદા અભિ-નવ હોવાથી, તે અશેષ વિક્રિયા શૂન્ય કૂટસ્થ નિત્ય સ્વરૂપને **(प्र—नव)** પ્રણુવ કહે છે. અને બીજો જે અપર પ્રણુવ કહ્યો જે કે 'અકાર ઉકાર મકાર અર્ધમાત્રા' ઇત્યાદિ અવયવ યુક્ત છે, તે, તેજ સ્વરૂપનો વાચક હોવાથી અને વિદ્વાન્ પુરૂષને આત્મપણાવડે તે સ્વરૂપના અભિ-નવપણાની પ્રાપ્તિનો હેતુ હોવાથી, તેને પણુ **(प्र—नव)** 'પ્રણુવ' નામવડે કથન કરે છે. અજપા ગાયત્રીના અવયવભૂત 'હ' અને 'સઃ' આ બે અક્ષરોજ એકાકારપણાને પ્રાપ્ત થઇને આ પ્રણુવ 'ૐ' ઉત્પન્ન થાય છે.

જુઓ ! હકાર કરીને શ્વાસ બહાર જાય છે અને સકાર કરીને અંદર પુનઃ પ્રવિષ્ટ થાય છે. આવી રીતે 'હંસ હંસ' એ મંત્રનો જપ જીવ સર્વદા કરતો રહે છે, પરંતુ જાણુતો નથી. જ્યારે ગુરૂ મુખથી તેનું વિધાન જાણીને સુષુમ્ણા નાડીમાં 'હંસ હંસ' આ મંત્રને ઉલટાવી દે છે, ત્યારે 'સોહં સોહં' જપ થાય છે. પ્રતિરોજ આ

હંસ મંત્રનો જપ સર્વ પ્રાણીઓના હાથથી થાય છે તેની સંખ્યા, એકવીશ હજાર અને છસો કહી છે. અસ્તુ ! લીલાવડે ધારણ કરેલ અર્ધનારીશ્વર અવતાર પરશિવના પુરૂષભાગને '**अहं**' એમ કહે છે અને પ્રકૃતિભાગને '**सः**' કહે છે તે પ્રકૃતિ, પુરૂષની સાથે પોતાનું તાદાત્મ્ય (ઐકયભાવ) જ્યારે અનુસંધાન કરે છે તે વખતે, અજપા ગાયત્રીવડે '**सोऽहं**' એવો પરમાત્મમંત્ર ઉત્પન્ન થાય છે. અને તે સોહં મંત્રના 'સકાર' અને 'હકાર' નો લોપ કરીને સંધિ કરવામાં આવે તો, પ્રણવ જે ॐકાર તે ઉત્પન્ન થાય છે. '**सो**' ના સકારનો લોપ કરવાથી '**ओ**' રહ્યો અને '**हं**' ના હકારનો લોપ કરવાથી '**ं**' રહ્યો પછી બન્નેની સંધિ કરી દ્યો, તો '**ओं**' એવો થાય છે. આવી રીતે **हंस मंत्र** અથવા **सोहं** આ આત્મમંત્રથી ઓંકારની ઉત્પત્તિ થઇ છે.

**तस्मिन्नेव शिवः सांबः सर्ववस्त्ववभासकः।**
**प्रतिबिंबितवांस्तेन प्रणवस्तस्य वाचकः॥**

આદર્શમાં મુખવત્, તે પ્રણવમાં શક્તિ સહિત સ્વપ્રકાશ ચિદ્રૂપ શિવ પ્રતિબિંબતાવડે ભાસે છે; અને આજ કારણ તે પ્રણવ એનો વાચક થયો છે. આ પર શંકા થશે કે, તે શિવસ્વરૂપ વાઙ્મનસાતીત હોવાથી પ્રણવને તેનું વાચકત્વ, લક્ષકત્વ કેવી રીતે થાય ? તથા તે સ્વરૂપને વાચ્યત્વ, લક્ષ્યત્વ ઇત્યાદિ ધર્મ કેવી રીતે થશે ? સમાધાનમાં સમજાવવામાં આવે છે કે, વાચ્ય વાચકતા અને લક્ષ્ય લક્ષણના ઇત્યાદિ ભાવ વ્યવહાર દૃષ્ટિવડે કથન કરેલ છે પરંતુ, પરમાર્થતઃ કાંઇજ નથી. આ પ્રણવમાં દૃશ્ય પ્રપંચલક્ષણ સર્વાર્થ ભરેલું છે એ પહેલાં કહી ચૂકયા છીએ; અને તે સર્વાર્થ પણ શિવરૂપ છે, વાસ્તે સર્વાર્થરૂપ પરમાત્માનો સર્વાવભાસક પ્રણવ પરિપૂર્ણતાનો વાચક થયો છે તે યથાર્થજ સમજવું.

જે, જેવડે યુક્ત થઇને ભાસે છે તે ત્યાં કલ્પિત છે એમ સમજવું. દોરીના 'ઇદં' અંશપર સર્પ, ધારા, હાર ઇત્યાદિ ભાસે છે તદ્વત્ આ દૃશ્ય પ્રપંચ 'સત્' આ અંશપર ભાસે છે પરંતુ મિથ્યા. માટે તે સદ્રૂપ બ્રહ્મમાં આરોપિત (કલ્પિત) જે ભોક્તૃભોગ્યાત્મક આ પ્રપંચ તેનો, અધિષ્ઠાનના યથાર્થ જ્ઞાનવડે વિલય થાય તો, સ્વપ્રતિષ્ઠ અદ્વિતીય પરશિવસ્વરૂપજ અવશિષ્ટ રહેશે. અને આટલા માટે **'આત્મૈવેદં સર્વમ્' 'इदं सर्वं यदयमात्मा'** ઇત્યાદિ શ્રુતિ પરમશિવનું સાર્વાત્મ્ય પ્રતિપાદન કરે છે. ઇત્યાદિ ઘણો વિસ્તાર અને પ્રણવનું માહાત્મ્ય જીજ્ઞાસુએ શાસ્ત્રાંતરમાંથી જાણી લેવું. અહિંઆ પ્રસંગોપાત્ત કિંચિત્ બતાવ્યું છે આ સર્વ કથનનું તાત્પર્ય આ પ્રમાણે સમજવું યુક્ત છે કે:—પ્રણવના અર્થમાં અખિલ પ્રપંચનું મિથ્યાપણું, જીવ પરમાત્માનું એકપણું અને તે આત્માનું સચ્ચિદાનંદરૂપપણું અને અદ્વિતીયપણું પ્રતિપાદિત છે. તથા આ અર્થવિષે વેદાંત અને તદનુસારી સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ ઇત્યાદિકોનું તાત્પર્ય છે. એટલુંજ શું ? પરંતુ અન્ય-પણ વિવાદી, યદ્યપિ આ પ્રકારનો વ્યવહાર કરતા નથી તથાપિ, પ્રાયઃ તેમને પણ આ અર્થ અભિમત છે એમ માનવું. કેવી રીતે ? તો જુઓ.

સાંખ્ય, પાતંજલ, શૈવ ઇત્યાદિ આત્માના સચ્ચિદ્રૂપનો અંગીકાર કરે છે. યદ્યપિ વ્યવહાર દશામાં પ્રકૃતિ અને તત્કાર્ય-લક્ષણ પ્રપંચનું સત્યપણું અને આત્માના નાનાપણાને તેઓએ સ્વીકાર કર્યો છે તોપણ, કૈવલ્ય દશામાં સ્વરૂપ પ્રકાશ વિના તે સર્વેનું ભાન થતું નથી એમ તેઓ વર્ણન કરે છે. તથા આત્માનું યથાર્થ જ્ઞાન લક્ષણ જે પ્રકૃતિપુરૂષવિવેકખ્યાતી તેજ કૈવલ્ય છે. તે પ્રકારના જ્ઞાનોત્તરકાળમાં પ્રકૃતિ અને પ્રાકૃતાર્થરૂપ જગત્ સર્વ પ્રકારે ભાસતું ન હોય તો તેનું અસ્તિત્વ કેવી રીતે નિશ્ચિત થશે ? જેમની સિદ્ધિ જ્ઞાનને અધીન હોય છે. એટલા માટે આત્માના યથાર્થ જ્ઞાનવડે

નિવૃત્ત થયેલ પ્રપંચનું (અજ્ઞાનનું) મિથ્યાપણું અવશ્ય જાણવું જોઇએ. શુક્તિના ઉપર ભાસતા રૂપાનું તેના યથાર્થ જ્ઞાનવડે મિથ્યાપણું દેખાય છે તદ્વત, આત્મજ્ઞાનવડે નિવૃત્ત થયેલ પ્રપંચને પણ માનવો ઉચિત છે. અને પતંજલિનું સૂત્ર પણ તેને પ્રમાણભૂત છે.

**कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात् ।**

એનો આ અભિપ્રાય છે કે, પ્રકૃતિ પ્રાકૃતિકાત્મક જગત મુક્તોની અપેક્ષાવડે યદ્યપિ નષ્ટ થયેલ છે તથાપિ, તેમનાથી ભિન્ન જે અવિવેકી તેમની અપેક્ષાવડે વિદ્યમાનજ છે. જેમ અંધ પુરૂષને રૂપ દેખાતું નથી માટે રૂપનો અભાવ માન્યો જતો નથી; કેમકે નેત્રવાળા અન્ય પુરૂષોની દૃષ્ટિવડે રૂપની ઉપલબ્ધિ પ્રત્યક્ષ સિદ્ધ છે; એ પ્રમાણે વિવેકી (આત્માનું યથાર્થ જ્ઞાન જેને થયું તે) ની દૃષ્ટિથી દૃશ્ય પ્રપંચની અનુપલબ્ધિ થઈ તથાપિ, અન્યની દૃષ્ટિવડે પ્રત્યક્ષ સિદ્ધ હોવાથી દૃશ્ય વિદ્યમાનજ છે. સારાંશ, પુરૂષ વિશેષની અપેક્ષાવડે તે પ્રપંચનો અભાવ, સદ્ભાવ પ્રતિપાદન કરે છે. અને આથીજ તેના મિથ્યાપણાની કલ્પના કરે છે. જુઓ !

એક વસ્તુના સદ્ભાવ અસદ્ભાવમાં પુરૂષ વિશેષની અપેક્ષાવડે છીપ ને રૂપાનું ઉદાહરણ ઉત્તમ છે. જે પુરૂષનાં નેત્ર કમલાદિ દોષવડે દૂષિત છે, તેને છીપપર રૂપાનો સદ્ભાવ જણાય છે અને તેનાથી ભિન્ન પુરૂષ, જેની દૃષ્ટિ નિર્મળ છે તે છીપનું યથાર્થ રૂપ જાણે છે તો, તેને ત્યાં રૂપાનો અભાવ લાગે છે. એકજ પુરૂષને એક કાળમાંજ એક વસ્તુનો સદ્ભાવ અસદ્ભાવ બન્ને ઉત્પન્ન થતાં નથી. એટલા માટેજ સ્વરૂપ (આત્મ) જ્ઞાન થાય ત્યાં સુધી વર્તમાન અને થયા પછી નહીં ભાસવાવાળો જે પ્રપંચ, તેનું, વેદાંતીઓની સમાન સાંખ્યાદિકોને પણ મિથ્યાપણું કબૂલ છે આ સિદ્ધ થયું. તો પછી તેઓ આ પ્રકારનો વ્યવહાર કેમ કરતા નથી એવી શંકા થશે.

આના સમાધાનમાં જાણવું યુક્ત છે કે, ‘શ્રોતાની બુદ્ધિ સમાધાન પામે’ એ વાસ્તે તેમનું તે કથન છે વિચાર કરો! પ્રથમારંભમાજ શ્રોતાને આ સર્વ મિથ્યા છે એમ જો કહે, તો તે “એવું કેવી રીતે હોય” એ પ્રમાણે વ્યાકુલ ચિત્ત થશે. એવું ન થવું જોઇએ માટે સત્યત્વ વ્યવહારજ છે એમ વર્ણન કર્યું છે. આત્માનું નાનાપણું અને જીવેશ્વરભેદ મુક્તિમાં જણાતાં નથી માટે, તે દૃષ્ટિવડે પ્રપંચવત્ તેનું મિથ્યાપણું પ્રતિપાદન કર્યું હોત અને વ્યવહાર દશામાં એકજ આત્મા છે એમ કહેતા હોત તો, તે તે ઉપાધી કલ્પનાવડે જીવેશ્વરની વ્યવસ્થા તથા સુખ દુઃખાદિકોની વ્યવસ્થા ઘણો પ્રયાસ કરીને સમર્થ નીય (સમર્થ કરવા યોગ્ય) થાત; આજ અભિપ્રાયથી તેનું નાનાત્વ વર્ણન કર્યું છે. મુક્તિમાં વેદાંતિયોની સમાન સાંખ્યાદિકોને પણ કેવલ આત્મસ્વરૂપનું ભાનજ સંમત છે. આ પ્રમાણે પરમાર્થતઃ આત્માનું અદ્વિતીયપણું સિદ્ધ થયું જાણવું. વ્યવહાર માત્રમાં ઔપાધિક, સ્વાભાવિક, એ પ્રમાણે કેવળ વિવાદ છે. ઠીક! આત્માનું આનંદરૂપપણું, પાંતંજલસૂત્રભાષ્યકારે ઉદાહરણ દીધેળ જૈગીષવ્યના ઉપાખ્યાનથી જ્ઞાત થાય છે; સંમત ન હોત તો ઉદાહરણ ન આપત.

જૈગીષવ્ય નામના યોગીશ્વરને યોગમાહાત્મ્યવડે અણિમાદિ આઠ પ્રકારનું ઐશ્વર્ય પ્રાપ્ત થયું હતું અને તે સંસ્કારોના સાક્ષાત્કારવડે અનેક મહાકલ્પોમાં વીંતી ગયેલી પોતાની જન્મપરંપરાને યથાર્થ જાણતો હતો. અતએવ તેને સર્વત્ર ઉપરતિ પ્રાપ્ત થઇ અને તેણે દિવ્યજ્ઞાનવડે આત્મતત્ત્વને સાક્ષાત્ કરી લીધું. અનંતર કેટલેક સમયે, આવટય નામનો યોગીરાજ, જે કે યોગબળવડે સ્વેચ્છામય દિવ્ય શરીર ધારણ કરીને વિચરતો હતો તે, જૈગીષવ્યના આશ્રમમાં આવી પહોંચ્યો અને તેણે તેને પૂછ્યું કે, હે જૈગીષવ્ય! તમે દસ મહાકલ્પોમાં અનેક યોનિયોમાં ઉત્પન્ન થયા અને ત્યાં જે સુખદુઃખનો અનુભવ કર્યો તે સર્વ જાણો છે. એટલા માટે કહો કે, સંસારમાં સુખ વધારે અથવા દુઃખ? ત્યારે

જૈગીષવ્યે કહ્યું કે, મ્હેં સર્વત્ર દુઃખનોજ અનુભવ કર્યો છે. અર્થાત્ વિષયસુખ દુઃખરૂપ હોવાથી સંસાર દુઃખમયજ જાણું છું. તે પર આવટ્ય યોગી બોલ્યો કે, હે જૈગીષવ્ય! દીર્ઘઆયુષ્યવાળા તમને જે આ અણિમાદિ ઐશ્વર્ય, પ્રધાનવશિત્વ, અનુત્તમ સંતોષસુખ પ્રાપ્ત થયું છે તે શું દુઃખ પક્ષમાંજ તમે ગણો છો? આ પર જૈગીષવ્યે કહ્યું કે, હે આવટ્ય! યદ્યપિ સંસારસુખની અપેક્ષાવડે અણિમાદિ ઐશ્વર્ય અધિક સુખાવહ છે તથાપિ, કૈવલ્યની અપેક્ષા એ દુઃખરૂપજ છે. આ પરથી આત્માનું આનંદરૂપ કહ્યા જેવું થયું કે નહિ? આનંદ શબ્દ સુખમાંજ પ્રવૃત્ત થાય છે. આમ છે તો પણ, પાતંજલમતાનુયાયી આત્માના આનંદરૂપપણાને કથન કરતા નથી. ભગવાન્ શ્રીવ્યાસ પરમજ્ઞાની તથા યોગી પણ હતા. તેમણે પાતંજલસૂત્રપર ભાષ્ય કર્યું છે અને આ ઉદાહરણ વિભૂતિપાદના અઢારમા સૂત્રના ભાષ્યમાં દીધું છે. તે પરથી યોગીના અનુભવમાં આત્માનો આનંદ (સુખ) આવે છે એ સિદ્ધ થયું.

આ પ્રમાણે નૈયાયિક વૈશેષિકાદિકોના મતમાં પણ જ્ઞાનવડે મોક્ષ મળે છે અને મુક્ત પુરૂષને આત્મા વિના અનાત્મલક્ષણ જગતનું ભાન થતું નથી, એ પણ સમાન છે. અતએવ તેમને પણ સાંખ્યાદિકની સમાન આત્માનું અદ્વિતીયપણું, પ્રપંચ મિથ્યાપણું, અવસ્ય અંગીકાર્ય છે એમ સમજવું. કેમકે બ્રહ્મેંદ્રાદિપદાદિથી અત્યંત કલ્યાણકારિણી મુક્તિનીજ પ્રાર્થના તેઓ કરે છે, આ પરથી તેમાં અત્યંત અનુકૂળપણાનું જ્ઞાતાપણું પ્રતીત થાય છે.

મીમાંસાશાસ્ત્રનો વિષય યદ્યપિ ભિન્ન છે તથાપિ, પૂર્વોક્ત આત્મસ્વરૂપનો વિરોધી તે નથી. વેદને અપ્રમાણ માનવાવાળા બૌદ્ધાદિકોને વાદમાં પરાભૂત કરીને મીમાંસકોએ વેદનું પ્રામાણ્ય સ્થાપિત કરી દીધું, અને 'વેદોક્ત યજ્ઞયાગાદી કર્મ કરીને સ્વર્ગાદિમાં તે કર્મફળનો ઉપભોગ કરવાવાળો દેહથી ભિન્ન કોઈ કર્તા ભોક્તા આત્મા છે,' એ

પ્રમાણે સિદ્ધ કરીને નાસ્તિક ચાર્વાકાદિકોના મતનું નિરાકરણ કર્યું. કર્તૃત્વભોક્તૃત્વવિશિષ્ટ આત્મસ્વરૂપ પ્રતિપાદન કરવાવાળા મીમાંસા શાસ્ત્રમાં યાગદાનાદિનોજ મુખ્ય ઉપયોગ છે; એટલા માટે તેટલુંજ આત્માનું સ્વરૂપ તેમણે પ્રતિપાદન કર્યું છે. ઉપનિષદવત્ 'કર્તૃત્વ ભોક્તૃત્વાદિ સર્વ વિક્રિયારહિત' આત્માના રૂપને વર્ણન ન કર્યું. કેમકે, તે પ્રકારના જ્ઞાનનો પોતાના શાસ્ત્રમાં ઉપયોગ નથી એવો તેમણે વિચાર કર્યો. આટલુંજ શું? પણ આત્માના કર્તૃત્વજ્ઞાનનો અભાવ થઇ જાય તો, કર્માધિકારનો ભંગપ્રસંગ પ્રાપ્ત થાય છે. સારાંશ, મીમાંસકોને પણ ઉપનિષદ્ ગમ્ય, અદ્વિતીય બ્રહ્માત્મૈકત્વ અભિમત છે એમ સમજવું ઉચિત છે. વિચાર કરીને જુઓ તો સર્વ વાદિયોને આ વાત સંમત છે કે, મુક્તિનું કારણ આત્માનાત્મ વિવેકજ્ઞાન છે, તે બોધ (જ્ઞાન) ચિત્તનું ઐકાગ્ર્ય થાય ત્યારેજ થાય છે એ વાતનો પણ સ્વીકાર કરવો સર્વથૈવ યુક્ત છે, તે થયા પછી યથાભુત આત્મરૂપ સ્વપ્રકાશતાવડે અવશ્ય આવિર્ભૂત થશે એ નિઃસંશય જાણી લેવું.

હવે આ પર એવી શંકા થશે કે, પ્રમાણ પ્રમેયાદિ સોળ પદાર્થવાદી નૈયાયિક, દ્રવ્યગુણાદિ છ પદાર્થવાદી વૈશેષિક, અવ્યક્ત મહત્ અહંકૃતિ ઇત્યાદિ ચોવીશ તત્ત્વ કથન કરવાવાળા સાંખ્ય, શિવ શક્તિ સદાશિવ ઇશ્વર વિદ્યાતત્ત્વ પ્રભૃતિ છત્રીસ તત્ત્વ પ્રતિપાદન કરવાવાળા શૈવ, ઇત્યાદિ ઘણા પરસ્પરને વિરુદ્ધ અર્થ કરવાવાળા, એકજ અર્થમાં પર્યવસાને પ્રાપ્ત થાય છે એમ કેવી રીતે સંભવે? તો તેનું સમાધાન આ છે કે:

**बाध्यबाधकतां यांति व्यवहारे परस्परं ।**
**समुद्र इव कल्लोला इति वेदार्थसंग्रहः॥**

એકજ દૃશ્ય પ્રપંચની, પ્રમાણ પ્રમેયાદિ બહુવિધ કલ્પનાવડે વ્યવહારમાંજ વાદિયોનો પરસ્પર વિરોધ દેખાય છે. જે પ્રમાણે સમુદ્રમાં

અનેક તરંગ ઉઠે છે અને એક એકના કરતાં વધારે ગર્જના કરે છે. પરંતુ જગત્કારણભૂત પરમેશ્વરસ્વરૂપવિષે વિરુદ્ધતા નથી. જુઓ તૈત્તિરીયોપનિષદમાં **'आत्मन आकाशः संभूत.'** આત્માથી આકાશાદિ સૃષ્ટિ થઈ એવું વર્ણન કર્યું છે. છાંદોગ્યમાં **'तत्तेजोऽसृजत'** તેજાદિ સૃષ્ટિની ઉત્પત્તિ કહી છે. કેટલાક સ્થળમાં સૃષ્ટિના પ્રારંભમાં પ્રાણના પ્રથમપણાને વર્ણન કર્યું છે. **'स प्राणमसृजत'** ઇત્યાદિ. આ પ્રમાણે સૃષ્ટ્ય વિષયાદિકોની વિપરીતતા થઇ તથાપિ, સૃષ્ટા જે પરમેશ્વર તેના એકરૂપપણાના વિષયમાં નથી. એને માટે **'सर्गक्रमविवादेऽपि नासौ स्रष्टरि विद्यते'** આ વચન પ્રમાણ ભૂત છે. સારાંશ દૃશ્ય પ્રપંચના વ્યવહર વિષયમાં યદ્યપિ વિપરીત મત દેખાડી દે છે તોપણ, તત્કારણભૂત પૂર્વોક્ત પ્રણવવાચ્ય પરશિવ-રૂપમાં વિવાદ નથી એમ સૂક્ષ્મજ્ઞાની સમજે છે. અને એટલા માટેજ પ્રણવમાં અખિલશાસ્ત્રોનું પર્યવસાન થયેલું છે એ પ્રમાણે જે કહ્યું તે, સત્ય ત્રિકાલાબાધિત સિદ્ધાંત છે એ યથાર્થ સમજવું.

વિષ્ણુપક્ષમાં પણ આજ અન્વયાર્થ જાણી લેવો.

આ પ્રમાણે 'પ્રણવ' અદ્વિતિય બ્રહ્મનો વાચક છે એમ પાછળના શ્લોકમાં વર્ણન કર્યું. તે પ્રણવના અર્થનું સતત ચિંતન તથા તેનો જપ એ સમાધિનું સાધન છે એમ પતંજલિએ યોગસૂત્રમાં વર્ણન કર્યું છે. **'समाधिसिद्धिरीश्वरप्रणिधानात्'** તથા **'ईश्वर प्रणिधानाद्वा'** એવું બીજું પણ સૂત્ર છે. ઇશ્વરની ઉપાસનાવડે એટલે કે ફલકામનાશૂન્ય અખિલ કર્મોને તેને સમર્પણ કરીને તેના ધ્યાનમાંજ નિમગ્ન થઈ જવું એ ભક્તિવિશેષવડે પ્રસન્ન થયેલ ઇશ્વરના અનુગ્રહથી સમાધીનો લાભ થય છે, એવો એ સૂત્રનો અર્થ છે. **'तस्यवाचकः प्रणवः'** તે ઇશ્વરનો વાચક (બોધક) ઓંકાર છે. **'तज्जपस्तदर्थभावनं'** તે પ્રણવનો જપ અને તેના અર્થભૂત ઇશ્વરનું ચિંતન કરવાથી ચિત્તની એકાગ્રતા અને નિજરૂપનો સાક્ષાત્કાર

યોગીને થાય છે, એ પ્રમાણે એને અર્થ છે. તથા 'एतदालंबनं श्रेष्ठ' ઇત્યાદિ શ્રુતિમાં યમરાજાએ નચિકેતાને ઓંકાર એજ શ્રેષ્ટ આલંબન એટલે બ્રહ્મબુદ્ધિવડે તેની ઉપાસના કરવા કહ્યું છે. સારાંશ, પ્રણવ એ સકળ પુરૂષાર્થોનું સાધન છે એ નિશ્ચિત થયું પરંતુ તેને જપ અને તદર્થની ભાવના (ચિંતવન) કઠણ હોવાથી સર્વ સાધારણ લોકોને તેનું અનુષ્ઠાન કરવું અશક્ય છે; તથા સ્ત્રીશૂદ્રાદિકોને તેનો અધિકાર પણ નથી. વાસ્તે સવસાધારણ પ્રસિદ્ધ ભગવદ્વાચક નામોને જપ કરવા માટે દેખાડતા છતા પુષ્પદંત સ્તવન કરે છે.

भवः शर्वो रुद्रः पशुपतिरथोग्रः सहमहां-।
स्तथा भीमेशानाविति यदभिधानाष्टकमिदम् ।
अमुष्मिन्प्रत्येकं प्रविचरति देव श्रुतिरपि ।
प्रियायास्मै धाम्ने प्रविहितनमस्योऽस्मि भवते॥२८॥

अन्वयः—हे देव, भवः शर्वः रुद्रः पशुपतिः उग्रः अथ सहमहान् तथा भीमेशानौ इति यत् इदम् अभिधानाष्टकं अमुष्मिन् प्रत्येकं श्रुतिरपि प्रविचरति। अस्मै प्रियाय धाम्ने भवते प्रविहितनमस्यः अस्मि ।

**અર્થ:-** હે દેવ ! ભવ, શર્વ, રૂદ્ર, પશુપતિ, ઉગ્ર અને મહાદેવ તથા ભીમ અને ઈશાન, આ જે આઠ નામોં છે તે પ્રત્યેકમાં શ્રુતિ રહે છે. એવા એ પ્રિય ચૈતન્યસ્વરૂપ તમને હું નમસ્કાર કરૂં છું.

વિવરણ:—હે મહાદેવ, ભવ, શર્વ રૂદ્ર ઈત્યાદિ જે તમારા આઠ નામો છે તેમાં તે પ્રત્યેક નામને બોધ શ્રુતિપણ કરે છે. અપિશબ્દથી સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, કથા, ઇત્યાદિકોમાં પણ તેને નિર્દેશ કરેલો હોય છે એમ સમજવું. અથવા પ્રણવની પેઠે એ નામોનું પણ

શ્રુતિ પ્રતિપાદન કરે છે એમ અર્થ કરવો. યદ્યપિ કર્મકાંડમાં ભવાદિનામો જો કે અગ્નિવાચક કહેલા છે તો પણ અગ્નિ પરમાત્માનીજ વિભૂતિ હોવાથી તેમાં પણ ઇશ્વરનું નામત્વ આવે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી અને તેથી પરમાત્માના નામની હાનિ થતી નથી. અથવા એમ કરો તો પણ ચાલે. એ આઠ નામો વિષે '**દેવશ્રુતિરપિ**' બ્રહ્માદિક દેવોનું પણ શ્રવણેંદ્રિય સાવધાન હોય છે, એટલે તેઓ તમારૂં નામ શ્રવણ કરવાને માટે ઉત્સુક થાય છે; પછી બીજાની શી વાત! જેનું નામ સકળ પુરૂષાર્થ આપે છે તે પોતે કેવો છે તે દેખાડી ભક્તિથી તેને નમન કરે છે. હે પરમાત્મન્! મહેશ્વર! આપ સર્વદા સ્વપ્રકાશ ચૈતન્યરૂપવડે અપરોક્ષ છો. આપનું યોગ્યોપચારવડે આરાધન કરવા માટે હું સર્વથૈવ અસમર્થ છું માટે કાયા વાચા મનવડે કેવલ નમસ્કારજ કરૂં છું.

આ પ્રમાણે આઠ નામ વડે આઠ મૂર્તિયોનું પૂજન કરવાથી જે શાસ્ત્રમાં ફલ લખ્યું છે તે બતાવીએ છીએ.

**अष्टौ प्रकृतिरूपाणि कष्टान्यष्टैव देहिनः।**
**स्पष्टं मूर्तिभिरष्टाभिरष्टमूर्तिर्हरत्यसौ ॥**

ગીતાના સાતમા અધ્યાયમાં પરમાત્માએ જે પરા અપરાપ્રકૃતિ વર્ણન કરી છે તેમાં અપરાપ્રકૃતિનાં આઠ પ્રકારનાં રૂપ છે. '**भूमिरापोऽनलोवायुः**' આ શ્લોકમા જે આઠ સ્વરૂપ કહ્યાં છે તેઓજ આઠ પ્રકારનાં જીવનાં દુઃખ છે એમ પ્રસિદ્ધ છે. તે આઠ પ્રકારનાં દુઃખોને, આઠ મૂર્તિવાળા આત્મરૂપ મહાદેવ તેમનું અનુસંધાન કરવાથી દૂર કરી દે છે. એટલે સ્વસાક્ષાત્કારવડે આઠ પ્રકૃતિનો બાધ કરીને તેથી કરીને ઉત્પન્ન થવાવાળું દુઃખ નિવૃત્તિરૂપ ફળ પ્રાપ્ત કરી દે છે એ ભાવ. એટલા માટેજ પૂર્વોક્ત નામોવડે તેમનું પૂજન કરવું આવશ્યકીય છે.

વિષ્ણુપક્ષમાં અન્વય પૂર્વોક્તજ જાણવો; અને '**भवशर्व**' ઈત્યાદિક નામો પણ વ્યુત્પત્તિવડે વિષ્ણુનાં થાય છે. પ્રમાણને માટે વિષ્ણુસહસ્રનામાવલી જુઓ તો ખાત્રી થશે; અને પાઠ કરવાવાળાને તો વિદિતજ છે. જુઓ !

**सर्वः शर्वः शिवः स्थाणुर्भूतादिर्निधिरव्ययः ।**
**स्वयंभूः शंभुरादित्यः पुष्कराक्षो महास्वनः ।**
**रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनिः शुचिश्रवाः ॥**

આ શ્લોકો વિષે '**शर्व, शिव, स्थाणु, शंभु, रुद्र**' ઈત્યાદિ પ્રસિદ્ધ જે શંકરનાં નામ તે વિષ્ણુનાંજ કહ્યાં છે. બન્નેમાં ભેદ હોત તો પરમ વૈષ્ણવભક્ત ભીષ્મ પિતામહ રાજા ધર્મને શંકરનાં નામ કદી પણ કહત નહિ અને વાણીવડે ઉચ્ચારત નહિ; જેમ આજકાલના વિષ્ણુના દુરાગ્રહ ઉપાસી શિવદર્શન અથવા શિવ નામનો ઉચ્ચાર પણ કરતા નથી. દરજીની પાસે કપડાં શિવડાવવાનાં હોય તો તે ઠેકાણે 'દોરા નાંખી દ્યો' એટલે સુધી તેનો આગ્રહ હોય છે. કોણ જાણે ? પોતાના મુખમાં '**शिव**' એ બે અક્ષર આવે તો મોટું પાપ થાય. જે પ્રમાણે વિષ્ણુના તે પ્રમાણે શિવના પણ ઉપાસક જે દુરાગ્રહી હોય છે તેઓ પણ વિષ્ણુનાં દર્શન નામોચ્ચાર કરતા નથી એવું પણ દક્ષિણમાં દેખવામાં આવે છે. એટલુંજ શું ? પણ અહીં સુધી દ્વેષ ભાવ કે, નદીના ઘાટપર જો શૈવ હોય અગર વૈષ્ણવ હોય તો પરસ્પર પરસ્પરના સ્થાનપર એટલે કે જ્યાં ઉભા હોય છે ત્યાં, રજસ્વલાસ્ત્રીના સ્પર્શવત્ અથવા અંત્યજાદિવત્ પાણી નાંખીને પછી પોતે જાય છે અને ન્હાય છે. આ શેનું દ્યોતક ? અજ્ઞતાનું. અજ્ઞાની કરે એમાં આશ્ચર્ય શેનું ? પરંતુ મોટા મોટા વિદ્વાન્ પણ કરે છે. વિચાર કરીને જુઓ તો, સાકરમાં મધુરતા અને મધુરતામાં સાકર, અથવા એક શરીરનું જેમ જમણું અને ડાબું અંગ, તદ્વત હરિહર છે. તેઓ પોતાનામાં ભેદ માનતા નથી અને એને માટે તેમનાજ મુખનાં

વચન પૂર્વ કથન કરી દીધાં છે તે પ્રમાણીભૂત છે; તથાપિ તેમના ઉપાસક તો કરે છેજ. એને માટે એક દૃષ્ટાંત દેવામાં આવે છે એ પરથી ખાત્રી થશે કે, બન્ને એકજ છે. (પૂર્વે વિષ્ણુભક્ત નામદેવનું વૃત્ત કહ્યું છે હવે શિવ ભક્તનું જુઓ.)

પંઢરપુર ક્ષેત્રમાં નરહરિ નામને સોની શિવનો અનન્ય્ ભક્ત હતો. પરંતુ વિષ્ણુદર્શન અથવા તેમનું નામ કદી લેતો નહિ. વધારે શું ? પણ વિષ્ણુરૂપ વિઠ્ઠલ મૂર્તિના મંદિરનો કળશ (શિખર) પણ જેણે દીઠો ન હોતો. તેનો ભેદ દૂર કરવા વાસ્તે પરમાત્માએ શું ચમત્કાર કર્યો ? તે જુઓ !

એક સાહુકારે, પોતાને પુત્ર થાય તો 'શ્રી વિઠ્ઠલને રત્નાદિકવડે જડેલો કિરીટ સમર્પણ કરૂં" એવી માનતા માની લીધી હતી. તેને દૈવયોગથી થોડાજ દિવસમાં પુત્ર થયો ત્યારે તે આનંદિત થઇને કુટુંબ સમેત પંઢરપુરમાં આવ્યો. ત્યાં શોધ કરતાં નરહરિ સોની સારો કારીગર છે એવું તેને સમજવામાં આવ્યું ત્યારે, રત્નાદિ લઇને તેની પાસ આવ્યો અને તેણે કહ્યું કે, શેઠજી ! ભગવાન્ વિઠ્ઠલને રત્નથી જડેલો કિરીટ અર્પણ કરવાનો છે વાસ્તે તમે મંદિરમાં ચાલો અને માપ લઇને બનાવી દો; તમારી જે, મજૂરી થશે તે હું દઇશ. તેણે કહ્યું કે તમેજ મસ્તકનું માપ બરોબર લઈ આવો. હું તો શિવોપાસક છું વાસ્તે એ મંદિરમાં આવીશ નહિ અને એ મૂર્તિને જોઇશ નહિ ! સાહુકારે આગ્રહ કર્યો પરંતુ નરહરિએ કહ્યું કે શું તમે સાંભળ્યું નથી કેઃ—

**विष्णुदर्शनमात्रेण शिवद्रोहः प्रजायते ।**
**शिवद्रोहान्न संदेहो नरकं यांति दारुणं ॥**

શિવોપાસક જો વિષ્ણુના દર્શન કરે તો શિવની સાથ દ્રોહ કર્યા જેવું થાય છે. અને તેથી કરીને નરકપ્રાપ્તિ થાય છે. વાસ્તે તમે જઇને માપ લાવો. અનંતર સાહુકારે માપ લાવી દીધું અને નરહરિએ કિરીટ પણ બનાવી દીધો. પરંતુ બરાબર માથાપર આવ્યો નહિ, ત્યારે

સાહુકારે એવું તેને કહ્યું કે કિરીટ નાનો થયો માપ ખોટું પડે છે; માટે ચાહે તેમ હોય પરંતુ, તમેજ જાતે ત્યાં આવીને માપ લ્યો. નરહરિએ સાફ ના કહી અને કહ્યું કે તમારા માપમાં ચૂક એનું હું શું કરું? ફરીથી જઇને બરાબર માપ લાવો. રત્નાદિકોની હાની ન થાય વાસ્તે સાહુકાર ફરીથી જઇને ભગવાનનાં માથાને ચારે કોર દોરો લપેટીને તેણે માપ લીધું અને નરહરિને લાવી દીધું. એ માપ બરાબર તેણે કિરીટમાં દુરસ્તી કરીને બનાવી દીધો. સાહુકારે ત્યાં જઇને ફરી માથે રાખ્યો તો ઢીલો થયો. ત્યારે સાહુકાર ફરી મુખમ્લાન કરીને નરહરિની પાસ આવ્યો અને બોલ્યો શેઠજી! માપમાં ભૂલ છે, એ તો ઢીલો થયો. એવી રીતે પાંચ દસ વખત કરાવ્યો પરંતુ બરાબર ન થયો. કારણ એ હતું કે, ભગવાનના મનમાં નરહરિ સોનીને મંદિરમાં લાવવાનો હતો અને એ વાસ્તે દરેક વખત તે પોતાનું માથું ઓછું વધારે કરતા હતા. પણ સાહુકારની અથવા નરહરિની માપ લેવામાં અગર કરવામાં ભૂલ નહોતી. આખર સાહુકારે કહ્યું, શેઠજી! હવે તમારા ત્યાં આવ્યા વિના અને જોઇને માપ લીધા વિના આ કામ થશે નહિ. વારંવાર મ્હારૂં માપ અને તમારી કારીગરી વ્યર્થ થાય છે; માટે ચાલોજ! હું તમને લઇ ગયા વિના રહીશ નહિ. દિગંતરમાં તમારી અપકીર્તિ અને મ્હારાં સુવર્ણ તથા રત્નાદિ વ્યર્થ થાય છે.

આવું સાહુકારનું ભાષણ સાંભળ્યું ત્યારે નરહરિ તેના દુરાગ્રહથી નીકળ્યો તો ખરો! પણ આંખને કપડાના પાટા બાંધીને મંદિરમાં આવ્યો. સૌ લોક હસવા લાગ્યા પરંતુ એનો તો શંકર વિના અન્ય મૂર્તિનું દર્શન ન કરવાનો સંકલ્પજ હતો. અસ્તુ! જયારે વિઠ્ઠલમૂર્તિ-પાસ આવીને તેણે માથે હાથ લગાડયો ત્યારે તો [1]શિવલિંગ મસ્તકપર હાથને લાગ્યું; ઝટ તેણે આંખ ખોલી દીધી અને જોવા લાગ્યો તો

---

૧. નરહરિને એવો ઐકયભાવ દેખાડયો ત્યારથી વિઠ્ઠલના માથે શિવ-લિંગ છે. યાત્રામાં જવાવાળાએ ત્યાં અવશ્ય જોઇને ખાત્રી કરી લેવી.

વિઠ્ઠલ મૂર્તિ! ત્યારે ફરી આંખને બંધ કરી દીધી અને માથે હાથ લગાડયો તો, પૂર્વવત્ શિવનું લિંગ હાથને લાગ્યું. ફરી આંખ ખોલી પરંતુ જુએ છે તો વિઠ્ઠલ! એમ ઘણી વખત જ્યારે થયું ત્યારે તેની ખાત્રી થઈ કે, અરે! મ્હારું આરાધ્ય દૈવત જે શિવ છે તે વિઠ્ઠલના મસ્તકપર છે! અર્થાત્ બન્ને એકજ છે. આજસુધી મ્હેં નાહક એમાં ભેદબુદ્ધિ કરી. તે દિવસથી તેનો હરિહરવિષેનો ભેદભાવ દૂર થયો અને પ્રત્યક્ષ ભગવાને પણ તેને કહ્યું કે, તમારી ભકિત ઉત્તમ! પરતું હરિહરમાં જે ત્હારી ભેદબુદ્ધિ તે વિઘાતક હતી એટલા માટેજ, અમારો ઐક્યભાવ દેખાડવાને માટે આ યુકિતથી તમને અહીં લાવીને અમે બન્ને એકજ છીએ એ બતાવ્યું. જે સ્ત્રીને જારનો સ્પર્શ નથી તેજ સ્ત્રી જેવી રીતે ધર્મ પુરૂષાર્થ સાધવા માટે સાધનભૂત થાય છે તદનુસાર, જે ભકિતને પરસ્પરનો વિદ્વેષ સ્પર્શ કરતો ન હોય તેજ ભકિત મોક્ષનેમાટે અગર ઈશપ્રસાદવાસ્તે સાધનીભૂત થાય છે. પછી નરહરિએ જે કિરીટ બનાવ્યો હતો તેજ વિઠ્ઠલના મસ્તકપર બરાબર બેસી ગયો. સારાંશ, બન્નેનું ઐક્ય સમજીને ઉપાસકે ઉપાસના કરવી અતીવ યુકત છે. (વિસ્તાર 'શ્રી દત્તપ્રબોધ કલ્પદ્રુમ'ના તૃતીય સ્કંધના દ્વિતીય ગુચ્છમાં જોવો. અહીં પ્રસંગોપાત્ત કહ્યું છે.)

પરમાત્માનો મહિમા સમજવો અત્યંત કઠણ છે એ બતાવવાને અને પોતાની અતિશય ભકિત પ્રગટ કરવાને કેવળ ફરી ફરી નમસ્કાર કરી ગંધર્વ ભગવાનની સ્તુતિ કરે છે—

नमो नेदिष्ठाय प्रियदव दविष्ठाय च नमो।
नमः क्षोदिष्ठाय स्मरहर महिष्ठाय च नमः।
नमो वर्षिष्ठाय त्रिनयन यविष्ठाय च नमो।
नमः सर्वस्मै ते तदिदमिति सर्वाय च नमः॥२९॥

अन्वयः—हे प्रियदव ! नेदिष्ठाय (ते) नमः च दविष्ठाय नमः हे स्मरहर ! क्षोदिष्ठाय नमः च महिष्ठाय नमः हे त्रिनयन ! वर्षिष्ठाय नमः च यविष्ठाय नमः सर्वस्मै ते तदिदमिति सर्वाय च नमः ।

અર્થ:—હે નિર્જન વનમાં વિહાર કરવાને ઇચ્છતા ઇશ્વર, અત્યંત પાસે રહેનાર એવા તમને નમસ્કાર હો. તેમજ અત્યંત દૂર રહેલા એવા તમને નમસ્કાર હો. હે મદન દહન, અત્યંત ક્ષુદ્ર અને અત્યંત મહાન્ એવા તમને નમસ્કાર હો. હે ત્રિનેત્ર, અતિવૃદ્ધ અને અતિ તરૂણ એવા તમને નમસ્કાર હો. સર્વસ્વરૂપ એવા તમને, અને પરોક્ષ અને અપરોક્ષ એવા સર્વાત્માને નમસ્કાર હો.

વિવરણ:—અત્યંત શૂન્ય અને નિર્જન વનમાં નિવાસ કરવો એ તમને અત્યંત પ્રિય છે. અનેક જન્મના પુણ્ય પરિપાકથી જેઓનું અંતઃકરણ શુદ્ધ થયું છે એવા પુરૂષોને તમે તદ્દન પાસે છો. કારણ, 'ઇશ્વર અમારો આત્મા છે' એવી રીતે તેઓ જાણે છે. અને સંસ્કાર-રહિત પુરૂષોને તમે અત્યંત દૂર છો. કારણ તેઓ વિષય વિચારમાં તલ્લીન થએલા હોવાથી તમારા તરફ એમનું લક્ષ જાય એ સંભવતું નથી. એવા આપને અમારા નમસ્કાર હો. શ્રુતિમાં પણ એ પ્રમાણે કહ્યું છે કે 'तत्सुदूरे तद्विहांतिके च' વિવેક વૈરાગ્ય શમદમાદિ સાધનશૂન્ય અને મલિનાંતર પુરૂષ યદ્યપિ વેદાંતાદિ સાંભળે છે અને તે શિવરૂપ બ્રહ્મ તેનું સ્વરૂપ છે તથાપિ, તેને લોકાલોક પર્વતથી પણ દૂર છે; અર્થાત્ શતકોટી જન્મોમાં પણ પ્રાપ્ત થવું અસંભવિત છે. તેજ બ્રહ્મ પ્રશાંત ચિત્તવાળા, ગુર્વાદિ અનુગ્રહ મેળવેલા પુરૂષને સમીપ એટલે હૃદયમાંજ જાણવાને માટે યોગ્ય થાય છે. હે કામાંતક ! તમે અવયવ-રહિત હોવાથી પરિમાણશૂન્ય વાસ્તે ક્ષુદ્ર અને સર્વવ્યાપક તથા અંતર્યામી માટે સૌથી મોટા છો, એવા આપને અમારા નમસ્કાર છે.

**'अणोरणीयान्महतो महीयान्'** શ્રુતિપણ એવું વર્ણન કરે છે કે, બ્રહ્મરૂપ આત્મા અણુથી પણ અણુ છે. અણુનો જે આત્મા છે તે તેનાથી અણુ એટલે અત્યંત ન્હાનો કેમ ન હોય? તથા આકાશથી કોઇ મહાન્ (મોટો) પદાર્થ નથી. પરંતુ તેનો પણ અધિષ્ઠાન (આધાર) ભૂત આત્મા તેના કરતાં વધારે મોટો કેમ ન હોઈ શકે?

સારાંશ, બ્રહ્મરૂપ શિવ આ પ્રકારના હોવાથી પુષ્પદંત કહે છે કે હે પ્રભો! એવા આપને મ્હારા નમસ્કાર હોય છે. તથા હે ત્રિનયન! સર્વના કારણ આપ છો વાસ્તે અત્યંત વૃધ્ધ અને વિકાર રહિત હોવાથી સર્વદા તરૂણ પણ છો એવા આપને મ્હારા પ્રણામ છે. શ્રુતિ કહે છે કે, **'त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी! त्वं जीर्णो दंडेनांचसि त्वं जातो भवसि विश्वतोमुखः।** હે પરમાત્મન્! સ્ત્રી, પુરૂષ, કુમાર, કુમારી, હાથમાં લાકડી લઇને જવા વાળો વૃધ્ધ, ઉત્પન્ન થવાવાળા ઇત્યાદિ અખિલરૂપવડે તમેજ નાટક કરો છો. ( વેશ ભજવો છો ). એવા આપને મારા નમસ્કાર હો. વારંવાર નમસ્કાર કરવાનો હેતુ એ છે કે, પરમેશ્વર અત્યંત વિરૂધ્ધ સ્વભાવવાળા છે જે કે પૂર્વે બતાવ્યું છે. તે સ્વરૂપનો નિર્ણય અલ્પ-બુધ્ધિવાળાં મનુષ્યોથી કોઇપણ રીતે થઇ શકે નહિ વાસ્તે, સર્વદા તેને નમસ્કારજ કરવો. અલૌકિકરૂપ લૌકિક શબ્દાદિકોના રૂપવડે કેવીરીતે પ્રકાશિત થાય? વાસ્તે વિરુધ્ધ શબ્દોવડે વર્ણન કરવું પડે છે. અસ્તુ!

પુષ્પદંતે **'त्रिनेत्र'** એ પ્રમાણે કહ્યું તેને માટે હવે શંકરના તૃતીય નેત્રોત્પત્તિનો વૃતાન્ત ભારતના અનુશાસન પર્વમાં જે કહ્યો છે તે, બાળબોધ (અલ્પજ્ઞાનવાળા) ને માટે કિંચિત પ્રસંગાનુસાર બતાવીએ છીએ.

વૃષભવાહન મહાદેવ, એક સમયે કૈલાસની ઉપર તપ કરવા બેઠા હતા એટલામાં, પાર્વતી પોતાની સખીઓની સાથે ત્યાં આવી તેણે વિનોદથી મહાદેવની પાછળ ઉભાં રહીને તેમના બન્ને નેત્રો પોતાના હાથવડે

ઢાંકી દીધાં. ત્યારે તો એકાએક સર્વત્ર અંધકાર થઇને હોમ, સ્વાહાકાર વગેરે ક્રિયા બંધ પડી. અખિલ જગત્ ભયભીત થયું અને માનો કે સૂર્યંજ નષ્ટ થયા જેવો ભાસ થયો. પરંતુ તેટલામાં મહાદેવના કપાળમાંથી પ્રલયકાલિન અગ્નિના સમાન દૈદીપ્યમાન અગ્નિજ્વાળા નીકળી અને તેણે તે પહાડને પશુ પક્ષી વૃક્ષાદિકોની સાથે ભસ્મ કરી દીધો; અને તેથી કરીને જગદ્વ્યાપી અંધકાર પણ નષ્ટ થયો. એવું જોઇને પાર્વતી ઘણી ગભરાઇ ગઇ અને હાથ જોડીને શંકરની આગળ આવી મ્લાનમુખ કરીને ઉભી રહી. તેના ભાવને જાણીને તથા પિતા હિમાચળની એવી દશા, તેણીનાથી દેખી જાતી નથી એ પ્રમાણે વિચાર કરીને શંકરે કૃપાદૃષ્ટિવડે તે પહાડને જોયો તો પૂર્વની પેઠે સુશોભિત થયો. એવું જોઇને પાર્વતીએ શિવને પૂછ્યું કેઃ—

**'किमर्थं ते ललाटे वै तृतीयनेत्रमुत्थितम् ।**
**किमर्थं च गिरिर्दग्धः सपक्षिगणकाननः ॥**

આપના કપાળ પર ત્રીજું નેત્ર કેમ ઉત્પન્ન થયું? તથા, આ મ્હારા પિતા (હિમાચળ) ને દગ્ધ કરીને ફરી પહેલાંની પેઠે કેમ કર્યો? ત્યારે મહાદેવજી બોલ્યા કેઃ—

**नष्टादित्ये तथा लोके तमोभूते नगात्मजे ।**
**तृतीयं लोचनं दीप्तं सृष्टं मे रक्षता प्रजाः ॥**

હે ગિરિકન્યા પાર્વતી! તેં અવિચારથી મ્હારા નેત્રને બંધ કરી દીધાં તેથી સૂર્ય નષ્ટ થયા સમાન થતાં જગતમાં પ્રકાશ નષ્ટ થવાથી સર્વત્ર અંધારૂં થયું અને લોક ભયભીત થયાં. ત્યારે મ્હેં પ્રજાના રક્ષણમાટે ત્રીજું નેત્ર ઉત્પન્ન કર્યું તેની અગ્નિજ્વાળાથી આ પર્વત અખિલ પ્રાણીઓ તથા અરણ્યાદિકો સમેત દગ્ધ થયો; પરંતુ તને સંતુષ્ટ કરવાને માટે કૃપામૃતદૃષ્ટિ કરીને ફરી તેને પહેલાંની પેઠે સુશોભિત કર્યો. હવે અન્યત્ર જે ત્રિનેત્રતા કહી છે તે તાત્ત્વિક

હોવાથી સર્વજનોને સમજવી કઠણ પડે તથાપિ, અધિકારીઓને માટે કહીએ છીએ.

શ્રુતિમાં '**चंद्रसूर्याग्नि**' એ શંકરના ત્રણ નેત્ર છે એ પ્રમાણે જે કહ્યું છે તે કેવળ લૌકિક ચંદ્રાદિકોવડેજ નહિ. પણ:—

**आप्यायन[1]स्तमोहंता विद्यया दोषदाहकृत् ।**
**सोमसूर्याग्निनयनस्त्रिनेत्रस्तेन शंकरः ॥**

ચંદ્રમાં જેવીરીતે પોતાની અમૃતમય ચંદ્રિકાથી સર્વ લોકોને (ચોર, વિરહી અને વિરહિણી સિવાય) સંતૃપ્ત કરે છે તે પ્રમાણે, આપ્યાયન (સ્વાનંદદાનથી જગતને તૃપ્ત કરનારો) જે આનંદ તેને ચંદ્ર તુલ્ય સમજવો. સૂર્ય તમ (અંધકાર) નો નાશ કરે છે તદ્વત્ ચિત્ (ચૈતન્ય) તમ (અજ્ઞાન)ને દૂર કરે છે તેથી સૂર્ય સમાન જાણવી; અને અગ્નિ જેમ ઘાસ વગેરેને તેમ વિદ્યા (જ્ઞાનરૂપવૃત્તિ) રાગાદિ દોષોને દહન કરે છે માટે અગ્નિતુલ્ય સમજવી. આ પ્રમાણે આનંદ, ચિત્, અને જ્ઞાનમાં લોકપ્રસિદ્ધ ચંદ્રસૂર્યાગ્નિસમાન ગુણ હોવાથી, તેમજ શંકર, સચ્ચિદાનંદ હોવાથી એ ત્રણ નયનોવડે તેમની ત્રિનેત્રતા વેદ શાસ્ત્રાદિમાં પ્રતિપાદન અને તદનુસાર મહાત્માઓથી અનુભૂત છે. અસ્તુ !

હવે વધારે શું ? પુષ્પદંત કહે છે, હે પ્રભો ! સર્વરૂપ એવા તમને મ્હારો આ નમસ્કાર છે. '**इदं सर्वं यदयमात्मा**' આ સર્વ દૃશ્ય આત્મરૂપ છે. આ શ્રુતિએ આત્માનું સર્વગતપણું બતાવ્યું છે વાસ્તે સર્વાત્માને નમસ્કાર કર્યો છે. હવે આનાપર શંકા થશે કે, અખિલ વિકારોની સાથે આત્માનો જો અભિન્ન ભાવ થશે તો, તેમની પેઠે તેનો પણ નાશ થશે. આના સમાધાનમાં સમજવું ઉચ્ચિત છે કે, સર્વ વિકાર આરોપિત છે એટલા માટેજ તેમનો વાસ્તવ ભેદ નથી; અને સર્વ વિકારોનો બાધ થયો તથાપિ. અવશિષ્ટ રહેવાવાળું

---

૧. **आप्यायति तर्पयति 'जगत्स्वानंददानेन' इति आप्यायन आनंदः**

અધિષ્ઠાન સર્વનું આધારભૂત છે એ પ્રમાણે શ્રુતિમાં પ્રતિપાદિત છે. માટે અદ્વિતીય બ્રહ્મને કોઇ પણ વિકારનો ગંધ સ્પર્શ કરતો નથી. અને આજ અભિપ્રાયથી પુષ્પદંત કહે છે કે, '**परोक्ष अपरोक्ष** એ પ્રકારે અનિર્વાચ્ય સર્વ જ્યાં રહે છે' તેવા સર્વાધિષ્ઠાનભૂત તમને મ્હારા નમસ્કાર છે.

હવે નમસ્કારને માટે વિચાર કરવામાં આવે છે કેઃ—

**प्रेमनिर्भरभावेन दंडवत्पतितैर्भुवि ।**
**महादेवो नमस्कार्यो गलितस्वादहंकृतेः ॥**

પ્રેમની અતિશયતાથી અહંકાર નષ્ટ થયો છે અને એથીજ દંડવત્ ભૂપર પડે છે, એટલે દંડ જેવીરીતે આધારભૂત ભૂમિપર અભિમાન-રહિત થઇને પડે છે અને ત્યાંજ કિંચિત કાળ પછી લીન થઇ જાય છે તદનુસાર, જીવેશ્વરાદિ પ્રપંચ જે થકી ઉત્પન્ન થાય છે તે ભૂ, અર્થાત્ બ્રહ્માભિન્ન પ્રત્યગાત્મ શિવગુરૂ, તેના સ્વરૂપમાં જે પડેલા છે એટલે એકીભાવને પ્રાપ્ત થએલ છે, તેઓને અપરિચ્છિન્ન બ્રહ્મસ્વરૂપ દેવ નમસ્કાર કરવા માટે યોગ્ય છે. સારાંશ, અહંકારાદિ ઉપાધિ ત્યાગ કરીને ચિદાભાસ જીવોનું પ્રત્યગભિન્ન બ્રહ્મની સાથે જે ઐક્યસંપાદન કરવું છે તેજ ઉત્તમ નમસ્કાર છે, એ ભાવ.

જ્યાં પ્રેમાધિક્ય ત્યાં અહંકાર નથી અને અહંકારશૂન્ય તેજ જમીનપર કાષ્ટવત્ પડે છે, એ પ્રમાણે વ્યવહારમાં પણ અનુભવ આવે છે. તો પછી જેઓ દંડવત્ પડતા નથી, તેમનામાં અહંકાર હોય છે, અને તેનો હેતુ તેમનામાં પ્રેમનો અભાવ હોય છે એમ સમજવું શું ભૂલ ભરેલું છે? અને આજ કારણ તેમનો ઇશ્વરની સાથ ઐક્યભાવ થવો અસંભવિત છે. એટલા માટેજ પ્રથમ આત્માજ મહાદેવ છે એવું જ્ઞાન થાય ત્યારેજ આત્મતુલ્ય નિરતિશય પ્રેમ

તેનાપર ઉત્પન્ન થાય છે. અનંતર અહંભાવ નષ્ટ થઇને તેની સાથે એકતા પ્રાપ્ત થાય છે.

વિષ્ણુપક્ષમાં કેવળ ત્રણ સંબોધનનોજ અર્થ ભિન્ન કરવાનો છે. બાકી પૂર્વવત્ સમજવું. હે પ્રિયદવ ! આપ વૈરાગ્યોત્પત્તિદ્વારા પ્રિય જે વિષયસંબંધી સુખ તેનો નાશ કરવાવાળા છો. તથા સ્મરહર ! એટલે તમે તમારી ભક્તિની અધિકતાવડે વાસનાનો નાશ કરો છો. તેમજ હે ત્રિનયન ! ત્રણે લોકોને ચક્ષુવત્ સર્વ વસ્તુઓનું જ્ઞાન કરી દેવાવાળા આપ છો. એવા તમને મ્હારા નમસ્કાર હો. (આટલોજ ફરક છે તે દેખાડયો છે.)

હવે પૂર્વે કહેલ અખિલ અર્થને સંક્ષેપથી નમસ્કાર કરતાં કરતાં પુષ્પદંત સ્તુતિનો ઉપસંહાર કરે છે.

बहलरजसे विश्वोत्पत्तौ भवाय नमोनमः ।
प्रबलतमसे तत्संहारे हराय नमोनमः ।
जनसुखकृते सत्त्वोद्रिक्तौ मृडाय नमोनमः ।
प्रमहसिपदे निस्त्रैगुण्ये शिवाय नमो नमः ॥३०॥

**अन्वयः—विश्वोत्पत्तौ बहलरजसे भवाय नमोनमः तत्संहारे प्रबलतमसे हराय नमोनमः जनसुखकृते सत्त्वोद्रिक्तौ मृडाय नमोनमः निस्त्रैगुण्ये प्रमहसिपदे शिवाय नमोनमः ।**

**અર્થઃ—સૃષ્ટિની ઉત્પત્તિના કાળમાં અત્યંત રજોગુણને ધારણ કરનાર એવા ભવરૂપ મહાદેવને પુનઃ પુનઃ નમસ્કાર હો. તેનો સંહાર કરતી વખતે તમોગુણમય એવા હરરૂપ મહાદેવને નમસ્કાર હો. લોકોને સુખ આપવામાટે સત્વગુણની વૃદ્ધિવાળા એવા મૃડરૂપ મહાદેવને નમસ્કાર હો.**

**ત્રિગુણરહિત, અત્યંત તેજસ્વી પદઉપર રહેલા શંકરને નમસ્કાર હો.**

વિવરણઃ—વિશ્વોત્પત્તિના સમયમાં, સત્વ અને તમથી અધિક રજોગુણનો સ્વીકાર કરવાવાળા જે તમે ભવ (**भवति अस्मात् जगत् इति भवः**) એટલે બ્રહ્મમૂર્તિ તે તમને મ્હારો નમસ્કાર હો. એ પ્રમાણે તે વિશ્વના સંહારવારતે સત્વરજથી અધિક, પ્રબળ એવા તમોગુણનો સ્વીકાર કરવાવાળા જે હર (**रुद्रमूर्ति**) રૂપ આપ તે તમને મ્હારૂં નમન હો. તથા અખિલજનોના સુખવાસ્તે રજ અને તમ કરતાં અધિક સત્વગુણમાં સ્થિત જે આપ મૃડરૂપ (**मृडयति सुखयति मृडो विष्णुः**) એટલે વિષ્ણુસ્વરૂપ તે તમને મ્હારા પ્રણામ હો. હવે નિર્ગુણ સ્વરૂપને પુષ્પદંત નમન કરે છે. હે પ્રભો! જ્યોતિર્મય એટલે માયા અને તત્કાર્ય દોષશૂન્ય, નિર્ગુણપદપ્રાપ્ત્યર્થ શિવ (મંગલ સ્વરૂપ) ને મ્હારૂં નમન હો.

આ પરથી ધ્યાનમાં આવશે કે '**ब्रह्मविष्णुशिव**' એ ત્રણ દેવો એક બ્રહ્મનાંજ સ્વરૂપ છે અને એટલા માટેજ તેમનામાં ભેદબુદ્ધિ કરવી વ્યર્થ છે. વિષ્ણુ પુરાણમાં મૈત્રેયનો પ્રશ્ન છે કે, સત્વાદિ ગુણોથી રહિત, અપરિચ્છિન્ન, દેહેંદ્રિયાદિ સાધન તથા રાગ, દ્વેષ, દોષશૂન્ય અને અસંગ ઇત્યાદિ ગુણયુક્ત જે શુદ્ધ બ્રહ્મ તેને સૃષ્ટિ સ્થિતિ સંહારાદિકોનું કર્તૃત્વ કેવી રીતે સંભવે છે! આ પર પારાશરનો ઉત્તર છે કે, વહ્નિ (અગ્નિ) માં દાહકશક્તિ છે તે પ્રત્યક્ષ દેખાતી નથી તથાપિ મણિમંત્રાદિ સકળ ભાવપદાર્થોને લીધે જ્યારે દાહ અથવા પ્રતિબંધાદિ કાર્ય અનુભવમાં આવે છે ત્યારે તેથી અનુમાન થાય છે કે, શક્તિ છે. તદનુસાર સૃષ્ટયાદિ કાર્ય કરવાવાળી બ્રહ્મની અનંત શક્તિ છે એમ જાણવું.

**सर्वासामेव शक्तीनां ब्रह्मविष्णुशिवात्मिकाः ।**
**प्रधाना: संस्मृता देवा: शक्तयः परमात्मनः ।**
**आभ्यः परस्ताद्भगवान् परमात्मा सनातनः ।**

તે પરમાત્માની અખિલ શક્તિયોમાં 'બ્રહ્મ, વિષ્ણુ, શિવ' એ ત્રણ્ શક્તિરૂપ દેવ મુખ્ય કહ્યા છે: અને સનાતન પરમાત્મા આમનાથી શ્રેષ્ટ છે. આ કથનથી ખ્યાલમાં આવશે કે, ત્રણે એક બ્રહ્મનાજ સ્વરૂપ છે અને આ શક્તિઓથી જગર્જન્માદિ કાર્ય થાય છે. શક્તિ અને શક્તિમાન્ એમનો ભેદ હોતો નથી. ( વિસ્તાર '**श्री दत्तप्रबोध-कल्पद्रुम**' ના તૃતીય સ્કંધના દ્વિતીય ગુચ્છમાં જોઇ લેવો. )

વિષ્ણુપક્ષમાં પણ આ પ્રકારનોજ અન્વયાર્થ જાણવો.

પરમાત્માની યથાર્થ સ્તુતિ કરવી અશક્ય છે, તોપણ આ પ્રમાણે સ્તુતિ કરીને પોતાનો વિનય બતાવવાને માટે "**ममत्वेतां वाणीं**" અહિંથી આરંભેલા પ્રકરણનો ઉપસંહાર કરે છે.

क्रुशपरिणति चेतः क्लेशवश्यं क्व चेदं ।
क्व च तव गुणसीमोल्लङ्घिनी शश्वदृद्धिः ।
इति चकितममन्दीकृत्य मां भक्तिराधा- ।
द्वरद चरणयोस्ते वाक्यपुष्पोपहारम् ॥३१॥

**अन्वयः—हे वरद ! कृशपरिणति च क्लेशवश्यं इदं चेतः क्व? च तव गुणसीमोल्लंघिनी शश्वदृद्धिः क्व ? इति चकितं मां अमंदीकृत्य भक्तिः ते चरणयोः वाक्यपुष्पोपहारं आधात।**

**અર્થ:—હે વર આપનાર ઇશ્વર! અલ્પ શક્તિવાળું અને કલેશને વશ થએલું એવું આ મારૂં ચિત્ત ક્યાં? અને ગુણોની સીમાને ઓળંગી જનારૂં તમારૂં નિત્ય ઐશ્વર્ય ક્યાં? એવી રીતે ભય પામેલા મને ધીરજ આપી ભક્તિએ આ વાક્યરૂપી પુષ્પો તમારા ચરણમાં અર્પણ કરાવ્યાં.**

વિવરણ:—હે સર્વાભીષ્ટપ્રદ! અલ્પ વિષયક જ્ઞાનવાળું તથા અવિદ્યાદિ સહસ્ત્રાવધિ દોષોને લીધે મલિન એવું મારૂં મન ક્યાં?

અને ગુણ સંખ્યાની મર્યાદા ઉલ્લંઘન કરવાવાળી તમારી નિત્ય વિભવતા કયાં ? આ હેતુથી ભયભીત થઇને સ્તુતિથી નિવૃત્ત થયેલ મ્હને, તમારી ભક્તિએજ બળાત્કારથી આ સ્તુતિમાં પ્રવૃત્ત કર્યો અને ચાતુર્ય દઇને મ્હારાં નીકળેલાં વાકયોરૂપી પુષ્પોને તમારાં ચરણપર અર્પણ કરાવ્યાં. અર્થાત્ ભકિતના કહેવાથી આ કાર્યમાં પ્રવૃત્ત થયો જે હું, તે મ્હારા હાથથી જે કાંઈ ન્યૂન અને અયથાર્થ થયું હશે તેની તમે ક્ષમા કરો. બીજાની બુદ્ધિથી કાર્ય કરવાવાળો ચૂકભૂલ કરે છે એ પ્રમાણે વ્યવહારમાં અનુભવ પણ આવે છે. અસ્તુ! સ્તુતિ વાકયને પુષ્પાંજલિરૂપે વર્ણન કર્યાં છે તેમાં એ ધ્વનિ નીકળે છે કે, જે પ્રમાણે પુષ્પો ભ્રમરોને પોતાનો મકરંદ દઇને આનંદિત કરે છે અને બીજાઓને દૂરથી સુગંધ અર્પણ કરીને હર્ષિત કરે છે તે પ્રમાણે. આ મ્હારાં સ્તુતિ વાકયો ભકિતરસપૂર્ણ જનોને ભગવન્માહાત્મ્ય વર્ણનરૂપ સુધારસ દેશે અને તદ્દિતર લોકોને શ્રવણ માત્રથી પણ સુખી કરશે. વસ્તુનો સ્વભાવ કદી બદલાતો નથી; ચાહે રસિક અથવા અરસિક હોય તથાપિ ભિન્ન રીતિથી અને વૃત્તિથી તેને પણ તે આનંદ દે છે એવો અનુભવ પણ છે. ઠીક! સારાંશ, હે પ્રભો! તમારી ભકિતમાં અત્યંત અસંભવિત ફળદાન કરવાની પણ શકિત છે, જે કે મ્હારા અનુભવમાં આવી. આમ છે માટે, અખિલ અપરાધોની ક્ષમા કરીને પરમ કારૂણિક જે તમે તે 'તમારી ભકિત ચંદ્રાકળાવત્ ઉત્તરોત્તર વૃદ્ધિંગત થાય' એવું મ્હને વરદાન કરો, એ પ્રમાણે મ્હારી પ્રાર્થના છે.

પુષ્પદંતની પેઠે અમારે પણ શિવનું પૂજન, સ્તવન કરીને અપરાધોની ક્ષમા માગવી ઉચિત છે. અમારા હાથથી શા અપરાધ થયા ? અથવા થાય છે ? કે જેથી અમે ક્ષમાની યાચના કરીએ ? એમ શંકા ઉત્થિત થશે વાસ્તે સમાધાન કરવામાં આવે છે કેઃ—

**मानुष्यमपि संप्राप्य पूजितो न महेश्वरः ।**
**अपराधो महान् जातः क्षमस्वेति मुहुर्वदेत् ॥**

મનુષ્ય જન્મનો લાભ થયો તોપણ, દેશ કાલાદિ અપરિચ્છિન્ન બ્રહ્મરૂપ શિવનું પૂજન ( બાહ્ય પુષ્પાદિવડે અને અંતર અહિંસાદિ વૃત્તિરૂપ પુષ્પોવડે ) ન કર્યું, એજ મોટો અપરાધ થયો છે; તેની ક્ષમા કરો એમ વારંવાર આત્મરૂપ મહેશ્વરને કહેવું. હવે શિવ પૂજનનું અસાધારણ સામર્થ્ય કહે છે.

**शिवपूजात्मकं कर्म कर्मनिर्मूलनक्षमम् ।**
**संकल्पः शिवपूजायाः सर्वसंकल्पदुःखहृत् ॥**

શંકરનું પૂજનરૂપ જે કર્મ તે, બંધન હેતુભૂત સર્વ કર્મોને મૂળ ( અજ્ઞાન ) સહિત નષ્ટ કરી દેવામાં સમર્થ છે. એટલે અંતઃકરણ શુદ્ધિ દ્વારા જ્ઞાન સંપન્ન કરીને અજ્ઞાન સહિત કર્મોનો નાશ કરી દે છે એ ભાવ. તેમજ શિવ પૂજાનો સંકલ્પ પણ, વૈષયિક સંકલ્પ વિકલ્પથી થનારાં દુઃખનો નાશ કરી દે છે. તાત્ત્વિકાર્થમાં સમજવું કે, શિવ એટલે સુખરૂપ બ્રહ્માભિન્ન પ્રત્યગાત્મા તેનું જેનાથી અર્ચન કરવામાં આવે છે એવી બ્રહ્માત્મવિષયકવૃત્તિ એજ છે સ્વરૂપ જેનું (સકળ વૃત્તિ પુષ્પોવડે આત્માનું પૂજન થાય છે) તદ્રૂપ કર્મ સમસ્ત બંધન ક્રિયાને નિર્મૂલ ( અજ્ઞાનયુક્ત જે કર્તૃત્વ તેના સમવેત નાશ ) કરવાને માટે સમર્થ છે. તે પ્રકારે શિવ 'પરમાનંદ રૂપ આત્મા' ની પૂજા (આત્મવિષયકવૃત્તિ)નો સંકલ્પ સર્વ જગતના સંકલ્પ (મનન)થી થનારા દુઃખોનો નિવર્તક છે માટે શિવપૂજા અને તેનો સંકલ્પ કરવામાં મુમુક્ષુએ રૂચિ રાખવી અત્યંત હિતકારક છે એમ જાણવું. આ પ્રકારની પૂજાથી ધર્માદિ ચતુર્વિધ પુરૂષાર્થ વશીભૂત થાય છે, પરંતુ આ પ્રકારનો અધિકારી દુર્લભજ સમજવો.

**तत्त्वतो यः शिवं वेद स वेद शिवपूजनम् ।**
**कस्तत्त्वतः शिवं वेद को वेद शिवपूजनम् ॥**

જો કોઇ સાધનચતુષ્ટયસંપન્ન પુરૂષ યથાર્થતાથી બ્રહ્માભિન્ન પ્રત્યગાત્મ સ્વરૂપ શિવને જાણે છે, તેજ તેનું પૂજન (તદાકાર વૃત્તિવડે આદર) કરવું જાણે છે. પરંતુ એવો તાત્ત્વિકરૂપે શિવને જાણવાવાળો કોણ પુરૂષ છે ? નથીજ. માટે કોણ તેનું (તદાકાર વૃત્તિરૂપ) અર્ચન જાણે ? કોઈ નહિ. શ્રુતિમાં પણ એવું વર્ણન છે. અસ્તુ ! આ પ્રકારની તાત્વિકતા સમજવાને માટે શિવરૂપ ગુરૂની સ્થૂલોપાસના કરવી જોઇએ, તોજ સાધનચતુષ્ટયસંપન્નતા પ્રાપ્ત થઇને ઉપરોક્ત યથાર્થરૂપ જાણવા માટે અને પૂજન કરવા માટે સમર્થતા થશે.

વિષ્ણુ પક્ષમાં પણ અન્વયાર્થ આ પ્રમાણે જાણી લેવો.

असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे ।
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सार्वकालं ।
तदपि तव गुणानामीश पारं न याति ॥३२॥

**अन्वयः—हे ईश, असितगिरिसमं सिन्धुपात्रे कज्जलं स्यात् सुरतरुवरशाखा लेखनी उर्वी पत्रं गृहीत्वा शारदा यदि सार्वकालं लिखति तदपि तव गुणानां पारं न याति ।**

**અર્થ:-હે ઈશ, પ્રત્યક્ષ સરસ્વતી દેવી, નીલગિરિ જેટલી મશ લઇને, સમુદ્રરૂપી ખડિયામાં શાઈ કરીને, કલ્પવૃક્ષની ડાળીની કલમ કરીને, પૃથ્વી રૂપી પત્ર ઉપર તમારા ગુણો સર્વકાળ લખવા બેસે તો પણ તમારા ગુણોના પારને પામવાની નથી. અર્થાત્ પ્રાણીઓની બુદ્ધિનો વિષય ન થાય એવાજ તમારા ગુણો છે; તેનો અંત આગવાનો નથી.**

અન્યત્ર પણ કહ્યું છે કે, હે પ્રભો! સહસ્ત્રમુખી શેષ તમારા ગુણોનું વર્ણન કરવાને માટે અસમર્થ છે. સહસ્ત્રાર્જુન પોતાના હજાર હાથવડે લખવાને પણ સમર્થ નથી. તથા તમારૂં સ્વરૂપ દેખવાને માટે સહસ્ત્ર નેત્રવાળો ઇંદ્ર પણ અસમર્થ, ત્યાં દ્વિલોચન (બે આંખવાળો) દ્વિહસ્તસંપન્ન (બે હાથ વાળો), એક મુખવાળા મ્હારી શી વાત? ક્યાં આપના ગુણો અને ક્યાં હું? એ પ્રમાણે કવિ અન્યત્ર બીજું પણ કહે છે કે, હે ભગવન્! એકરૂપ વેદને અનેક શાખા રૂપે વિસ્તૃત કરવાવાળા વ્યાસ[૧] હું નથી. તથા શતકોટિ રામાયણના કર્તા જે વાલ્મિકિ તે પણ હું નથી. તેમજ વિષ્ણુ નાભિમાંથી ઉત્પન્ન થયેલ કમળથી હું ઉત્પન્ન થયેલ (બ્રહ્મદેવ) નથી. દેવગુરૂ બ્રહસ્પતિ કિંવા બૃહત્કથા વર્ણન કરવાવાળો લખવાવાળો પણ હું નથી કે, જેથી તમારૂં યથાર્થ ગુણ વર્ણન કરૂં. તાત્પર્ય, આમાથી જો કદાચિત્ હું કોઇ હોત તો અલ્પ સ્વલ્પ પણ વર્ણન કરી શકત. પરંતુ એવો ન હોવાથી તમારૂં ગુણવર્ણન હું કેવી રીતે કરૂં? તાત્પર્યમાં સમજવું કે, યથા શક્તિ ઇશગુણવર્ણન કરીને મલિન થયેલ વાણીને પુનીત કરવી.

असुरसुरमुनीन्द्रैरर्चितस्येन्दुमौले- ।
ग्रंथितगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य ।
सकलगणवरिष्ठः पुष्पदन्ताभिधानो ।
रुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥३३॥

**अन्वयः—सकलगणवरिष्ठः पुष्पदन्ताभिधानः असुरसुरमुनीन्द्रैः अर्चितस्य ग्रथितगुणमहिम्नः निर्गुणस्य ईश्वरस्य इन्दुमौलेः अलघुवृत्तैः एतत् रुचिरं स्तोत्रं चकार।**

---

१ **वेदान्विभज्य आसमंतात् शिष्येभ्यो व्यस्यतीति व्यासः**

અર્થ:-સર્વ ગણોમાં શ્રેષ્ઠ એવા પુષ્પદન્ત ગંધર્વરાજે, દાનવ, દેવ અને મુનિશ્રેષ્ઠ એમને પૂજ્ય અને સત્વાદિ ગુણો-દ્વારાએજ સ્તવનીય એવા સ્વરૂપત: નિર્ગુણ તથા મસ્તક ઉપર ચંદ્રમા ધારણ કરનાર ઇશ્વરનું દીર્ઘવૃત્તોથી આ સુંદર સ્તોત્ર કર્યું છે.

अहरहरनवद्यं धूर्जटेः स्तोत्रमेत- ।
त्पठति परमभक्त्या शुद्धचित्तः पुमान् यः ।
स भवति शिवलोके रुद्रतुल्यस्तथाऽत्र ।
प्रचुरतरधनायुःपुत्रवान्कीर्तिमांश्च ॥३४॥

अन्वयः—यः शुद्धचित्तः पुमान् एतत् धूर्जटेः अनवद्यं स्तोत्रं अहरहः परमभक्त्या पठति सः शिवलोके रुद्रतुल्यः तथा अत्र प्रचुरतरधनायुः पुत्रवान्कीर्तिमान् च भवति

અર્થ:-જે શુદ્ધ ચિત્તવાળો પુરૂષ આ શંકરજીનું પવિત્ર સ્તોત્ર પ્રતિરોજ અત્યંત ભક્તીથી પઠન કરે છે તે શિવલોકમાં રૂદ્રતુલ્ય તેમ આ પૃથ્વી ઉપર વિપુલધન, આયુષ્ય, સંતતિ અને કીતયુકત થાય છે.

महेशान्नापरो देवो महिम्नो नापरा स्तुतिः ।
अघोरान्नापरो मंत्रो नास्ति तत्त्वं गुरोः परम् ॥३५॥

अन्वयः—महेशात् अपरः देवः न महिम्नः अपरा स्तुतिः न अघोरात् अपरः मंत्रो न गुरोः परम् तत्त्वं नास्ति ।

અર્થ:-મહેશ્વરથી શ્રેષ્ઠ દેવ નથી તથા મહિમ્નથી અન્ય સ્તુતિ નથી; અઘોર મંત્રથી શ્રેષ્ઠ એવો બીજો મંત્ર નથી, અને ગુરૂથી શ્રેષ્ઠ એવું બીજું તત્વ નથી.

दीक्षा दानं तपस्तीर्थं ज्ञानं यागादिकाः क्रियाः ।
महिम्नस्तवपाठस्य कलां नार्हन्ति षोडशीम् ॥३६॥

अन्वयः—दीक्षा दानं तपः तीर्थं ज्ञानं यागादिकाः क्रियाः महिम्नस्तवपाठस्य षोडशीम् कलां न अर्हन्ति ।

અર્થ:—બ્રહ્મચર્યાદિ નાના દીક્ષા, ગોપૃથ્વી સુવર્ણ ઈત્યાદિ દાન તથા ચાંદ્રાયણાદિ તપ, કાશી પુષ્કર રામેશ્વરાદિ તીર્થો, શાસ્ત્રીય જ્ઞાન અને યજ્ઞ યાગાદિક ક્રિયાઓ એમાંનું કોઇપણ મહિમ્ન સ્તોત્રના પાઠની સોળમી કળાને પાત્ર થતું નથી. (આ સ્તોત્ર પઠનનું ઘણું પુણ્ય છે એમ આનું તાત્પર્ય છે.)

આ પ્રકારના હરિહરના અભેદજ્ઞાનને માટે ઉભયવિધ અર્થ વર્ણન કર્યો છે. જેના જોવાથી અલ્પજ્ઞ પુરૂષપણ ભિન્નતા છોડશે. આમાં વક્રરીતિએ પ્રયત્નપૂર્વક અર્થ કર્યો છે તથાપિ એ સીધા માર્ગનોજ પ્રદર્શક છે; કુટિલ માર્ગનો નહિ. શ્લોકમાં જે નથી તે કિંચિત્ પણ કહ્યું નથી અને શ્લોકમાં જે છે તે, અલ્પ અક્ષરાદિમાં કહ્યું છે. આ પ્રકારે મહિમ્ન સ્તુતિની વ્યાખ્યા પ્રતિવાકયમાં મનોહર જેવી છે, અને આ મ્હેં મ્હારા શ્રીગુરૂચરણકમલમાં સમર્પણ કરી છે. એ પ્રમાણે શ્રી.પ.પ. મધુસૂદન સરસ્વતી સ્વામી, કહેછે. પુર્વકાલિન વિદ્વાનોમાં કેટલી વિનયતા તથા શ્રીગુરૂચરણમાં આદર હતાં તેનું આ જ્ઞાપક છે. જે વિદ્યાથી અહંકૃતિ ઉત્પન્ન થાય છે તે વિદ્યા કે અવિદ્યા? એનો નિર્ણય સદ્ભકત રસિક વાચકવર્ગજ કરશે. સ્કંધ પુરાણમા કહ્યું છે કે:

विद्याः सर्वा नृणां साक्षात् संसारस्य प्रवर्तिकाः ।
आत्मविद्या तु संसारतमसः प्रतिघातिनी ॥

આત્મવિદ્યાથી ભિન્ન જેટલી જગતમાં વિદ્યા છે તે સર્વ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરી દેવામાં અસમર્થ છે. એટલુંજ નહિ પરંતુ, ગ્રંથ અને તેના અર્થને ધારણ કરવાના નિમિત્તથી થવાવાળા દુઃખની કારણીભૂત છે. વારંવાર જન્મ મરણરૂપ સંસાર ચક્રમાં જીવને ભ્રમણ કરાવવાળીછે; અને આત્મસંબંધી વિદ્યા તો સંસારના હેતુભૂત અજ્ઞાન રૂપ ધ્વાંત (અંધકાર) નો નાશ કરવાવાળીછે. અન્ય વિદ્યાથી સંસાર-નિવૃત્તિ કેમ થતી નથી? એમ પૂછો તો સ્વ (પોતાના) સ્વરૂપનું અજ્ઞાન, જે સંસારહેતુ કહેલુંછે તે, અનાત્મ (જડ) વિષયના જ્ઞાનથી નિવૃત્ત થતું નથી. એમ હોતતો, સકલ વિદ્યામાં નિષ્ણાત નારદને[1] શોક શા માટે થાત? તથા આત્મવિદ્યારાહિત્યથી સર્વદા સંસારપાતના ભયથી ઉદ્વિગ્ન થઇને સનત્કુમારને શરણ શા માટે જાત? અને **'तरति शोकमात्मवित्'** આત્મવેત્તા શોકસમુદ્રને તરે છે એમ શા માટે તેને કહેત? આ પરથી આત્મજ્ઞાનીને સંસારાત્મક શોકનો અભાવ થવાથી મુક્તિ થાય છે એ નિઃસંશય થયું. વ્યાવહારિક વિદ્યા 'અવિદ્યા' સમજવી; અને એટલા માટે, તેણે કરીને' અહં (હું) મમ (મ્હારૂં), રાગ દ્વેષ' ઇત્યાદી અનેક વિકાર ઉત્પન્ન થાય છે અને દુઃખ થાયછે.

શ્રી પ. પ. મધુસૂદન સરસ્વતી સ્વામીજી તો, આ આત્મવિદ્યાથી પરિપૂર્ણ અને તેથી વિનીત હતા. **'त्रयी सांख्यं'** આ સાતમા શ્લોકની ટીકામાં જે અખિલ શાસ્ત્રોનું રહસ્ય વર્ણન કર્યું છે તે જીજ્ઞાસુ અધિ-કારી વર્ગને અવસ્યમેવ જોવા લાયક છે એમ પહેલાં કહી દીધું છે. કઠણ હોવાથી સામાન્ય લોકોના સમજવામાં આવે નહિ વાસ્તે સંક્ષેપ કરી દીધું છે; અને તેનો ઉપયોગ પણ નહિ. એવા અદ્વિતીય વિદ્વાન્ આ ભારતભૂપર ઉત્પન્ન થતા હતા વાસ્તે, આજ દિન સુધી આત્મ-વિદ્યાનો વૈભવ, યદ્યપિ બીજે નષ્ટ થયેલો છે તથાપિ, દૃષ્ટિગોચર થાય છે. અસ્તુ! આખરમાં સ્વામીજી કહે છે કેઃ—

---

૧ આનો વિસ્તાર 'શ્રીદત્તપ્રબોધ કલ્પદ્રુમના' તૃતીય સ્કંધમાં પ્રગટ થશે.

**भूतिभूषितदेहाय द्विजराजेन राजते ।**
**एकात्मने नमो नित्यं हरये च हराय च ॥**

એકરૂપ જે હરિ અને હર તેમને મ્હારૂં નિત્ય નમન હો: બન્ને ભૂતિભૂષિત શરીર અને દ્વિજરાજવડે શોભે છે. અહીં 'ભૂતિ અને દ્વિજરાજ' આ શબ્દો પર શ્લેષ છે. શંકર પક્ષમાં ભૂતિ નામ વિભૂતિ તેનાવડે શોભિત દેહ જેનો અને હરિ પક્ષમાં, ભૂતિ નામ સંપત્તિવડે જેનો દેહ શોભિત છે. અર્થાત્ સકળ ઐશ્વર્યનું નિધાન જે લક્ષ્મી તે જેના વક્ષ:સ્થળપર છે, તેની શોભા શું પૂછવી ? તથા દ્વિજરાજ (ચંદ્ર)વડે શંકર શોભિત અને દ્વિજરાજ (ગરૂડ)વડે વિષ્ણુ સુશોભિત છે. એવા અભેદરૂપ શિવવિષ્ણુને હું અભેદથી પ્રણામ કરૂં છું. અમે પણ તેમની માફક તેમને અભેદથી નમસ્કાર કરીને સર્વાપરાધોની ક્ષમા માંગિયે છીએ. અસ્તુ !

**कुसुमदशननामा[१] सर्वगन्धर्वराजः ।**
**शिशुशशिधरमौलेर्देवदेवस्य दासः।**
**स खलु निजमहिम्नो भ्रष्ट एवास्य रोषा- ।**
**त्स्तवनमिदमकार्षीद्दिव्यदिव्यं महिम्नः ॥३७॥**

૧ આસ્તોત્રમાં સ્વામીજીએ એકત્રીસ શ્લોકપર વ્યાખ્યા કરી છે. અને અનંતરના પાંચ શ્લોક (૩૬ પર્યંત) સંગૃહિત કરીને વ્યાખ્યાના અંતમાં એવું લખ્યું છે કે, આ શ્લોક સ્તોત્રમાં કહ્યા છે અને સુલભ છે. પરંતુ અગ્રિમ (૩૭ થી ૪૩ સુધી) શ્લોકોને માટે એ પ્રમાણે નહીં કહેવાથી, યદ્યપિ તે સ્તોત્રાંતર્ગત નથી એ સિદ્ધ થાય છે તથાપિ, લૌકિકમાં એમનો પાઠ થાય છે વાસ્તે તેમનો સંગ્રહ કરીને અન્વયાર્થ પણ બાળબોધ (અલ્પબોધવાળા)ને માટે દીધો છે.

अन्वयः--शिशुशशिधरमौलेः देवदेवस्य दासः कुसुमदशननामा सर्वगन्धर्वराजः सः खलु अस्य रोषात् निजमहिम्नः भ्रष्टः एव दिव्यद्दिव्यं इदं महिम्नः स्तवनं अकार्षीत्।

અર્થઃ-ચંદ્રની કલા મસ્તકઉપર ધારણ કરનારા દેવાધિદેવ (શંકર) નો સેવક, સકલ ગંધર્વોનો રાજા જે પુષ્પદંત તેણે ઇશ્વરના રોષથી પોતાનું સામર્થ્ય નષ્ટ થએલું હોવાથી દેવોને પણ અદ્ભુત લાગે એવું આ મહિમ્નસ્તોત્ર કર્યું છે.

सुरवरमुनिपूज्यं स्वर्गमोक्षैकहेतुं।
पठति यदि मनुष्यः प्राञ्जलिर्नान्यचेताः।
व्रजति शिवसमीपं किंनरैः स्तूयमानः।
स्तवनमिदममोघं पुष्पदन्तप्रणीतम् ॥३८॥

अन्वयः--सुरवरमुनिपूज्यं स्वर्गमोक्षैकहेतुं इदं पुष्पदंतप्रणीतं अमोघं स्तवनं यदि मनुष्यः नान्यचेताः प्रांजलिः पठति (तर्हि) किन्नरैः स्तूयमानः शिवसमीपं व्रजति।

અર્થઃ- દેવ શ્રેષ્ઠ અને મુનિઓને પૂજનીય તેમ સ્વર્ગ અને મોક્ષ નિશ્ચયાત્મક પ્રાપ્ત કરી આપનારૂં આ પુષ્પદન્તરચિત અમોઘ (નિર્ફલ ન થનારૂં) સ્તોત્ર જો મનુષ્ય એકાગ્ર અંતઃકરણથી હાત જોડી પઠન કરે તો તે કૈલાસઉપર શિવસમીપ જાય છે અને ત્યાં કિન્નરો તેની સ્તુતી કરે છે.

आसमाप्तमिदं स्तोत्रं पुण्यं गंधर्वभाषितम्।
अनौपम्यं मनोहारि शिवमीश्वरवर्णनम् ॥३९॥

अन्वयः--आसमाप्तं पुण्यं गंधर्वभाषितम् अनौपम्यं मनोहारि शिवम् ईश्वरवर्णनम् इदं स्तोत्रं गंधर्वभाषितम्।

અર્થઃ—આરંભથી સમાપ્તી સુધી પુણ્યકારક, અનુપમ, મનોહર અને કલ્યાણ કરનારૂં ઇશ્વર વર્ણનરૂપ આ સ્તોત્ર પુષ્પદન્ત ગંધર્વનું રચેલું છે.

इत्येषा वाङ्मयी पूजा श्रीमच्छंकरपादयोः ।
अर्पिता तेन देवेशः प्रीयतां मे सदाशिवः ॥४०॥

**अन्वयः--इति एषा वाङ्मयी पूजा श्रीमच्छंकरपादयोः अर्पिता तेन देवेशः सदाशिवः मे प्रीयतां ॥४०॥**

અર્થઃ—આ પ્રમાણે આ શબ્દરૂપી પૂજા શ્રીમચ્છંકરના ચરણમાં અર્પણ કરી છે. આ પૂજાથી દેવાધિદેવ સદાશિવ સંતુષ્ટ થાઓ.

तव तत्त्वं न जानामि कीदृशोऽसि महेश्वर ।
यादृशोऽसि महादेव तादृशाय नमोनमः ॥४१॥

**अन्वयः--हे महेश्वर ! (त्वं) कीदृशोऽसि (इति) तव तत्त्वं न जानामि. हे महादेव ! यादृशोऽसि तादृशाय नमोनमः**

અર્થઃ—હે શંકર! તૂ કેવો છે તે હું જાણતો નથી તથા તારૂં તત્ત્વ પણ મને વિદિત નથી. પરંતુ હે મહાદેવ! તૂ જેમ હોઇશ તેવો તનેજ મ્હારા નમસ્કાર હો.

एककालं द्विकालं वा त्रिकालं यः पठेन्नरः ।
सर्वपापविनिर्मुक्तः शिवलोके महीयते ॥४२॥

**अन्वयः--यः नरः एककालं द्विकालं वा त्रिकालं (इदं) पठेत् (सः) सर्वपापविनिर्मुक्तः सन् शिवलोके महीयते ।**

અર્થઃ—રોજ એક વખત, બે વખત અથવા ત્રણ વખત જે પુરૂષ આસ્તોત્ર પઠન કરેછે તે સર્વ પાપથી મુક્ત થઇને શિવલોકમાં પૂજ્ય થાયછે.

श्रीपुष्पदन्त मुखपंकजनिर्गतेन।
स्तोत्रेण किल्बिषहरेण हरप्रियेण।
कंठस्थितेन पठितेन समाहितेन।
सुप्रीणितो भवति भूतपतिर्महेशः ॥४३॥

अन्वयः-- श्रीपुष्पदन्तमुखपंकजनिर्गतेन किल्बिषहरेण हरप्रियेण कंठस्थितेन समाहितेन पठितेन (अनेन) स्तोत्रेण भूतपतिः महेशः सुप्रीणितो भवति।

અર્થઃ—શ્રી પુષ્પદન્તનાં મુખકમલમાંથી નિકળેલું, પાપ હરણ-કરનારૂં અને શંકરને પ્રિય એવું આ સ્તોત્ર મુખપાઠ કરીને સમાહિત ( એકાગ્ર ) અંતઃકરણથી જે પઠન કરે છે તેના ઉપર ભૂતના સ્વામી ભગવાન્ શંકર અત્યંત પ્રસન્ન થાય છે.

॥ इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्रीसहजानंद-सरस्वतीशिष्य श्रीदत्तात्रयविरचिता हरिहरभक्तिरहस्ये गुर्जरभाषा टीका समाप्ता ॥

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

। इति शिवम्।



# નવનાથ ચરિત્ર–પ્રથમ ભાગ.

આ ભારતભૂમી 'સાધુ સંત પરમહંસ સિદ્ધ મહાત્માઓની' ની માનો ખાણજ છે. આમાં બહુ ચમત્કારી સિદ્ધ પુરૂષો તથા ભકતો થઇ ગયા તેમાંજ નવ યોગિઓ નવનાથ રૂપે અવતીર્ણ થઇ તેઓએ યોગ પ્રભાવથી તથા મંત્રશકિતથી ઘણાજ ચમત્કાર લોકોને બતાવ્યા અને તેમને સન્માર્ગમાં પ્રવર્તિત કર્યા છે. જેમની સંપ્રદાય પરંપરા હજી સુધી ઘણા સ્થાનપર ઉપલબ્ધ થાય છે. નવનાથના નામ તથા તેમની ચમત્કૃતિ યદ્યપિ વિશ્રુત છે તથાપિ સર્વ સામાન્ય જનતાને તો અજ્ઞાતજ છે. તેનો લાભ બધાને થાય માટે કેટલાએક પ્રેમી જનોની સૂચનાપરથી આ ચરિત્ર ગુજરાતીમાં તૈયાર કીધું છે અને તે હાલ છપાય છે. આ પુસ્તક કેવળ વાર્તા રૂપજ નથી પણ કેક ઠેકાણે શાસ્ત્રીય જ્ઞાન સાથે બીજા ઉપયુકત દૃષ્ટાંતો પણ લખી આને શણગારેલું છે. એકજ ભાગમાં છપાવીએ તો પુસ્તક ઘણું મોટું થઇ જાય અને ગ્રાહકોના હાથ લેવામાં સંકુચિત થઇ જાય માટે બે ભાગમાં છપાવવાનો વિચાર રાખેલો છે. બે ભાગમાં ૫૦૦ ઉપર પૃષ્ટ થશે એવી આજ ધારણા છે. પુસ્તકની સાઇઝ ક્રાઉન ૧૬ પેજી રહેશે અને કાગળ ગ્લેઝ વાપરવામાં આવશે. દરેક ભાગમાં આઠ આઠ અધ્યાય રાખેલા છે અને તેમાંના વિષયોનું દિગ્દર્શન નીચે કર્યું છે.

અધ્યાય ૧ જલંધર અને કાનીફનાથની ઉત્પત્તિ તથા દત્તાત્રેય વરપ્રદાન, દત્તાત્રેય અને ઋષિયોની વાર્તા, મૈનાવતીપરીક્ષા અને ઉપદેશ, દ્વાદશ ગુરૂના નામ અને વ્યાકરણ, રામદાસનો એક અભાવિક શિષ્ય. અ. ૨ મૈનાવતીનો શોક તથા ગોપીચંદને ઉપદેશ, રામદાસને દત્તાત્રેયદર્શન, શતબુદ્ધિ સહસ્ત્રબુદ્ધિ ચરિત્ર. રાજસૂય યજ્ઞમાંની સુવર્ણ પાત્રની ચોરી. બલી અને શુક્ર સંવાદ અ. ૩ રાજમંત્રી અને જાલંધર સંવાદ, રાજસભામાં જલંધરનું આગમન તથા ખાડમાં પૂરણ, મૈનાવતીનો શોક. અ. ૪ કાનીફ અને ગોરખનાથ સમાગમ,

સ્વગુરૂ સંપ્રદાય કથન તથા યોગ ઉદ્દઘાટન, આમ્રફળનો મેલ, રામદાસના શિષ્યની નિસ્સીમ ગુરૂ ભક્તિ, એક ક્રોધી ગૃહસ્થની વાર્તા, સ્ત્રી રાજ્યમાં ગોરખઅને બંગાલામાં કાનીફનાથનું આગમન. અ. ૫ કાનીફશિષ્યકૃત ગોપીચંદબંધન, રાજાને કાનીફ દર્શન તથા સંવાદ, કાનીફ ક્રોધ. સુવર્ણ પુતલાઓનું નિર્માણ. અ. ૬ પૂતલાઓનું ભસ્મી ભવન, જાલંધરનું ખાઇમાંથી ઉદ્ધરણ, રાજાને અમરત્વપ્રાપ્તિ. અ. ૭ ગોપીચંદને યોગ દીક્ષા. એક પશ્ચાત્તાપી ચોર સાધુ થયાનું વૃત્ત, માતા અને રાણીઓના મંદિરમાં રાજાનું ભિક્ષાર્થ આગમન. રાણીઓનો વિલાપ અને જાલંધર ઉપદેશથી તેમનું સમાધાન. અ. ૮ ચંપાવતી બેનને ત્યાં રાજાનું આવવું. ચંપાવતીનો પ્રાણ ત્યાગ, ગોપીચંદ ચિતારોહણ, જાલંધરનાથથી ચંપાવતીનું સંજીવન, બાર વરસ તીર્થયાત્રા પર્યટણ અને પછી રાજ્યપદમાં આગમન. ઇત્યાદિ વિષયો ઘણાંજ સરસ રીતે ચર્ચ્યા છે. જેના વાચનથી જ્ઞાનલાભ સાથે મનોરંજન પણ સ્વાભાવિક થશે.

# નવનાથ ચરિત્ર—દ્વિતીય ભાગ.

અધ્યાય ૧:—મચ્છિંદ્રનાથોત્પત્તિઅને દત્તાત્રેય વરપ્રદાન, ગોરખનાથોત્પત્તિ, ગુરૂ અર્થે નેત્રોત્પાટન, ગોરખ તપશ્ચર્યા, મચ્છિંદ્રનાથનું સ્ત્રી રાજ્યમાં આગમન, મીનાનાથોત્પત્તિ, ગોરખનાથનું કલિંગા વેસ્યા સાથે સ્ત્રીરૂપમાં સ્ત્રી રાજ્યમાં.આગમન. મીનાનાથ મારણ તથા સંજીવન, બંગાલમાં ગોપીચંદના રાજ્યમાં આગમન, અ. ૨:-ભર્તૃહરી જન્મ તથા વિક્રમોત્પત્તિ, ભર્તૃહરી વિવાહ, અમરફલ વાર્તા, દત્તાત્રેયની સાથે ભર્તૃહરી મિલાપ, પિંગલા દેહત્યાગ અને ભર્તૃહરી વૈરાગ્ય, ગોરખ ભર્તૃહરી સમાગમ અને અષ્ટોત્તર શત પિંગલા નિર્માણ, ગોરખ સાથે ભર્તૃહરીનું ગિરનાર પર આગમન તથા દત્તાત્રેયોપદેશ. અ. ૩:—ચૌરંગીનાથનુ

જન્મવૃત્ત, સાપત્ન માતાની વિષયાસક્તિ તથા કાપટ્ય, ચૌરંગીનાથના હસ્તપાદ છેદન, ગોરખમચ્છિંદ્ર આગમન અને ચૌરંગીનું તપશ્ચરણ. અ. ૪:—ત્રિવિક્રમ રાજાનું મરણ, તેની કાયામાં મચ્છિંદ્રનાથનો પ્રવેશ, ધર્મનાથોત્પત્તિ, મચ્છિંદ્રદેહનાશ. અ. ૫:—માણિક ખેડુતવૃત્ત, ચૌરંગીનાથને ઉપદેશ તથા વિદ્યાનૈપુણ્ય, ગોરખ અને વીરભદ્ર સંગ્રામ. અ. ૬:—વીરભદ્ર અને મચ્છિંદ્ર સંજીવન, ધર્મનાથને યોગદીક્ષા, રેવણનાથ જન્મવૃત્ત, બ્રાહ્મણપુત્ર સંજીવન, નાગનાથોત્પત્તિ. અ. ૭:—અર્પટીનાથ જન્મ, તેમનું નારદ સાથે અમરાવતી આગમન અને દેવ સાથે સંગ્રામ. અ. ૮:—ઇંદ્રિપુરીમાં નવનાથનું યજ્ઞાર્થ આગમન, ગુપ્તરૂપથી પૃથ્વીપર વિચરણ. ઇત્યાદિ મુખ્ય કથાભાગસાથે અન્ય ઘણાં દૃષ્ટાંતો પણ આવશે. માટે જેમની ઇચ્છા હોય તેઓએ અગાઉ ગ્રાહકના લિસ્ટમાં પોતાના નામ ગામ ઠામ નોંધી રાખવા. જેથી પુસ્તક તૈયાર થયે ત્રણ ચતુર્થાંશ કિંમતમાં તેમના તરફ મોકલવામાં આવશે. મોંઘવારીને લીધે ફક્ત (૫૦૦) નકલજ છપાવવાનો વિચાર છે વાસ્તે વિલંબ કરશો નહિ. ટ. વી. પી. ખર્ચ જુદો પડશે.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૧ | થયા | થાય |
| ૨૩ | ૧૧ | विन्हतुं | विहन्तुं |
| ૧૩ | ૧૩ | गुणाभिज्ञासु | गुणभिज्ञासु |
| ૨૩ | ૨૨ | પણા | પણ |
| ૨૪ | ૧૪ | શાળાઓ | શાખાઓ |
| ૩૦ | ૧૮ | સ્વન: | સ્વત: |
| ૩૨ | ૨૬ | ઉપાદન | ઉપાદાન |
| ૩૩ | ૧૩ | આગળ | આગમ |
| ૩૪ | ૨૫ | તિને | શ્રુતિને |
| ૩૮ | ૨૭ | ઇત્યાદિકોનો, આ શબ્દ ૨૬મી પંક્તિના પ્રારંભમા વાંચવો. | |
| ૩૯ | ૮ | સવનું | સર્વનું |
| ૪૨ | ૧૩ | ત્વ | ત્વં |
| ૪૨ | ૨૪ | ભ્રાત | ભ્રાંત |
| ૪૩ | ૨૩ | આગમોતેજ | આગમોનેજ |
| ૪૯ | ૨ | છતાં | (વાંચવું નહિ.) |
| ૫૧ | ૧૯ | અવિધાદિ | અવિદ્યાદિ |
| ૫૫ | ૧૯ | પહેવાં | પહેલાં |
| ૫૮ | ૩ | કરેલે | કરે છે |
| ૭૮ | ૬ | પદ્માસનઉપર | પદ્માસન ઉપર |
| ૧૦૧ | ૪ | ને | તે |
| ૧૦૪ | ૧૫ | विव्यापि | वियद्व्यापि |
| ૧૦૬ | ૧૦ | જટાભૂટને | જટાજૂટને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૪ | ૧૨ | અપું | આપું |
| ૧૧૪ | ૨૪ | કમાળ | કમળ |
| ૧૧૬ | ૧૦ | સ્વયંપ્રસશ | સ્વયંપ્રકાશ |
| ૧૧૭ | ૩ | અયા | ગયા |
| ૧૨૪ | ૭ | त्रिपुरहर | त्रिपुरहर |
| ૧૨૪ | ૯ | कलति | फलति |
| ,, | ,, | શ્રદ્ધા | શ્રધ્ધાં |
| ૧૨૮ | ૧૭ | આપનામાં | આપવામાં |
| ૧૨૯ | ૧૭ | સ્તુનિ | સ્તુતિ |
| ૧૩૦ | ૫ | નાથ | નાશ |
| ૧૩૬ | ૨૫ | स्त्रैणै | स्त्रैण |
| ૧૪૦ | ૧૯ | બનાવ્યો | બતાવ્યો |
| ૧૪૫ | ૧૦ | દેવધગંધર્વના | દેવગંધર્વના |
| ૧૪૮ | ૪ | पिताभस्मालेपः | चिताभस्मालेपः |
| ૧૫૩ | ૧૫ | विभ्रतु | बिभ्रतु |
| ૧૬૧ | ૨૫ | સિધિ | સિદ્ધિ |
| ૧૬૫ | ૨૧ | પર્યવસાને | પર્યવસાનને |
| ૧૬૬ | ૭ | સૃષ્ટવ્ય | સ્રષ્ટવ્ય |
| ૧૬૬ | ૭ | સૃષ્ટા | સ્રષ્ટા |
| ૧૭૧ | ૨૬ | ખત્રી | ખાત્રી |
| ૧૭૪ | ૧૯ | વાસ્ને | વાસ્તે |
| ૧૭૬ | ૧૬ | પ્રતિપાદન | પ્રતિપાદિત |
| ૧૮૫ | ૧૧ | तुल्यः | तुल्यः |
| ૧૮૬ | ૪ | षोकशीम | षोडशीम |



